## રૂસ્તમ સોહરાબનું જાણીતું દાસ્તાંન—૧૦૦૦ બાંનુઓ અને ગ્રહસ્થોનો જંગી મેળાવડો.

આતવાર તા૦ ૨૯ મીનો છેહવો દીવસ હતો. એ દીવસે રૂસ્તમ અને સોહરાબનું જાણીતું દાસ્તાંન રજુ કરવામાં આવયું હતું. આ વેળાએ "ફ્રી" રાખવામાં આવી હતી, અને તેથી ભેગી થયલી એક ધરખમ આવક, અત્રેની પારસી વીરબાઇજી સ્કુલ ફંડને એનાયત કરવામાં આવી હતી. આ વેળા કરાંચીની પારસી તવારીખમાં એક કદી નહી બનેલો બનાવ બનવા પામયો હતો, અને તે એ કે નજદીક ૧૦૦૦ બાંનુઓ અને ગ્રહસ્થોનો એક જંગી મેળાવડો, આ વાંચણુ વેળા ભેગો થવા પામ્યો હતો. હૉલ ખીચો-ખીચ ભરાઇ ગયો હતો. તે એટલે સુધી કે ખુરસીઓ વચ્ચે એક ઇંચ ભાર પણ જગ્યા ન હતી વાંચણુ ૫ વાગે શરૂ થનાર હતું, પણ લોકોનો ધસારો ૩॥ વાગ્યાથી શરૂ થયો હતો. ઉપલું વાંચણુ ડા૦ પટેલે બહુજ બાહોશીથી રજુ કીધું હતું, અને લોકોએ તે ધીરજથી, ધ્યાંનથી, અને મોજ લઇ સાંભળયું હતું. વાંચણુના પાછલા ભાગ ઉપર આવતાં, એટલે તે ભાગ ઉપર કે જયારે રૂસ્તમ અને સોહરાબ વચ્ચે તાનાજાની થાય છે, અને સોહરાબ રૂસ્તમને હાથે અંજાણપણામાં માર્યો જાય છે, ત્યારે હૉલમાં એટલી શાંતી ફેલાઇ હતી, કે તે વખતે જમીન ઉપર એક ટાંચણી પડતે, તો તેનો અવાજ પણ અચુક રીતે આવી શકતે.

## મી૦ ફ્રરામરોઝ પંથકીએ માનેલો આભાર.

વાંચણુ પુરૂં થતાં મી૦ ફ્રરામરોઝ પંથકીએ અંજુમન તરફથી ડા૦ પટેલનો આભાર માન્યો હતો. તેવણ બોલ્યા કે ડા૦ પટેલના આજના વાંચણુથી જે એક ધરખમ રકમ ઉભી થવા પામી છે, અને તેમ થવાથી પારસી વીરબાઇજી સ્કુલને જે ઉચકો મલ્યો છે, તે માટે ડા૦ પટેલનો કેમ આભાર માનવો તે હું સમજી શકતો નથી. ડા૦ પટેલે એક ગ્રંથ કરતા એક લેખક, અને ગાયનો રચનાર તરીકે જે નામના મેળવી છે, તેમાં કેટલું વજુદ સમાયલું છે, તે આપણે જોઇ લીધું છે. વળી દેશી સંગીત ઉપર એવણ કેટલો અસાધારણ કાબુ ધરાવે છે, તે પણ તમોએ અનુભવ્યું છે, એટલે મારે માટે વધુ બોલવાનું રહયું નથી. આજ નજદીક બે અઠવાડીયાં થયાં આપણા નિયાગાંનોની દીલાવરીના દાસ્તાંનો એવણે આપણુને સમજાવ્યા છે, તે ઉપર આપણા જવાન્યાઓએ મનન કરવું જોઇએ * * * ત્યાર બાદ મી૦ ફ્રરામરોઝે અંજુમન તરફથી ડા૦ પટેલને એક સુંદર ચાંદીની "ડીકાંટર" એનાંયત કીધી હતી.

## મી૦ કાવસજી કાત્રકનું વીવેચન.

યંગ મેન્સ ઝોરાસ્ત્રીયન એસોસીએશન તરફથી મી૦ કાવસજી કાત્રક ડા૦ પટેલનો ઉપકાર માનતા બોલ્યા કે, બાંનુઓ અને ગ્રહસ્થો, મારા એકત્રીસ વરસના કરાંચીના વસવાટમાં ઘણુંએક પારસી મેળાવડામાં મને હાજરી આપવાની તક મળી છે, પણ આવો એક ગંજાવર મેળાવડો મેં કદી પણ અનુભવ્યો નથી. એજ બતલાવે છે, કે ડા૦ પટેલના વાંચણો માટે તમો કેટલી ફીદાગીરી બતલાવો છો. * * * * * * * *

——:o:——

## કરાંચીમાં શાહનામાના કીરતનો.

[ જામે જમશેદ. તા૦ ૬ ઠ્ઠી જાનેવારી ૧૯૧૩ માંથી ઉતારો. ]

* * * * મારાં ગયાં કાગલમા લખયા મુજબ ગઈ તારીખ ૨૭ મીએ કરાંચી જરથોસ્તી બાંનુ મંડળ તરફથી ડા૦ ધનજીભાઈએ 'હાલરડાં' ઉપર સંગીત સાથ ભાશાંણુ આપ્યું હતું, તે વખતે પુશકળ બાંનુઓ હાજર હતાં. * * * ગઈ કાલે પારસી વીરબાઈજી સકુલના લાભ માટે સોહરાબ અને રૂસતમનું દાસતાંન ઘણી છટાથી ગાઈ સંભળાવયું હતું. એ વખતે બાનુંઓ અને ગ્રહસથોની એટલી ગીરદી થઈ હતી, કે ઉભા રહેવાની બીલકુલ જગા બાકી રહી હતી નહી, તે છતાં એ દીનની આવક, નજીવી ફી હતી, તે છતાં રૂ. ૩૨૫ થઇ હતી. જે બધી રકમ ડા૦ ધનજીભાઈએ એ સકુલના ફંડમાં આપી હતી.

દાસતાન પુરૂ થવા પછી અનજુનના સરનશીન મી૦ ફરામરોજ પંથકીએ અનજુમન તરફથી ડોકટર ધનજીભાઇનો ઉપકાર માનતાં જણાવયું, કે ડાકટર ધનજીભાઇ એક જરનાલીસ્ટ તરીકે–એક સારા ગાનાર તરીકે, અને સંગીતપરના સરસ કાબુ ધરાવનાર તરીકે જાણીતા થયલા છે, અને આજે દસ દીવસ થયા જે આપણે સાંભળયું છે તે દેખાડે છે કે એવનનો સંગીતપરનો કાબુ ઘણો મજબુત છે. તેમના કીરતન અને વાંચણો દીલકસ અને જુસાદાર છે, અને એ સાંભળી આપણે ઇરાનપર ચઢાઇ લઇ જઇએ એવું જોમ આપણામાં આવે છે. આજ રોજની આવક રૂ. ૩૨૫ થઇ છે, તે ડાકટર ધનજીભાઇએ પારસી વીરબાઇજી સકુલના લાભ માટે આપી છે, તે માટે અને તેમના વાંચણ માટે આખી પારસી અનજુમન તરફથી હું તેમનો આભાર માનું છું.

ડાકટર ધનજીભાઇ તરફ ફરીને મી૦ પંથકી બોલ્યા, કે ડાકટર ધનજીભાઇ, તમારાં રસીલાં કીરતનો માટે તમને બહુ મેહેનત પડી છે, તે માટે તમારો ઉપકાર માનું છું, અને આખી પારસી અનજુમની કદરસનાશી તરીકે આ ભેટ તમને અનજુમન તરફથી આપું છું. એમ કહી મી૦ પંથકીએ એક અતી સુંદર નાદર કોતર કામનો રૂપાંનો કુંજો ડાકટર ધનજીભાઇને એનાયત કીધો, અને પછી ધી યંગમેન ઝોરાસ્ત્રાયન એસોસી-એશનનો ઉપકાર માનયો.

મી૦ પંથકી પછી યંગમેન ઝોરાસ્ત્રીયન એસોસીએશનના વાઇસ પ્રેસીડંટ મી૦ કાવસજી કાત્રંકે જણાવયું, કે મારા કરાંચીમાં વસવાટ પછી છેલ્લા દસ દીવસ જેવા મેળાવડા થયા, તેવા મેળાવડા મારા જોવામાં આવયા નથી. આ મેળાવડા ઘણા ફતેહમંદ નીવડયા છે તેમાં કંઇ સરાહગાત નથી. તેનો દાખલો તો આ છે કે બાનુઓ જે ઘરમાંથી બહાર નીકળે નહીં તે બાનુઓ ત્રણ ત્રણ કલાક સુધી માંચીમાના માંકડ માફક અત્રે બેસી કીરતનો સાંભળતાં હતાં, અને છોકરાંઓ જે છાપરાંનાં નળીઆં નીચે લાવે તેવા, તેઓ પણ એક ચીતથી સાંભળતા હતા. આ દેખાડે છે કે એ ભાશણો કેવાં અસરકારક હતાં. ડાકટર ધનજીભાઇએ આપણા અસલ-વારેના નયાગાનોની કીરતી અને તવારીખ સજીવન કરી છે, તે માટે અને ધી યંગમેન ઝોરાસ્ત્રાયન એસોસીએશનના ઇંજનને માન આપી અગવડ ખમી, હજારો માઇલની મુસાફરી કરી દુરથી આવયા છે, તે માટે એસોસીએશન તરફથી તેમનો ઉપકાર માનું છું. ડાકટર ધનજીભાઇને એસોસીએશન તરફથી ફુલના હાર પહેરાવી જણાવયું કે જેમ આ ફુલનો પમરાટ આજુબાજુ મીઠો પમરે છે, તેમ તમારી કીરતી વધતી જાય અને તમો જરથોસતીઓની સેવા બજાવતા જાઓ એવી અમારી દુવા છે.

——:o:——

## પારસી પરાંમાં શાહનામાનું વાંચણ.

## બેન્ડોરા પારસી યુનીયન તરફથી મી૦ ડી. એન. પટેલે આપેલું સંગીત કીરતન.

[ધી પારસી. તા૦ ૧૩ મી અકતોબર ૧૯૧૩ માથી ઉતારો.]

આ એક ખુશી થવા જોગ બાબત છે કે, પારસી ન્યાગાનોની બહાદુરી અને હીમતના કીસ્સાનાં દાસતાંન જયારેથી મુંબઇમાં મી૦ ડી. એન. પટેલ તરફથી રજુ થાય છે, ત્યારે તે સાંભળવા મોટી સંખ્યામાં પારસી બાંનુઓ અને ગ્રહસ્થો ઉતરી પડે છે. મુંબઇમા અપાતાં મી૦ ડી. એન. પટેલનાં વાંચણોનો લાભ પરાંમાં વસતાં પારસી

કુટુંબો આજ સુધી લઇ શકતાં ન હોવાથી, બેનડોરા પારસી યુનીયન તરફથી મી૦ ડી. એન. પટેલને શાહનામાનું એકાદ વાંચણુ આપવાની ફરમાસ થવાથી, ગયા રવીવારે સાંજના વાંદરા મધે આવેલી નસરવાનજી પીટીટ મયુનીસીપલ સ્કુલનાં કુસાદે દીવાનખાનામાં રૂસતમ અને સોહરાબવાલું કરૂણારસીક દાસતાંન મી૦ પટેલે રજુ કીધું હતું. સાડા પાંચ વાગતે વાંચણુ શરૂ થનાર હતું, પણ સાંભળનારાંઓએ સાડા ચાર વાગેથી આવવા માંડયું હતું, અને વાંચણુ શરૂ થવા આગમચ યુનીયનના સભાસદોએ પોતાની બેઠકો મોડાં આવનારાઓની સગવડને ખાતર તેમને ખાલી કરી આપી, પોતે વરંન્ડા ઉપર જઇ ઉભા હતા. પ્રમુખ ખાનબહાદુર ડાકટર આર. આર. દાદીનાએ * * * મી૦ પટેલનાં સંગીત વાંચણોથી પારસી કોમમાં પ્રગટી રહેલી ન્યાગાંનો તરફની જાગરૂતી બાબે ઇશારો કીધો હતો, અને વાંદરાવાસી હમદીનોને એવાં વાંચણોનો ખયાલ આપવા માટે મી૦ ડી. એન પટેલને યુનાયન તરફથી ખાસ આમંત્રણ કીધું હતું. * * * વાંચણુના છેલ્લા ભાગ ઉપર આવતાં ગ્રહસ્થો તેમજ બાંનુઓનો મોટો ભાગ આંખોમાંથી આંસુ ખેરવતો માલમ પડયો હતો. આ પ્રસંગે મી૦ પટેલને સાંભળવાને જે સખ્યામા વાંદરેના રહેવાસીઓ હાજર થયા હતાં, તેવો મોટો મેળાવડો પેહલીજ વાર જેવામાં આવયો હતો. ખતમ થતાં મી૦ ડી. એન. પટેલનો ઉપકાર માની હાર તુરા આપી મેળાવડો વીસરજન થયો હતો. રાતના યુનીયનનાં મકાનમાં મી૦ ડી એન. પટેલને મેમબરો તરફથી ડીનર આપવામાં આવયું હતું.

——:o:——

## શાહનામાના સંગીત કીરતનો.

## મી૦ ડી. એન. પટેલે એ વાંચણોને લોકપ્રીય બનાવવામાં આપેલો કીંમતી ફાળો.

[ પારસી તા૦ ૬ ઠી સપટેમ્બર ૧૯૧૪ માથી ઉતારો. ]

જશન કમીટી તરફથી મી૦ ડી. એન. પટેલે ગઇ કાલે શાહનામા માહેલું એક નવું વાંચણુ, એક મોટા મેળાવડા સમક્ષ પહેલી વાર રજુ કીધું હતું. બેજન મનીજેહનુ દાસતાંન શાહનામામાં એક આગેવાંન જગયા રોકે છે. એ દાસતાંન શાહનામામાં પાક અને પવીત્ર પયારનો એક જાણવા જોગ ચીતાર રજુ કરે છે. હમો આજ લાંબી મુદ્દતથી મી૦ પટેલને સંગીત વાંચણોને પારસી આલમ સનમુખ રજુ કરતા જોઇએ છીએ. એક જાહેર લેખક તરીકે એ ગ્રહસ્થ જેટલા જાણીતા છે, તેટલાજ શાહનામાના સંગીત વાંચણોના કરનાર તરીકે મુબઇ તેમજ બહારગામમાં તેવણે ત્યાના આલમની અચુક

પસંદગી મેળવી છે. મી૦ પટેલ જેવી ખંતથી શાહનામાનાં વાંચણોને પારસી કોમ સનમુખ આજે સતરથી અઢાર વરશ થયાં રજુ કરતા રહયા છે, તે ઉપરથી એવણ એક વાંચણ કરતા તરીકે પુરતી રવેસે જાણીતા થઇ ચુકયા છે. સંગીત વાંચણની એવણની પહેલ બેશક જેવીને તેવીજ એકલી ઉભી છે, અને સતર વરશની ચાલુ ખંતથી શાહનામાના વાંચણ એટલે મી૦ ડી એન. પટેલ, અને મી૦ પટેલ એટલે શાહનામાના વાંચણ, એમ જો એવણની ઓળખ અપાય તો તેમાં સહરાઘાત જેવું કાંઇબી લેખાશે નહીં.

મી૦ પટેલનું પેહલું વાંચણ ૧૮૯૭ ના સાલમાં શરૂ થયું હતું, તે દાસતાંન તમામ સંગીતમાં રજુ થયું હતું, અને જો હમો ભુલતા નહીં હોઇએ તો તે દાસતાંન એક મોટી સભા સનમુખ મરહુમ મી૦ કેખશરૂ કાબરાજીના પ્રમુખપદ હેઠળ થયું હતું. તે વખતે મી૦ પટેલના સંગીતની સીફત મી૦ કાબરાજીએ એટલી હદ સુધી કરી હતી, કે મરહુમે પોતાના એક ચેલા તરીકે મી૦ પટેલને જણાવી, જ્ઞાન પ્રસારક મંડળી તરફથી તેમણે સંગીત વિદ્યા વીષે અપાતાં ભાશણોની હારમાળા પોતાની નબળી તબીયતને લીધે બંધ કરી, જાહેરમાં સંગીત ભાશણો એજ મંડળી તરફથી આપવાનું કામ મી૦ પટેલને સપુરદ કીધું હતું. મી૦ પટેલે તયાર પછી જ્ઞાન પ્રસારક મંડળી તરફથી હીંદુસ્થાંની રાગ વિદ્યા ઉપર લગભગ પંદરથી વીસ જાહેર ભાશણો ચાલુ આપયાં હતાં. એ તેવણનો સંગીત અનુભવ દેખાડવા પુરતું હતું. રૂસતમ અને સોહરાબનું સંગીત વાચણ ત્યાર પછી અનેકવાર થતું રહયું છે. અને દર સાલ નવાં નવાં વાંચણો કરવાનું તેવણે આજ સુધી ચાલુ રાખયું છે. આજે એવણની આ વાંચણોની કોશેશને સતર વરશ પુરાં થઇ અઢારમું વરશ ચાલે છે, તે જોઇ હમો બેશક ખુશી છીએ.

મી૦ પટેલ આજે લગભગ પચાસ વર્ષની ભરતીએ આવયા છતાં એટલી મોટી ઉમરે એવણનાં ગળાનો અવાજ અને તેમાં સમાયલી મધુરતા ધ્યાંન ખેંચનારાં થઇ પડે છે. બેજન મનીજેહના સંગીતના ચોપાનીઆંના છેલ્લા સફા તરફ નજર કરતાં માલમ પડે છે, કે મી૦ પટેલ લગભગ ૩૫ પુસતકોના કરતા છે, જેના નામોની એક લંબાણ ટીપ એ ચોપાનીઆને છેડે જણાય છે.

મી૦ પટેલનાં વાંચણો માટે અને તે માહેલાં સંગીત માટે બે મત છેજ નહી. કુટુંબો એ વાંચણો સાંભળવા હમેશાં મોટી સંખ્યામાં હાજર થાય છે, અને જો કે ખરચને પોંહચી વળવા લગતા વળગતાઓ નાની જેવી ફી રાખે છે, છતાં મો

સંખ્યામાં જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થો હમેશાં ભેગાં મળે છે. મુંબઈમાં તેમજ દુર દેશાવરોમાં પણ એ વાંચણો સાંભળવાની ઉતકંઠા જોવામાં આવે છે. ગયે સાલ મી૦ પટેલને કરાંચી શહેર તરફથી ખાસ આમંત્રણ કરી એ સઘળાં વાંચણો, વીદવાન દસ્તુર ડાકટર માણેકજી ધાલાના પ્રમુખપદ હેઠળ રજુ કરાવ્યાં હતાં, અને કરાંચીની પારસી અંજુમન તરફથી મી૦ પટેલની કદરસનાસી સારી રીતે બુજવામા આવી હતી.

—:o:—

## ફુરસદ.

[ ફુરસદ. માસ ફેબરવારી ૧૯૧૫ ના અંકમાથી ઉતારો. ]

* * * એ છેલ્લો, ઉપલી જશન કમીટીની આહેધરી હેઠલ થયલો જંગી જરથોસ્તી મેલાવડો જશન દીયામાં શામીલ થવાનું પુન હાંસીલ કરવા, કાં તો પછીથી રજુ થયલી હમબંદગીમાં ભાગ લેવાજ જમાવ થયો હતો, એ માની શકાતું નથી. એ મોટા મેલાવડાના ધસારાનું "સીક્રેટ" (ખરો ભેદ) તો પછીથી ત્યાં રજુ થયલું મી૦ ધનજીભાઇ પટેલનું "રૂસ્તમ—સોહરાબ" નું સગીત ક્રિર્તણ હતું. * * *

વધારે ખુશી થવાનું એ છે કે એવાં દીલરૂબા દાસ્તાંનોના વાંચણો શાહનામાંમાંથી રજુ કરવા વાસ્તે જશન કમીટીને મી૦ પટેલ જેવા એક સૌથી લાયક જરથોસ્તી હાથ લાગ્યા છે. એ કાંઇ બધાજ ટુંક ભંડોલ્યાઓનું કામ નથી. એને વાસ્તે ઘણા અભ્યાનીજ નહીં પણ લગોલગ ઘણા મીઠા હલક ને જોરાવર અવાજની પણ જરૂર છે, ને તે આપણા વચ્ચે હાલ તો એકલા મી૦ પટેલમાંજ જોવામાં આવે છે. એ કાર્ય વાસ્તે મી૦ પટેલની લાયકાત બેતકરાર કબુલ રહેલી છે, ને અમો તેને ખરાં દીલથી એકમત છીએ. એમના કથન શ્રવણ કરવા માટે પારસી કુટુંબોની જે ધમાલ વરસે છે, તથા તેના કરૂણારસીક ભાગો એક ટાંચણી પડે તો તે પણ સાંભળી શકાય એવાં એકાગ્ર ચીતથી એ ધાર્મીક મિજલસો સમજે છે.

—:o:—

## ડા૦ પટેલ અને "ફુરસદ."

[ જ્ઞાનવર્ધક. માસ મારચ ૧૯૧૫ ના અંકમાથી ઉતારો. ]

અમારા ભાઇબંધ "ફુરસદ" ના ફેબરવારીના અંકમાં "કાંઇ નવી જુની?" વાળી કોલમમાં, મુંબઇની જરથોસ્તી જશન કમિટી તરફથી ડા૦ ધનજીભાઇ એન. પટેલે તા૦ ૧૬-૧-૧૫ ને દીને "રૂસ્તમ સોહરાબ" નાં આપેલાં સંગીત કીરતનના સંબધમાં કેટલીક નોંધો જોઇએ છીએ. જશન કમીટિ અને ડા૦ ડી. એન.

પટેલના સંબંધમાં એ ભાઇબંધના સ્તુત્ય શબ્દો સાથ અમો જરાક પણ જુદા પડયા વિના એકમત થઇ શકિયે છીએ, અને જેમ પુરસદ કહે છે તેમ એવાં સંગીત કીરતનો માટે "ઘણા ગીઠા હલક ને જોરાવર અવાજ" વાળા "આપણા વચ્ચે હાલ તો એકલા મી૦ પટેલ" જ છે. ડા૦ પટેલનું "રૂસ્તમ સોહરાબ" નું એ પ્રખ્યાત દાસ્તન અમો ભુલતા ન હોઇએ તો, એમનું સૌથી પહેલુ દાસ્તાંન છે, અને તેની છપાયલી ચોપડી ઉપર જે ૧૮૯૭ નું સાલ છે, તે સાબીત કરે છે કે ૧૮ વર્ષનું પુરાણું છે.

——:o:——

## અમદાવાદમાં શાહનામાના સંગીત કીરતનો અને ડા૦ ડી. એન. પટેલ.

[ કયસરે હિન્દ. તા૦ ૧૧ મી એપ્રીલ ૧૯૧૫ માથી ઉતારો. ]

( હમારા ખાસ ખબરપત્રી તરફથી. )

અમદાવાદની બઝમે જશને રૂએ બેહરામના સેક્રેટરી મી૦ ફરામરોજ કેકોબાદે અમદાવાદની પારસી અનજુંમનની આ સાલ એક ખાસ સેવા એવી બજાવી છે, કે જે હમો કદીબી ભુલશું નહી. તમારી તરફના ડા૦ ડી. એન. પટેલ, જેઓ શાહનામાના સંગીત કીરતનો બેતબાજી અને ગાયણો સાથે જાહેરમાં રજુ કરવા માટે દેશ પરદેશ તેમજ મુંબઇમાં જાણીતા થયલ છે, તેઓના સંગીત કીરતનોનો લાહાવો ગયાં અઠવાડયામાં હમોને ચાલુ મલ્યો હતો, જેની લેહજત અમદાવાદીઓ રોજ યાદ કરે છે. ગોઠવણ પ્રમાણે ડા૦ ડી. એન. પટેલ તારીખ ૨ જીએ સહવારના આવી પુગનાર હોવાથી તેમને માટે શહેરમાં ઠીક ચકચાર ચાલી રહી હતી. ડા૦ પટેલને સામા લેવા માટે હમારા જાણીતા શેહરી શેઠ કાવસજી દાવર, મેસર્સ કેકોબાદ, જેહાંગીર રાવ, અને બીજા અરધો દજન ગ્રહસ્થો મોટાર ગાડી લઇ સ્ટેશને ગયા હતા. તેજ દીવસે સાંજના અગીઆરીવાલા સુંદર હૉલમાં ડા૦ પટેલે શીયાવક્ષનું વાંચણ રજુ કીધું હતું. જેમ કરતાં વખતને પહોંચી વલવા એકાદ બે સંગીત છોડતાંજ મીસ——નામના પારસી બાંનુએ બુલંદ અવાજે ટીકા કીધી કે "ગાયન મુકી ના દેઓ, હમો બાર વાગા સુધી બેસીશું." શીયાવક્ષનું દાસતાંન સાંભળવા તમામ હૉલ ચીકાર ભરાઇ જવા ઉપરાંત કમ્પાઉંડમાં ગ્રહસ્થોની એક મોટી સંખ્યાને સેવટ સુધી ઉભું રહેવુ પડયું હતું.

બીજે દીવસે પ્રેમાભાઇ હૉલમાં જમશેદનું કીરતન એક મોટી ગંજાવર સભા સભા સમક્ષ રજુ કીધું હતું, જે પ્રસંગે હમારી અનજુમનના સેક્રેટરી શેઠ અરદેશર

દલાલ પ્રમુખપદે બેઠા હતા. તેવણે જાહેર કીધું કે આપણે ડા૦ પટેલ માટે ફક્ત છાપામાં વાંચી જે મત બાંધ્યું હતું, તેના કરતાં કાનેકાન તેમને સાંભળ્યાથી તે મતમાં મોટો વધારો થયો છે. જમશેદનું વાચણ સાંભળવા બાંનુઓ તેમજ ગ્રહસ્થોની જે ગંજાવર મીજલસ ફ્રેમાભાઇ હૉલમાં ભેગી મલી હતી, તેવી મોટી મીજલસ આગળ કદીબી મલી હતી નહી.

ત્રીજે દીવસે રૂસતમ અને સોહરાબનું જગજાહેર દાસતાંન રજુ થનાર હતું એવું આગમચથી જાહેર થયલું હોવાથી આખો હૉલ ઠેડવેલા વખતની આગમચ ચીકાર ભરાઈ ગયો હતો, અને ઘણાકોને હૉલની બાહેર ઉભું રેહવું પડયું હતું. એ પ્રસંગે હમારા શેહરના જાણીતા શેહરી ઑનરેબલ શેઠ રૂસતમજી વકીલ પ્રમુખ બનયા હતા. રૂસતમજી શેઠે પ્રમુખ તરીકે ડા૦ પટેલના ગુણ ગાઈ, વાંચણ શરૂ કરવા ફરમાસ કરી હતી. વાંચણ એટલું તો રસીલું હતું, અને ડા૦ પટેલનો સરોદ એટલો તો આકરશીત હતો, કે આખી મીજલસે પુર ચુપકીદીથી તેનું શ્રવણ કીધું હતું, તેમાં મુખ્ય કરી દાસતાંનના છેલ્લા ભાગ ઉપર આવતાં ડા૦ પટેલે મીજલસના મોટા ભાગના બાંનુઓ તેમજ ગ્રહસથોને રડાબ્યાં હતાં. હમારા પ્રમુખ સાહેબનું દીલ પણ કાંઇક તેવીજ રીતે ઉદાસીત થયું હતું. રૂસતમ સોહરાબનું દાસનાંન, રાતના સાડા આઠ વાગે પુરૂં થયું હતું.

ચોથે દીવસે વાંચણ સાંભલનારાઓની આતુરતાનો પાર રહયો નહી હતો, કેમકે વાંચણની હારમાળાનો તે છેલ્લો દીવસ હતો, અને પટેલ સાહેબને તેજ દીવસે રાત્રે મુંબાઇ પધારવું હતું. આગમચથી જાહેર થયું હતું કે ચોથે દીવસે બેજન મનીજેહ યા તો દારા અને સીકંદરનું કથન કરવામાં આવશે. કોઇએ બેજનનું કીરતન સુચવ્યું, તો કોઇએ દારા સીકંન્દરનું કીરતન સંભલાવો, એવા પુકારો સભામાં ગાજી રહ્યા. ડા૦ પટેલે કહયું, કે "એમ તો મારી હાલત સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડે છે. હું મીજલસના એક ભાગને માન આપું છું, તો બીજો ભાગ નારાજ થાય છે, માટે સરસ અને સિધો રસતો એકજ છે, અને તે એજ કે મારે બંને કીરતનો તમુને સંભળાવવાં." આ જાહીરાત સાંભળી બાનુંઓ તેમજ જવાંનો ઘણાજ હરશીત થઇ ગયાં હતાં, પણ કમનસીબે ડાકટર સાહેબ બે વાંચણ કરી શકયા નહી, અને બેને બદલે એકજ વાંચણ ચોથે દીવસે સાંજના ત્રણથી પાંચ વાગે, બેજન મનીજેહનું વાંચણ કરી શકયા હતા, જે વખતે હમારાં લોક પ્રીય તબીબ બાઈ મોતીબાઇ, જેવણને સરકાર તરફથી કયસરે હિંન્દનો ચાંદ મલ્યોછે, તેવણે પ્રમુખસ્થાન લીધું હતું.

ચોથા દીવસે ગંજાવર સભા ભેગી મલી હતી. જેમાં માંનપાનની કાંઈક ક્રીયા થઇ હતી, અને વાંચણ ખતમ થતાં ડા૦ પટેલને એક કીમતી રૂપેરી ફલાવર વાઝ બઝમ તરફથી ધ્વટીટ લેખો સાથ ભેટ કરવામાં આવયુ હતું, જેને માટે તેવણે એક રમુજી ભાષણ કરી સભાના બાનુંઓને ખુબ હસાવી આભાર માનયો હતો. એ રીતે ફીરદોસીના શાહનામાના કીરતનોનો સવાદ અમદાવાદમાં પારસીઓને પટેલ શેઠ સંભલાવી તેમના દીલ હરણ કરી લીધાં હતાં. નાહના અને મોટાં સરવે એમને પુર સંતોશ વચે સાંભલી વખાણે છે, અને હજી પણ એમના બાકી રહેલાં બીજાં વાંચણો સાંભલવાની હવડેથીજ ગોઠવણ કરવા મડયાં છે. ડા૦ પટેલના વાંચણોએ પારસી લાગણીઓને મોટે ભાગે સતેજ કરી છે. મંગલવારે રાત્રે ડા૦ પટેલ મુંબઇ આવવા અત્રેથી પધારયા હતા, જે પ્રસંગે સ્ટેશને એમને વળાવવા સેઠ દાવર, શેઠ લાલકાકા, શેઠો કેકોબાદ, રાવ, પંથકી, પટેલ, અને કેટલાંક બાનુંઓ તેમજ જવાંનો ગયાં હતાં, અને હાર તુરા તથા ગજરાથી વધાવી, ત્રેન ઉપડતાં હુરેરેના પુકારો કરી છુટાં પડવાં હતાં.

—:o:—

## અમદાવાદમાં ડા૦ ડી. એન. પટેલનાં કિર્તનો.

[ જામે જમશેદ, મંગળવાર તા૦ ૬ થી ૧૯૧૫ માથી ઉતારો. ]

( અમદાવાદ, તા૦ ૪ થી અપ્રેલ )

અત્રે અમદાવાદની બઝમ જશને રૂઝે બેહરામના કારોબારીઓની અલતમાસથી ડા૦ ધનજીભાઇ નવરોજી પટેલ અત્રેના જરથોસ્તીઓ સનમુખ પોતાનાં કીરતનો રજુ કરવા અત્રે તારીખ બીજીએ સહવારે પધારયા છે. તા૦ ૨ જીએ સાંજે અત્રેના શેહેરી શેઠ કાવસજી ડોસાભાઇ દાવરના પ્રમુખપણા નીચે ડા૦ પટેલે "શાહઝાદા શયાવક્ષ" વીશેનું પોતાનું પેહેલું કીરતન રજુ કરયું, ત્યારે બાનુંઓ અને ગ્રહસથોએ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

અગીયારીનાં કમપાઉંડમાં આવેલો "લેકચર-હૉલ" ભરાઈ જવાથી જરથોસ્તીઓને મોટી સંખ્યામાં હૉલની બાહેર ઉભું રહેવું પડયું હતું. ઓરગનનાં મ્યુઝીકના મધુર એકમ્પનીમેંન્ટ સાથે ડા૦ પટેલે પોતાના સુરીલા હલકે રજુ કરેલાં કીરતનથી ઘણી સારી અસર ફેલાઇ હતી.

અગીયારીમાના કમપાઉંડમાનો હૉલ હાજર રહેલી મોટી સંખ્યાનો સમાવેશ કરવા માટે દેખીતી રીતે નાહનો પડવાથી ડા૦ પટેલના બીજા દીવસનાં કીરતન માટે અત્રેના

"પ્રેમાભાઇ હૉલ" મેળવવામાં આવ્યો હતો. આ જાહેર કુસાદે હૉલ પણ જરથોસ્તીઓની ગંજાવર હાજરીથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. બીજા દીવસનું "જમશેદ અને ઝોહાક" વીશેનું કીરતન, અત્રેની પારસી પંચાએતના માનવંત સેક્રેટરી મી૦ અરદેશર દલાલનાં પ્રમુખપણા નીચે થયું હતું, જે પણ વખણાયું હતું, અને જમશેદની ગરૂરીથી કદીમ વતન ઈરાંન ઉપર આવી પડેલી તારાજીનું લાગણીભરયું વર્ણન ડા૦ પટેલે કીધું ત્યારે ઘણી ગંભીર શાંતી ફેલાઇ રહી હતી. કીરતન પુરૂં થયા પછી પ્રમુખ મી૦ દલાલે ડા૦ પટેલને પારસી કીરતીની યાદ તાજી કરવાની તેઓની અંતઃકરણપુર્વક કોશેશો માટે મુબારકબાદી આપી હતી, અને પારસી ધારમીક જુસ્સાને સજીવન કરવાની જરૂર જણાવી હતી.

——:o:——

## ડા૦ પટેલના વધુ કીરતનો.

[ જામે જમશેદ સુકરવાર તા૦ ૯ મી એપ્રેલ ૧૯૧૫ માંથી ઉતારો. ]

( અમદાવાદ )

અગાઉ જણાવયા મુજબ અત્રેની બઝમ તરફથી મુંબઇવાળા ડા૦ પટેલે આપેલાં શાહનામાનાં પહેલાં બે કીરતનો પછી ગયા તારીખ ૪ થીએ તેમણે અત્રેના શહેરી ઓનરેબલ ખા૦ બા૦ રૂસતમજી જહાંગીરજી વકીલનાં પ્રમુખપણાં નીચે "પ્રેમાભાઇ હૉલ"માં "રૂસતમ–સોહરાબ"નુ કીરતન રજુ કરયું હતું. જરથોસતી બાંનુઓ અને ગ્રહસ્થોએ પહેલા બે દીવસની માફક મોટી સંખ્યામાં હાજરી આપી હતી. એ દીવસનું કીરતન પણ ફતેહમંદ નીવડયું હતું, અને હાજર રહેલાંઓ ઉપર સારી અસર થયેલી જણાતી હતી. રૂસતમને હાથે સોહરાબનાં નીપજેલાં મોત ઉપર તેહમીનાનો વીલાપ ડા૦ પટેલે એવા તો શોકાતુર અને ગંભીર અવાજે રજુ કીધો, કે હાજર રહેલાં બાંનુ-ઓનીજ નહી પણ કેટલાક ગ્રહસ્થો વટીકની આંખો આંસુથી ભીનાઈ ગઇ. કીરતન પુરૂં થયા પછી સરનશીન ખા૦ બા૦ રૂસતમજીએ ભાશણ કરતાનો ઉપકાર માનતાં ડા૦ પટેલને તેઓના સુરીલા અવાજ માટે ખાસ મુબારકબાદી આપી હતી.

સોમવાર, તા૦ ૫ મીએ ડા૦ પટેલે "બેજન–મનીજેહ"નું કીરતન રજુ કરયું હતું, અને તે પ્રસંગે અત્રેના લોકપ્રીય લેડી ડાકટર મીસ મોટીબાઇ રૂસતમજી કાપડયા પ્રમુખસ્થાંને બીરાજયાં હતાં. આ અસરકારક કીરતન પુરૂં થયા પછી સરનશીન બાંનુએ તાલીઓના ગગડાટ વચે ડા૦ પટેલનાં કીરતનોની ભારે વખાણ કરતાં જણાવ્યું કે અમદાવાદના જરથોશ્તીઓ ઉપર શાહનામાનાં દાસતાનોથી ઘણી સારી અસર થઇ છે, અને ડા૦ પટેલ ફરીથી અમદાવાદ આવી પોતાનાં બીજાં કીરતનો રજુ કરે એવી

સરવેની મજબુત ખાહેશ છે. ત્યાર બાદ બઝમના સેક્રેટરી મી૦ ફરામરોજ કેકોબાદની અરજ ઉપરથી ડાકટર મીસ મોટીબાઇએ અમદાવાદના જરથોસ્તીઓ તરફથી ડા૦ પટેલને ચાંદીના સુંદર વાઝ ભેટ આપ્યાં હતાં.

——:o:——

## ડા૦ ડી૦ એન. પટેલના કિર્તનો.

[ પ્રજાબંધુ તા૦ ૧૧ મી એપ્રીલ ૧૯૧૫ માંથી ઉતારો. ]

મુંબઇ અને દેશાવરમાં પોતાનાં શાહનામાંનાં સંગીત કિર્તનોથી જાણીતા થયેલા ડા૦ ડી. એન. પટેલે અત્રેની બઝમે જશને રૂએ બેહરામના આશરા નીચે ચાર કિર્તનો રજુ કર્યા હતાં. "શાહઝાદા સ્યાવક્ષ" વિષેનું પહેલું કિર્તન પારસી અગીયારીના કમ્પાઉનડવાળા હૉલમાં શેઠ કાવસજી ડોસાભાઇ દાવરનાં પ્રમુખપણા નીચે અપાયું હતું. એ વેળાએ જરથોસ્તી બાનુંઓ અને ગ્રહસ્થોએ ઘણી ગંજાવર હાજરી આપી હતી, અને તેટલી મોટી સંખ્યાનો હૉલમાં સમાવેશ ન થવાથી ઘણાકને હૉલની બહાર ઉભું રહેવું પડયું હતું. આ કિર્તન ઘણુંજ વખણાયું હતું. અગીયારીનો હૉલ બહુ નાહનો પડવાથી બીજાં કિર્તનો માટે પ્રેમાભાઇ હૉલ મેળવવામાં આવ્યો હતો, જે પણ જરથોસ્તી બાંનુંઓ અને ગ્રહસ્થોના મોટા ધસારા માટે નાહનો પડી ગયો હતો. બીજાં કિર્તનો "જમશેદ અને ઝોહાક" "રૂસ્તમ અને સોહરાબ," અને "બેજન અને મનીજેહ" વિષે કરવામાં આવ્યાં હતાં. જે વેળાએ અનુક્રમે પારસી પંચાએતના સેક્રેટરી મી૦ અરદેશર દલાલ, ઓનરેબલ ખા. બા. રૂસ્તમજી વકીલ, અને ડા૦ મીસ મોટીબાઇ કાપડીયા પ્રમુખસ્થાને બીરાજ્યાં હતા. ડા૦ પટેલનાં જુસ્સાબંધ અને અસરકારક કિર્તનોએ પારસીઓમાં ઘણી ઉલટ ફેલાવી હતી, અને તેઓના મઝહબ અને નીયાગાંનો માટેની તેઓની લાગણી વધારે તીવ્ર બનાવી હતી. "રૂસ્તમ-સોહરાબ" નું કિર્તન એવી તો અસરકારક રીને રજુ કરવામાં આવ્યું હતું, કે હાજર રહેલાંઓમાંના બાંનુઓજ નહીં પણ ઘણાક ગ્રહસ્થો રડી પડયા હતા. છેલ્લા દીવસના મેળાવડા પ્રસંગે ડા૦ પટેલને જરથોસ્તીઓ તરફથી ચાંદીનું સુંદર વાઝ વખાણ અને માનની નીશાણી તરીકે ભેટ આપવામાં આવ્યું હતું. ડા૦ પટેલ તા૦ ૬ ઠીની રાત્રે મુંબઇ જવા ઉપડી ગયા હતા, જે વેળાએ તેમને વીદાયગીરીનું સારૂં માન આપવામાં આવ્યું હતું.

——:o:——

## આતશપરસ્ત.

[ જામે જમશેદ બુધવાર તા૦ ૨ જી જુન ૧૯૧૫ માંથી ઉતારો. ]

ગયા શનીવારની સાંજના બેહરામજી જીજીભાઇ સ્કુલવાળા હૉલમાં મી૦ ડી. એન.

પટેલે જશન કમીટી તરફથી એક નવુંજ વાંચણ સંગીત સાથ રજુ કીધું હતું, જે પુરૂં થવા પછી સરનશીને નીચલું વીવેચન કરયું હતું.

## સરનશીન મી૦ દાદાચાનજીનું વીવેચન.

મી૦ પટેલનું ઉપલું આતશની સેતાયશ કરનારાઓનું દાસતાંન પુરૂં થયા પછી, સરનશીન મી૦ ફરેદુન કેરસાસપજી દાદાચાનજી, બી. એ, એલ. એલ. બી. સોલીસીટર બોલ્યા કે મી૦ ડી. એન. પટેલે હંમેશના રાબેતા મુજબ જે સુંદર કીરતન કરી બતાવ્યું છે, તે માટે તમારી તેમજ મુંબઇની જરથોસ્તી જશન કમીટી તરફથી હું તેમનો ઉપકાર માનું છું. જવલેજ એવું બને છે કે એકજ ગ્રહસ્થનો આવો મધુર હલક હોય, અને તેમનામાં મન મોહક એબારતમાં બયતો જોડવાની કળા હોય. વળી તેમના ગાયનો કેવાં દબદબાવાળાં અને મનોરંજક છે. તે સરવે કરતાં વધુ સ્તુતીપાત્ર ગુણ જે મી૦ પટેલ ધરાવે છે, તે એ છે, કે જયારે પણ એમને કોમની સેવા કરવાને આમંત્રણ કરવામાં આવે છે, અને કોમનો દીન પ્રત્યે અને ન્યાગાંનો, પાદશાહો અને પહેલવાંનોના નામવર કામો વીશે જ્ઞાન ફેલાવવા માટે મદદ મંગવામાં આવે છે, ત્યારે એક બોલે તેઓ કાંઇબી સવાર્થ યા હાંસલ વીના પોતાની આ દીલકસ શકતીઓનો લાભ તરત આપે છે. આપણે ઇચ્છીશું કે પવીત્ર આતશ, જેની આપણે આરાધના કરી ચુકયા છીયે, તે એમને લાંબા આયુષ્ય અને મનની વધારે અને વધારે ચપળતા અને ઝમક અને કોમની સેવા બજાવવાનું બળ આપે! * * *

## આતશ પરસ્ત ઉપર મી૦ ડી. એન. પટેલનું નવું કીરતન.

[ કયસરે હિન્દ તા૦ ૬ ઠી જુન ૧૯૧૫ માંથી ઉતારો. ]

ગયા શનીવારે સાંજના મી૦ ડી એન. પટેલે જશન કમીટીની ફરમાસથી શાહનામા ઉપરથી થોમસ મુરના કાવ્યોવાલાં સાહીત્યની ઉપર એક નવી બાબત કીરતન રૂપે રજુ કીધી હતી. થોમસ મુરની પ્રખ્યાત કવીતા લાલારૂખમાં આતશ પરસ્તને નામે જણાયલા કીસ્સાને, શાહનામાના દાસ્તાંનોનું રૂપ આપવાની મી૦ પટેલે કોશેશ કરી હતી, અને તેમ કરતાં એ નવું દાસતાંન પોતાના આગલાં કીરતનો, મીસાલ ગાયનો, બેતબાજી, અને જબાંનીમાં રચ્યું હતું. આ દાસતાંન પવીત્ર આતશની માવજત અને સેતાયશ કરવાને લગતી હકીકતથી ભરપુર હોવાથી, પારસી બાંનુઓ અને ગ્રહસ્થોની ગંજાવર મીજલસ તે સાંભળવા ભેગી મલી હતી. પ્રમુખપદ મી૦ ફરેદુન કેરશાસ્પજી દાદાચાનજીએ લીધું હતું. લાલારૂખવાલા આતશપરસ્તોનો કીસ્સો રજુ કરતાં મી૦ પટેલે થોમસ મુરના ગુણો

દરશાવ્યા હતા, આ વાંચણુની મુખ્ય નેમ પવીત્ર આતશ તરફ જરથોશ્તીઓએ કેવી રીતે વરતવું જોઇએ, અને આતશને ખાતર આગલા જમાનાના પારસી જરથોશ્તીઓએ કેવાં કેવાં સંકટો વેઠેલાં હતાં, તે દેખાડવાની હતી. સાથે સાથે એક જરથોશ્તી પોતાના કસમ અને કોલ કેવી રીતે પાલે છે, અને આપેલો કોલ કેવી રીતે પાલવો, તે દેખાડવાની વાચણુ કરતાએ ફતેહમંદ કોશેશ કરી હતી.

આતશની સેતાયશનું આ કીરતન બેશક સાંભળવા લાએક થયું હતું, અને તે ફરી રજુ થાય એવી ખાએશ ઘણાંકોએ ત્યાંજ કરી હતી. કીરતન ખતમ થતાં, પ્રમુખ મી૦ દાદાચાનજીએ મી૦ પટેલનો એ જશન કમીટી તરફથી ઉપકાર માન્યો હતો. તેઓ બોલ્યા કે જવલેજ એવું બને છે, કે એકજ ગ્રહસ્થનો આવો મધુર હલક હોય, અને તેમનામાં મનમોહક ઇબારતમાં બેતો જોડવાની કળા હોય. જયારે પણ કોમની સેવા કરવાને મી૦ પટેલને આમંત્રણ કરવામાં આવે છે અને કોમ તથા દીન પ્રત્યે, અને ન્યાંગાનોના કાંમો વીશે જ્ઞાન ફેલાવવા માટે તેમની મદદ માંગવામાં આવે છે, ત્યારે એક બોલે તેઓ સ્વાર્થ વીના તુરત મદદ આપે છે. મી૦ પટેલને પવિત્ર આતશ લાંબા આયુષ્ય બક્ષો, જેથી તેઓ કોમની સેવા બજાવવાને શકતીમાન થાય.



# સુદ્ધી પત્ર.

## આ પુસતકમા છપાએલી બયતોમાં રહી ગએલી ખાંમીઓનું સુદ્ધી પત્રક.

| પાનું. | લાઇન. | ભુલ. | સુધારો. |
|---|---|---|---|
| ૬ | ૪ | આખતીન. | આત્બીન. |
| ૮ | ૨૮ | | કિધા મુજ રૈયતના ચાર ભાગ. |
| ૯. | ૩૨ | | નજર કીધાં નજરાંના જમશેદ ગમી. |
| ૧૦ | ૨૦ | | બંન્દાસે મળ તું લડાઇને દવાર. |
| ૧૦ | ૪૧ | | બલ્યુ બખ્ત મારૂં કેવું અભાગ. |
| ૧૦ | ૫૦ | એ ગુલબદન. | એ દમ—બ-દમ. |
| ૧૧ | ૨ | | જમાને જમશેદ ચહેરા ઉપર. |
| ૧૧ | ૫૪ | | નાબુદ થયું જમશેદી રાજપાત. |
| ૧૩ | ૪૫ | | દિઠા નિંન્દમા એક પડેલો મરદ. |
| ૧૩ | ૫૨ | | ઉઠયો ઝપકી જમશેદ, દિઠી અર્નવાજ. |
| ૧૪ | ૪ | | દેખાડશે શું બનાવીને સંગ. |
| ૧૪ | ૧૯ | | છૂપાવશ તહારી નીશાંણુ હું. |
| ૧૪ | ૩૪ | | સિકલ ને સુરતમાં દિસે છે મૂરાદ. |
| ૧૪ | ૩૬ | | કદાવર કદે ને મહોબત પરસ્ત. |
| ૧૪ | ૪૮ | | એ પીધાથી રીજે છે મનનો મિજાજ. |
| ૧૮ | ૧૫ | બટકયો તે મંનમા. | ભટકયો તે વંનમા. |
| ૧૯ | ૩૯ | હેમાકત નથી. | હેમાકતથી. |
| ૧૮ | ૪૮ | | જોહાકસે લેવાને શાહી સન્માન. |
| ૨૩ | ૩૦ | | ચૂમીને જમીનમા ગયો થઇ ગરત. (ગારત) |
| ૩૩ | ૩૪ | | જીગર છે સદા ઝાલેઝર તું વડે. |
| ૩૭ | ૨ | | રડી બંન્ને ગાલો આંસુથી ધોય. |
| ૪૦ | ૧૫ | | નિકલીયો રખશ શોધવા રૂસતમ |
| ૪૬ | ૪૮ | નિકલીથો. | નિકલીયો |
| ૪૯ | ૧૯ | | કમંન્દ પેચમા થઇ પકડાઇ બંન્દ |
| ૪૯ | ૫૩ | | અગર જાણુશે વાત લસ્કર ઇરાંન. |
| ૫૩ | ૪ | | નથી કોઇ એવો ભિડે જઇ બાથ. |
| ૫૯ | ૨ | જતા હોય. | જતો હોય. |
| ૬૨ | ૪૯ | | છે કોઇ સરદાર એ મૂલ્કે—ચીન. |
| ૬૭ | ૩૨ | | નથી ચાહતો કરવા જંગ તારી સાથ. |

| પાનું. | લાઇન. | ભુલ. | સુધારો. |
|---|---|---|---|
| ૬૭ | ૪૦ | કિયું ગામે છે. | કિયું ગાંમ છે. |
| ૬૮ | ૮ | આજે બતગ. | આજે બતંગ. |
| ૬૯ | ૨૪ | કે સોહરાબને હાથે | કે સોહરાબ હાથે. |
| ૭૦ | ૨૭ | તીર ને કમાંમ. | તીર ને કમાંન. |
| ૭૦ | ૫૦ | જુવે નહિ પીરી મા તું. | જૂવે નહિ પિરીમા તું. |
| ૭૩ | ૪૪ | પીસર દીલજાન. | પિસર ગુલફાંમ. |
| ૭૩ | ૫૦ | જાલમગાર. | જુલમગાર. |
| ૭૪ | ૨૩ | પકાર | પૂકાર |
| ૭૫ | ૩૬ | | કે જઇને મળું જો પેદર નામદાર. |
| ૭૭ | ૩૨ | કાઉસનો હેવાલ. | કાઉસ હેવાલ. |
| ૮૦ | ૬ | બંધ તારે દમ. | બંધ તારો દમ. |
| ૮૭ | ૧૫ | | ચશ્મ તારી ચીરે માશુક જીગર. |
| ૯૫ | ૧૦ | | જોઇ ખાબ તાસીર થયા ગમખાર. |
| ૯૬ | ૧૩ | જીઝુન. | જીહુન. |
| ૧૧૭ | ૧૦ | પીલું. | લીલું. |
| ૧૧૮ | ૨૮ | ખરી | ખડી. |
| ૧૧૯ | ૪૫ | | પડયો જ્યારે બેજન થઇને બેભાંન. |
| ૧૨૦ | ૨૦ | ફરયો. | ફરયો. |
| ૧૨૦ | ૩૨ | | દિસે મારૂ તુજ વંન સૂહનું ચમંન. |
| ૧૩૨ | ૨ | ધમની. | ધમંની. |
| ૧૩૫ | ૨૭ | | હમારા નરો છે મિસલ માહેતાબ. |
| ૧૪૨ | ૩૪ | પલંન્ગ. | પિલંન્ગ. |
| ૧૫૯ | ૨૫ | છિનવી. | છીનવી. |
| ૧૫૯ | ૩૩ | ખરી. | ખડી. |
| ૧૬૦ | ૪ | | જબાં કેમ કરી બોલે વાંણી રૂડી. |
| ૧૬૦ | ૧૪ | | જરૂર રૂસતમને એ હાથે મરે. |
| ૧૬૦ | ૩૬ | | મરે મારો દિકરો કેમ, કર તલાસ. |
| ૧૬૫ | ૬૦ | જોર્ગી. | જુર્જોર્ગી. |
| ૧૬૯ | ૨૬ | સફેદ. | સૂફેદ. |
| ૧૭૧ | ૪ | નેસારૂ. | નિસારૂં. |
| ૧૭૭ | ૯ | | ફરે આસમાંન ને હવાબી ફરે. |

☞ સઘળા મળી આ પુસ્તકમાં ૫૬૬૦ બયત છપાયા છે, પણ ઉતાવલના સબબે ગણત્રીમા તેમજ છાપાની ભુલથી ૫૬૧૬ નો આંકડો છપાયો છે. કરતા.

પાદશાહ જમશેદ.




"કિધું જેણે બંધ મોત જગમેં સદા,
દરદીના દર્દોને કાપ્યા દફા.
કિધી દીન ભલી જેણે જગ આસકાર,
હતો જે પર કરમાં પરવરદેગાર."

# જમશેદ અને ઝોહાક.

જમશેદનો અમલ.

જમશેદનો ગરૂર.

પેશદાદી શેહનશાહતનું પડી ભાંગવું.

વતન ઇરાંનનુ આગમે ખાક થવું.

ઝોહાકની પાદશાહી.

જમશેદનું નાહાસવું.

જમશેદનું પકડાવું.

જમશેદની કતલ



# પાદશાહ જમશેદ.

## તેની મુખ્તેસર કારકીર્દી.

**શાહ જમશેદ.** પેશદાદી વંશના ત્રીજા બાદશાહ તેહમુરસ દેવબંદના મરણ પછી જમશેદ ઇરાનના તખ્તે તાજનો માલેક થયો હતો. ખુબસુરતી, અક્કલ, હોશ, અનુભવ, અને સદગુણમાં જમશેદ બીનહરીફ હતો, અને તેની બરોબરી કરી શકે એવો કોઈબી ઇનસાંન કુલ ઇરાનવેજમાં શું, પણ કુલ જેહાંનમાં નહી હતો.

**મોતને બંધ કીધું.** ઇનસાંનને દુ:ખ દરદ અને મરણથી મુકત કરવા માટે પરવરદેગારની જનાબમાં શાહ જમશેદે બંદગી કરી, અને તે બારેહકતાલાની દરગાહમાં શાહ જમશેદની બંદગી મંજુર રહી, અને કેહ છે, કે ત્રણ સો વરશ સુધી જમશેદના રાજમા દુ:ખદરદ અને મોત બંધ થયાં હતાં.

**જમશેદે કરેલી શોધો.** કુદરતના ભેદો શોધી કાહડવાનું કાંમ જમશેદે માથે ઉઠાવ્યું હતું. દરીઆવ અને જમીન ઉપર જે જે નવી વનસ્પતીઓ હસ્તી ધરાવતી હોય, તે મેળવી તેને ઉગાડવાની શરૂઆત જમશેદે કરી હતી, અને દરેક વનસ્પતીના ફુલ ફલોના ગુણ દોશ અને ખાસીયતો તેણે શોધી કાહડયાં હતાં. પાહડો અને ખાણોમાં દટાએલી ધાતુઓ જમશેદે પેહલવેહલી ખોદી કાહડી હતી. લોખંડમાંથી ભાલા, બરછી, બખતર વીગેર લડાઇનાં હથીઆરો, તથા ખેતી કરવાના ઓજારો બનાવવાનો હુંનર પોતાની રઇએતને જમશેદે શીખવ્યો હતો. હીરા, લાલ, યાકુત, ઝમરૂદ વીગેર કીમતી પથ્થરોની શોધ બી જમશેદે કરી હતી, અને તે સરવેના ઉપયોગ કરવાનું કામબી પોતાની રૈયતને જમશેદે દેખાડયું હતુ. રેશમ બનાવવાનો, રંગવાનો, તેમજ કપડાં વણવાનો હુંનર જમશેદે પેહલો શોધી કાહડયો હતો. દુનીયામાં પેહલો તબીબ શાહ જમશેદ હતો, કેમકે તબીબી ઇલમ તેણે શોધી કાહાડેલો હતો. ગરમ પાણીથી આંગ ધોવાની પેહલ જમશેદે લોકોને શીખવી હતી, અને તેથી થતા ફાએદા તેણે જાહેર કીધા હતા. ખેતીવાડીનો હુંનર તથા પાહડો અને વેરાંન જંગલોમાંથી રસ્તાઓ બનાવવાની પેહલ વેહલ્લી શોધ જમશેદે કરી હતી.

**શરાબની શોધ.** શરાબની પેહલા શોધ જમશેદના વખતમાં થઇ હતી. ઠંડી અને ગરમીની અસરથી દરાખનો સવાદ ઉતરી જતો હોવાથી, શાહ જમશેદે દરાખને એક મોટા શીસામાં ભરી રખાવી, તે ફલોની અંદરથી નીકળતો રસ ચાખી તેની તપાસ કરતો હતો. તપાસ કરતાં જમશેદને પાછલથી તે રસ એટલો તો કડવો અને તલખ થઇ ગએલો માલુમ પડયો, કે તે ઉપરથી જમશેદે તે રસને 'ઝેહરે કાતીલ' સમજી, તે શીસાઓના મોહડાં બંધ કરી, તે ઉપર બાદશાહી મોહોર મારી,

'ઝેહર' એવા શબ્દો તે ઉપર લખ્યા, તેને કોઇ પીએ નહી એટલાં માટે તે શીસાઓને અભડાઇ ઉપર ચહડાવી દીધા.

અતેફાક એવો બન્યો, કે શાહા જમશેદના મેહલમાં એક નાઝનીન માથાંના દરદે બાદ મુદતથી હેરાન—પરેશાન થતી હોવાથી, તેણીએ જીંદગીથી કંટાલી આપઘાત કરવાનો વીચાર કીધો, અને તેમ કરવા માટે પેલું બાદશાહી ઝેર તેણીએ નોશ કીધું. તે ઝેર પીધાથી પેલી નાઝનીનનુ દુઃખ ઓછું થાએલું તેણીને લાગ્યું. એ ઉપરથી તે શીસામાંથી થોડું વધારે ઝેર તેણીએ પીધું, અને તેથી તેણીને ખુશ કેફ ચહડી. તે કેફની ખુમારીમાં તે બેફામ થઇ પડી. જાગરૂત થતાંજ તેણીએ પોતાની તબીયત બીલકુલ સુધરેલી જોઇ, તે ખુશી થઇ ગઇ. આ ખબર તે નાઝનીને શાહ જમશેદને કહી, અને તે દીવસથી જમશેદે શરાબની શોધ કરી, તેની બનાવટમાં સુધારો કરી તેને વપરાસમાં લેવાનો હુકમ કીધો.

**ચેહલ મીનાર.**

જમશેદે પોતાનાં રાજના અમલની શરૂઆતમાં ચેહલમીનાર નામની એક ગંજાવર ઇમારતનો પાયો પોતાને હાથે નાખ્યો હતો. કેહછે કે એ મેહલનો પાયો શેહરે ફારસની પડોસમાં આવેલાં ખફરાકનાં મેદાંન આગલથી શરૂ થઇ શેહરે શીરાઝના રામજર્દ જીલ્લા સુધી લંબાયો હતો. એ ચેહલ મીનારની લંબાઇ બાર ફરસંગ જેટલી ગંજાવર કેહવાય છે. એ ઇમારત જેવી કોઇબી ગંજાવર ઇમારત આજે દુનીયામાં હોય એમ માનવામાં આવતુ નથી. હજીબી એ ઇમારતના ગંજાવર થાંભલા અને મસ્ત બુલંદ ગુંબજો મુસાફરોનું ધ્યાન ખેંચે છે.

**નવરૂઝ.**

ચેહલ મીનાર તૈયાર થયા પછી, જે દાહડે બુલંદ આફતાબ પેહલવેહલો મેસ રાસીમાં તલુ થયો, તે મુબારક રોજને શાહ જમશેદે નવરૂઝનુ નામ આપ્યું હતું. તે મુબારક દીવસે શાહ જમશેદ મોટી ધામધુમ અને ખુશી ખુશાલીથી પોતાની દરબાર ભરતો, અને નાંહનાં તેમજ મોટાં તથા અદના અને આલાઓને પોતાની દરબારમાં પોતાની રૂબરૂ બોલાવીને તે મુબારક રોજ તમામ ખુશી ખુશાલીમાં ગુજારતો હતો. હાલમાં એ તહેવાર દુનીયામાં 'જમશેદી નવરોજ' ને નામે ઓલખાય છે.

**રઇયતના ચાર ભાગ.**

જમશેદે પોતાના રાજનો વહીવટ સુધારવા માટે પોતાની તમામ રઇયતને ચાર ભાગમાં વેહચી નાંખી હતી. ૧. આથોરનાન, જેમાં દસ્તુરો, દાવરો અને ઓલમાઓ હતા. ઓલમાઓના વરગમાં લેખકો અને નવાસંદાઓને મુકયા હતા. ૨. રથેસ્તારાન, જેમાં લશ્કરીઓ અને લડવઇઆઓ, તથા શમશીરનો ઉપીઓગ કરનારા અમલદારો હતા. ૩. વાસ્ત્રીઓસાન, જેમાં તમામ ખેડુતો અને ખેતી કરનારાઓ, અને ૪. હુતોખશાન, જેમાં તમામ કારીગરો, કીસબીઓ અને બીજા ધંધાદારીઓ હતા.

**આથોરનાન.**

એ વરગમાં આવી ગએલા સરવે માટે જમશેદે એવાં નસીહતના સખુનો કેહયા છે, કે ઓલમાઓ, દસ્તુરો અને દાવરોનો દરજજો બેહતર અને આલા કરવા માટે તેમને સદા માન આપતા રેહવું. ઓલમાઓ પેગમબરના જાનશીન જેવા છે. નવીસંદા અને લેખકો એજ

વરગમાં આવી જતા હોવાથી, શાહ જમશેદે એવા સખુનો કેહયા છે કે, લેખકોની કલમથી જે કાંઇ બની શકે છે, તે બાજે વખત તલવારથી બની શકતું નથી. તલવાર અને કલમ જોડયા ભાઇ છે. જે પાદશાહ એ બે ચીજ ઉપર આધાર રાખે છે, તે સદા સરફરાજ રહી શકે છે.

**રયેસ્તારાન.**

એ વરગ રઇયતનું રક્ષણ કરનાર છે, અને પોતાની તલવારથી ફીસાદીઓ અને ફીતનંગેજોની ગરદન સુલેહસંપજની સાંકલથી કબજ કરી જકડી લીએ છે. પાદશાહ અને શહેનશાહાતનુ રક્ષણ કરનાર, સુલેહસંપજને ટેકવી રાખનાર, અને બલવા તથા ફેસાદને નાબુદ કરનાર રયેસ્તારાનનો વરગ છે.

**વાસ્ત્રીઓસાન**

શાહ જમશેદે આ વરગને સરવેથી આલા દરજજે આપેલો હતો. શાહ જમશેદે કહ્યું છે, કે શેહનશાહતમા થતા સઘળા સુધારાઓ ખેડુતોને આભારી છે. રાજનીતીની ફતેહ, સંસારનો આધાર, અને આદમીનુ પોશાણુ ખેડુતોને આભારી છે. રાજની દોલત અને મેહસુલનો સુધારો અને વધારો ખેડુતને આધાર છે. ખેડુતોની રંજ બીનહરીફ છે. કકડતી ઠંડામાં તેમજ ઉકળતી ગરમીમા માસકીન ખેડુત પોતાની જમીનની બ્યવસ્થા કરવા સદા તૈયાર રેહ છે. જે વેળા ગરમીના જોશથી પથ્થરનુ સીનું પીગળી પાણી થાય છે, અને નાઇલ નદીમાં મગરમચ્છ ગરમીના ઉકળાતથી તરફડી રેહ છે, તેવે સમે ગરીબ ખેડુતો કાપણી કરવા અને પાક ઉતારવા સદા રોકાયલા રેહ છં. તેટલાં માટે શેહનશાહતે ખેડુતોને હમેશાં માન આપવું જોઇએ છે.

**હુતોકશાન**

યાને કારીગરો અને કીસબાઓ તથા ધંધાદારીઓ તરફ માયા અને મેહરબાની બતાવવી સજાવાર છે, એવું જમશેદ શાહે કેહ્યું હતું. વેરા અને જગાતથી તેમના ધંધાને કાંઇબી હાણી નહી પુગે તે માટે રાજ કરતાઓએ તકેદારી રાખવી જોઇએ છે.

**જમશેદની ચાર વીટીઓ.**

શાહ જમશીદની પાસે ચાર વીટીઓ હતી, અને તે ચારે વીટીઓ ઉપર ચાર લેખ કોતરેલા હતા. પેહલી વીટી ઉપર '**પાકટ વીચાર અને નમ્રતા**' એવો લેખ હતો. બીજી વીટી ઉપર '**ઈનસાફ અને બરતરી**' એવો લેખ હ[illegible]. ત્રીજી વીટી ઉપર '**સચ્ચાઇ અને શીતાબી,**' અને ચોઠી વીટી ઉપર '**સજા અને દાદ**' એવા લેખ હતા. પેહલી વીટી હમેશાં લડાઇના મેદાનમાં ઉતરતા વખતે શાહા જમશેદ પેહડતો હતો. બીજી વીટી રઇયતનો ઇનસાફ કરતી વખતે પેહડતો હતો. ત્રીજી વીટી ઉપરનો લેખ શાહ જમશેદને પોતાના રાજના ભલાં માટે રોકેલા એલચીઓ તથા જાસુસોથી માહીતગાર રેહવાની બક્ષારત કરતો હતો. [illegible]મની તરફથી મળતી ખબરો '**શીતાબીથી**' અને '**સચ્ચાઇથી**' ભરપુર હોવી જોઇએ, કેમકે જાસુસો અને એલચીઓ તરફથી મળતી ખબરો રાજયમાં થતા ઘણાક ઘાંટાલાને દુર કરી શકે છે. ચોથી વીટી ઉપર '**સજા અને દાદ**'ના લેખ હતા.

**જમશેદનો ખુદાઇ દાવો.** પોતાનાં રાજની આબાદી, પોતાની રઇયતની દુર થએલી બીમારી અને નાતવાની, પોતાનો બેસુમાર ખઝાનો, પોતાના દરબારીઓ અને લશ્કરની બુલંદ જાહોજલાલી, એ સરવે જોઇ જમશેદનું દેમાગ ગરૂરથી ફુલા ગયું, અને 'હું પોતે આ દુનીયાંનો માલેક છું' એવો દાવો તેણે જાહેર કીધો. કુદરતના માલેક દાદગર ઇલાહીની ખીદમતમાં સર ઝુકાવવાને બદલે, ખુદાને તજી પોતાને ખુદા તરીકે માનવાનું તેણે ફરમાન જાહેર કીધું. તેણે પોતાની મુરતી બનાવી તેની પુંજા અને પરસ્તેશ કરવાનો પોતાની રઇયતને હુકમ કીધો. તકોબરી અને ગરૂરીમાં જમશેદ એટલો તો ગુંચવાઇ ગયો, કે પોતાના રાજકારોબાર ઉપર તેનાથી જોઈતું ધ્યાન અપાયું નહી. બેદાદીનો શોર ઉઠયો, રઇયત બેદીલ બની, શેહરમાં બંદ અને બલવો ઉઠયો. આબાદીની બરબાદી થઇ. ઝોહાક તેના રાજ ઉપર ચહડાઇ લાવ્યો, અને જમશેદ ગરૂરીથી ખુવાર થઇ રાજપાત છોડી, જંગલમાં ભટકતો થયો.

**જમશેદનું મોત.** ઝોહાકથી હારીને જમશેદ વન જંગલમાં ભટકતો થયો. એવી હાલતમાં તે સેંકડો વરશ ભટકયો હતો. અંતે તે ઝોહાકના આદમીઓને હાથ પકડાયો અને ઝોહાકે તેને બે લાકડાં વચ્ચે જકડી, કરવતથી વેહરાવી તેના બદનની બે ફાડ કરાવી તેને જબેહ કીધો.

**જમશેદનો અમલ.** શાહ જમશેદને એક નબી પેગમબર તરીકે ઘણા ગ્રંથકારો જણાવી ગયા છે. તેની ઉમર કેટલાક ગ્રંથકારોના કેહવા પ્રમાણે એક હજાર વરશ, અને તેનો અમલ સાત સો વરશ ચાલ્યો હતો.



# જમશેદ અને જેહાંપેહલવાંન રૂસ્તમ વચ્ચેનો સંબંધ.

જમશેદ અને સીસ્તાંનની શાહજાદી.

આબતીન. — ફરેદુન.

અપરટ — કેરસાસ્પ. — નરીમાન. — સાંમ. — ઝાલ. — રૂસ્તમ.

### બનામે યઝદાં.

# [૧] જમશેદ અને[૨] ઝોહાક.



હવે લાવ સાકી શરાબી તું જાંમ,
કરૂ યાદ જમાને જમશેદનુ નામ.
જે અફલાકી દોરથી તારાજ થયો,
'ને દાદાર જેનાથી નારાજ થયો.
ગરૂરી ગુમાંની ચહડી તેને સર,
પલકમાં થયો ખાક તે બીસતર.
અગરેબને મગરેબનો માલેક શાહા,
કુલ દાનવ 'ને માનવને જેની પનાહા.
કીધું જેને બંધ મોત જગમે સદા,
અને દરદીના દરદોને કીધાં દફા.
કીધી દીન ભલી જેને જગ આશકાર,
હતો જે પર કુરબાંન પરવરદેગાર.
કીધી બંદગી જેને આંઠો પહર,
ન ભુલીયો ખુદાને તે શાંમો સહર.

હતું જેને ચેહરે ઇલાહીનુ નુર,
જે બળમા ને કળમા હતો વીર સુર.
એવો તે નુરમંદ પયંમ્બર નબી,[૨]
ન થાયો ન થાશે બીજો જમ કબી.
એવો તે શાહોનો શાહ જમશેદ,
બુલંદ જેની બાજુ 'ને નુર ખુરશેદ.[૩]
કીધો અલબરૂઝ 'ને હુકેરે[૪] પસંદ,
કરવા સેતાયશ આતશ રોશંન.
ખુશી થાઇ ખલકત અરપણ કરે,
લાખો દુવા દઇ તન મન ધરે.[૫]
એવો જમાનાનો શાહ જમશેદ,
પામ્યો હતો સરવે આસ્માંનો ભેદ.
ખડી કુલ્લ ખલકત તખતની પાસ,
ધરી આરજુ દીલમાં લાખો ખાસ.

---

૧ જમશેદ અને ઝોહકનું આ સંગીત વાંચણુ, તારીખ ૨૪ મી સપટેંબર ૧૯૦૩, (ગાઠા ૫) ના દીને રાત્રે, મુંબઇમાં ફ. કા. હૉલમાં બઝમ રોજે અહુરમઝ મંડલી તરફથી મેં પેહલીવાર રજુ કીધું હતું, જે વખતે પ્રમુખસ્થાને મરહુમ શેઠ ખુરશેદજી રૂસતમજી કામા બેઠા હતા. ત્યાર પછી એ વાંચન મુંબઇમાં સરઅવસરે જુદે જુદે ઠેકાણે જુદી જુદી મંડલીઓની ફરમાસથી, તેમજ મારી પોતાની તરફથી, સુમારે બે ડજનથી વધારે વાર રજુ થવા ઉપરાંત, ભરૂચ અને નવસારીમાં તથા સીંધમાં કરાંચી શેહર મધે રજુ કરવામાં આવ્યું હતું. ધ. ન. પટેલ.

૨ જમશેદને કેટલાક ગ્રંથકારો પેગંમ્બર તરીકે પણ ઓળખાવી ગયા છે.

૩ જમશેદના ચેહરા ઉપર પ્રકાશતું ખોરેહ.

૪ અલબરૂઝ પાહડનો બલખની નજદીકનો છેડો, જે ઉપર પાદશાહ જમશેદે આતશ રોશન કરી બંદગી કરી હતી.

કરતાં સઉ ગોહરનો જમ પર નીસાર,
ઝલકતો તે ખુરશેદ સમ નામદાર.

હતો દીન નૌરોઝનો બરકરાર.
હતો રોજ અવ્વલ અહુરમઝદ દાદાર.

હતો માસ ફરરોખ ફરવરદીન,
ખુશીમાં હતી કુલ ઈરાંન સર જમીન.

## જમશેદે ગરૂર કીધો, અને જમાનો તેનાથી ફર્યો.

ઉગ્યો એક રોજ એવો નુરમંદ ખુરશેદ,
ઈરાંન પર આવ્યાં સંકટને ખેદ.

સવાર થાયો જમશેદ ઉપર ગરૂર,
કુલ બંદગી ઈબાદત થઇ તેની ધુર.

થયો મસ્ત ગરૂરે તે શાહે-ઈરાંન,
ભુલ્યો તે ખુદાને બની બેધીયાંન.

જમીન 'ને જમાનાને મારી પુકાર,
બોલ્યો 'તમ છો મુજ ફરમાબરદાર.

છે ધરતી 'ને આસ્માંન મારાં નફર.
સઉ માનવ 'ને દાનવ 'ને કુલ જાનવર.

આ જગને જમાનાનો હું છું ખુદા,
મુજથી છે હસ્તી 'ને નીસ્તી સદા.

મુજથી છે દીન અને દુનીયા તમામ,
મુજથી કુલ કુદરત 'ને હસ્તી મુદાંમ.

મે માનવ 'ને દાનવને દીધાં જ્ઞાન,
ન થાયો ન થાશે બીજો મુજ સમાંન.

આ ખલકતનો ખાવિંદ હુ છું ખુદા,
કરો બંદગી મારી સંઉ તમ સદા!

પડો પાંઉ પર મુજ ઈબાદત થકી,
છે લાજમ તમને નમો સર ઝુકી.

બખશ્યા મે એશ અને અસરત 'ને રાગ,
કીધા મુજ રઈયતના મે ચાર[2] ભાગ.

તે ચારો રઈયતને આબાદ કરશ,
થશો નાફરમાન તો બરબાદ કરશ.

એ સુની ચારો અનજુમનોએ નમી,
નજર કીધાં નજરાંના નૌરોજ ગની.

* * *

ચહડી જમને સર ઉભું અભીમાંન,
તોડયાં તે દાદારના ફરમાંન.

કહ્યું એમ પુકારી છું હું તાજદાર,
આ જગમાં નથી મુજ સમ નામદાર.

ગણો મુજને સાહેબ, પરવરદેગાર,
ગણો મુજને અહુરમઝદ, કીરતાર.

કોણ છે જગતમાં મુજ સમ આજ,
વીવંઘાંનનો[3] બેટો જંમ સરફરાજ.

ગરૂરી ગુમાની નીકળતાંને વાર,
ખફા થાયો જમશેદ પર પરવરદેગાર.

થયુ નાબુદ યઝદાંનું એજમતી નુર,[4]
ચમકતું જે જમશેદના ચેહરાપર પુર.

જોઇ જમની હાલત થઇ આજેજ તમામ,
રઈયિત, ખલકત, અને ખાસો આમ.

---

૨ જમશેદે પોતાની રઈયતના ચાર ભાગ કરેલા હતા. અથોરનાન જેને ફીરદોસી કાતુજીઆન કહે છે, તે ધરમગુરૂ હતા. ૨. રથેસ્તાર, જેને ફીરદોસી નીસારીઆન કહે છે, તે લડાએક લોક હતા. ૩, વાસ્તરીઓશાંન જેનં ફીરદોસી 'નુનુદી' કહે છે, તેઓ ખુરજીગરો હતા ૪, હતોકશાન, જેને ફીરદોસી 'અહનોખુશી' કહે છે, તે કારીગરો હતા.

૩ ફીરદોસીના લખ્યા પ્રમાણે જમશેદ તેહમુરસનો દીકરો હતો, પણ અવસ્તામાં જમશેદને વીવંઘાંમનો દીકરો જણાવ્યો છે.

૪ કહે છે કે જમશેદના પીતા વીવંઘાંમે હોમની કીયા કીધાથી તેને ત્યાં જમશેદ જેવા બેટાનો જનમ થયો હતો, જેના ચેહરા ઉપર એજમતી નુરનો પ્રકાશ દીપી રહયો હતો. [ઈજશને ૯ મો હા.]

પડી પાંઉ સંઉએ કહ્યું કરગરી,
ઓ શાહોના શાહ ના કર તકોબરી.

બની આકેલ ફાઝેલ કરે એમ ગરૂર,
જમશેદ શહાને શું એવી જરૂર.

યઝદાં નિરંજન નિરાકાર છે,
બંદા સદા તો ગુનાહગાર છે.

પડી પાંઉ હમ તુજને કરીએ અરજ,
વફાદાર ઇરાંનને છે તુજની ગરજ."

કહ્યું કુલ વજીરોએ ઝુંકી સલાંમ,
ઓ દાવરના દાવર શહા નેકનામ.

બને જો ખુદા ફાંની આદમ એક,
ખુદા બને દુનીયાંમાં આદમ અનેક

ઓ જમાને જમશેદ શાહોના શહા,
કરેછે તું કેમ એવો અઝીમ ગુનહા.

ખુદાનો ખુદા કેમ ગયો તું બની,
નથી જેનો જગમા બીજો કોઇ ધની.

નથી થાયો કોઇથી પયેદા ખુદા,
ખુદા વન સંઉ કોઇ છે આખર ફના.

ખુદાની છે લાખો મંજલ નજર.
છે આદમમાં કયાં એવી તેજ અસર.

ખુદા રહે છે હાજર સદા હર જગે.
બશર ત્યાં રહે તો નહી ત્યાં રહે.

ખુદા રેહશે કાયમ, ફના સંઉ થશે,
ફના થાશે આદમ, રૂહ ત્યાં જશે.

એવો તે રાસ્તીનો શાહ દાદગર,
જમશેદ તુંએ કેમ ફેરવ્યું સર.

શએર.

'આદમને ખુદા ના કહો
આદમ ખુદા નથી,
મગર ખુદાના નુરથી
આદમ જુદા નથી.
કેમ બને આદમ ખુદા,
આદમમાં દમ નથી,
નુર ઇલાહીનુ જુવો,
આદમમાં કમ નથી.'

ખુદા કર મેહર કાંઇ ઇરાંન ઉપર,
સુની આ અરજ તું બુજ કાંઇ કદર."

* * *

ખતમ થઇ નબી પરથી યઝદાંની મેહેર,
મેહેર થઇખતમ, આયો સુલતાંની કેહેર.

ઉઠી રેહ્યા બંદના ઇરાંનમાં પુકાર,
કુલ અદના 'ને આલા થયાં જોસદાર.

અમીરો 'ને ઉમરાવો ગરદનફરાજ,
વળી રૂઠીયાં ચો તરફના રાજ.

જગે જગ બલવો, જગે જગ પુકાર,
ઇરાંન જમશેદથી થયું બેકરાર.

નારાજ 'ને તારાજ થયાં લાખો જન,
હજારો વતનથી થયાં બેવતન.

* * *

## ઝોહાકે મોકલાવેલો જમશેદ ઉપર પેગામ.

ખબર જયારે પોંહચી ઝોહાકને કાંન,
કે જમશેદને સર ચહડીયો શયતાંન.

ગયો છે તે ગુમાંન ગરૂરથી ફુલી,
ગયો છે તે ખુદ બસ ખુદાને ભુલી.

રઇયત તેનાથી થઇ છે તબાહા,
ઇરાંનીઓ માગે છે બીજો શાહા.

ચહડીયો જંગે ઝોહાક ખબર એ સુની,
લશકર લઇ ચાલ્યો તે ઇરાંન ભની.

શેહરોના શેહરો 'ને ગાંમોના ગાંમ,
લુટીને કીધાં તારાજ તમાંમ.

કુચ કરતું ઝોહાકી લશ્કર જબર,
જઇ પુગું એકદમ ઇરાંન ઉપર.

ઝોહાકે જઇને મોકલીયો પેગાંમ,
લખી જમશેદ પર એવા કલાંમ.

“આ ગુમરાહ, ગાફેલ જમશેદ શહા,
નીકલીયો તું બનવા જગતનો ખુદા.

જો જીંદગી ‘ને જીવનો તું છે કરતાર,
‘ને દાનવને માનવનો સરજંનહાર.

તો કેહ તારા તનમા કેટલા છે જાંન,
તુજમા ખુદાઇની શું છે નિશાંન.

ગરૂરી ગુમાંનીથી ફાલી ફુલી,
ગયો તું ખુદાને એકદમ ભુલી.

ઉઠાવ્યો છે ઇરાંને જગમા પુકાર,
નથી રેહ્યો કોઇને તુંપર ઇતબાર.

ખુદાથી તું બેઠો છે ફેરવીને સર,
સજાંને સજાવાર તું છે બદગોહર.

ઉઠાવ્યો મે જગમા લડઇનો પુકાર,
કે જમશેદને પકડી કરૂં હું ખુવાર.

અગર છે ખુદા તું નિકલ ઝટ બહાર,
બંદા સે મેળવ તું લડઇમે હાથ.

થશે જગને જાહેર તહારી ખુદાઇ,
કરાંઉ મોત સંગ હું તુને આશનાઇ.

છુટે તારી જંજાલથી રૈયત તમામ,
ઇરાંનમાંથી નાબુદ કરૂં તારૂં નામ.”

* * *

ગયો લઇને કાસદ ઝોહાકી પેગાંમ,
જમશેદને સંભલાવ્યો હેવાલ તમાંમ.

સુનીને ઝોહાકના એ સખુન,
રગોમા ઉકલ્યું જમશેદનુ ખુંન.

નીકલીયો તે ગુસ્સાથી એકદમ બહાર,
પકડીને ઝોહાકને કરવા ખુવાર.

જઇ ઉભો લડવા ઝોહાક સંગ જંમ,
ધરી દીલે કીનો અને બહુ ગંમ.

ઉડી રહી તે જંગથી ગીરદ બીશીઆર,
સીહા થઇ સુરેદી, ગગન અંધકાર.

## ઝોહાકના હાથ ઉપર જમશેદની હાર.

થઇ એ લડાઇમા જમશેદની હાર,
પરાગંદે લશ્કર થયું બીશીઆર.

જોઇ જયારે જમશેદે એવી પૈલાંન,
થઇ નાઉમેદ થાયો બહુ પશેમાંન.

ઝોહાકી ડરથી થયો નાસિપાસ,
વતન તાજ અને તખ્તની છોડી આસ.

“બલ્યું મારૂં બખ્ત અને તખ્તો તાજ,
ખુદાના કિનાની આ સલગી છે આગ.

થયું ખ્વાર મારૂં વતન શેહર આબાદ,
થઇ મારી વસ્તી મુજ હાથે બરબાદ.

નથી જુંલમી ઝોહાકનો મુજને ડર,
પણ રૂઠીયો ખુદાવંદ કસીને કંમર.

થયો જયારે કોફનાક પરવરદેગાર,
જગતમાં રહયો કોણ જીવાડનાર.

* * *

વજીરો અમીરો કરે સઉ ગંમ,
રડે એહનો નવધાર એ ગુલબદંન.

મુકી તું વતનને જશે કયાં ઓ ભાઇ,
હમારી હવે કરશે કોણ રહાનુમાઇ.

મુકી હમને તન્હા ના તું સિધાર,
અરે ભાઇ મારા તું કર કંઈ વિચાર.

પડી એટલામાં વજીરની નજર,
જમાને જમશેદના ચેહરા ઉપર.

પુકારી તે રડયો 'આ શાહોના શહા,
થયો છે અહુરમઝદ તુજ પર કફા.

થયું નાબુદ ચેહરાંનુ એજમતી નુર,
જે હજરત નબીને દીપાવતું પુર.

કયાં છે તે યઝદાંના નુરનો પ્રકાશ,
જે જમશેદના ચેહરાને દીપાવતો ખાસ.

કયાં ગયું જમશેદ તે તારૂં નુર,
જલાવતું દરૂજી મીસલ કોહેતુર.'

સુની હજરતે મારી એક સર્દ હાય,
ગયું નુર મહારૂં હવે કેમ થાય.[૬]

* * *

## જમશેદનું તાજો તખ્ત છોડી ગુમ થવું.

એ રીતે હારીને હજરત રૂવે.
'ને નહાસવાની હરદમ તકને જુવે.

એકાએક વેશ બદલી થાયો તે ગુમ,
પડી રહી ઇરાનવેજમે જમશેદની બુમ.

મુકી તાજો તખ્ત ને વતંનને તજી,
રખડતો થયો વેશ ફકીરી સજી.

ગરૂરી ગુમાનીથી થઇને હેરાંન,
ભટકતો થયો તે જંગલ વેરાંન.

ફના થાયો પેશદાદી શાહ સરફરાજ,
થયો તે ગરૂરીથી એકદમ તારાજ.

વતંન થાયું બરબાદ ઇરાંન આગમા,
ખીલેલો ગુલાબ હતો બાગમાં.[૭]

* * *

અરે ઓ જમાના તેં શું કીધું કાંમ,
વતન પ્યારૂં કાં તુએ કીધું તમાંમ.

ખીલેલું ચંમન જે હતું બહારમાં,
ધજા જમશેદી ઉડતી લાડમાં.

વતંન વાહલું બેમુલ ગયું થઈ ખુવાર,
રડે કુલ ઇરાંનીઓ મારી પુકાર.[૮]

ઇરંમ સમ ઇરાંન હતું ગુલઝાર,
કીધું આગ અંદર ઝોહાકે ખુવાર.

થઇ ખ્વાર કમબખ્ત હમ સરજમીન,
હજારોના રેડાયાં ખુનો રંગીન.

મુવા લાખો બાપો 'ને દીકરા હજાર,
રડે માત નવધાર બની બેજાર.

વતન ખાક થઇને બળ્યું આગમાં,
કહેરે-ઇલાહી ઇરંમ બાગમાં.

* * *

ગરૂરી ગુમાનીનો જોયો આ સાર.
પડયો તખ્ત પરથી થઇને ખુવાર.

કરે પાપ કોણ માફ, ગુનાહે-અઝીમ,
રખે થાતો બંદાથી નારાજ કરીમ.

ન તન પર વસ્તર કે ખાવાને અંન,
વીના અંન પાણી ભટકતો તે વંન.[૯]

### શએર.

'યારો સુનો હમદીનો, સુની સંઉ લેવો
કાંન ધરી-ગયું વતન પારસી,
ખોયું વતન બેમુલ ઇરાંન, ગરૂરે મસ્ત
થાયો જમશેદ-ખોયું રતન પારસી.

ડરી દુશમંનથી તે નાઠો સીતાબ,
તજી અંન્ન પાંણી, તજી દેઈ ખાબ.

ભટકીયો તે વંનમાં વરશ બેસુમાર,
પડયો નહી નજર કોઇનેબી એક વાર.

ગઈ શાહી ઇરાંનની ઝોહાક હાથ,
થયું જગથી નાબુદ જમશેદી રાજ.

થયો જગમાં જાહેર ઝોહાકી જુલંમ,
થઇ નેકી નાબુદ, ભલાઇ, ને રહંમ.
બુરાઈ, બદી, ને બેદાદીનો શોર,
ફરેબ ને ફિતુરનો થયો ચાલુ દોર.
નેકોની નેકીને નહિ મલી રહાત,
જગે જગ થતી બસ પલીદીની વાત.
સરજત એવી બની 'બેશરમ,
તુરી શાહિ પેશદાદી કીધી ખતમ.
જોઈ હાલ હજરત રડે ખાસોઆમ,
ખોઇ શાહી દૌલત દરજ્જો તમામ.[10]

* * *

અરે બંદા કર તું જમાનાનુ ધ્યાંન,
સાંભલ જમશેદના દુખ દેઇ કાંન.
ખબરના પેગાંમો ગયા ગાંમેગામ,
જમશેદની હાલત, નિશાંન, ને નામ.
મોકલાવ્યાં સરવે ને એવાં ફરમાન,
કે જમશેદને પકડી કરે બંદીવાંન.
રખડતો રઝડતો છુપાતો ફરે,
આવે જો મોત તો ખુશીથી મરે.
છુપાઇ તે વંનમા ફરતો હતો,
પાણી વંન તરસે રખડતો હતો.
કડક કરતી વીજળી ચમકતી ગગંન,
ફુંકતો તો વંનમા તુફાંની પવંન.
વરસાદ પુર જોરે પડતો હતો,
ભુખો પ્યાસો જમશેદ ફરતો હતો.
ખોઈ હકની યારી ખોઈ ઇતબાર,
ખોઇ દીલદારી, ખોઈ રબ પ્યાર.
જોઇ ખુદ ખુવારી કીધો યાદ ખુદા,
કે, કર માફ મારા અઝીમ છે ગુનાહા.
અગર ખાકી આદમ ન ગફલત કરે,
ફરેસ્તાઓ જગમા હર આદમ ઠડે.

પુગ્યો જઇ જમશેદ એક ઝુપડીની પાસ,
સરદીથી કાંપી, જીવથી ઉદાસ.
પડી ખેડુતોની જંમપર નજર,
પીછાંણી નહિ તે સીકલ નામવર.
નિરખતાં ઉભાં સંઉ બની બેસબર,
મચી રહીતી ગડબડ ગગંનની ઉપર.[11]

## જમશેદનું ફકીરી હાલે જાબુલ જઇ પુગવું. કુરંગશાહની દીકરી સાથ તેનો મીલાપ થવો, અને જમશેદનું ત્યાં જાહેર થવું.

મુદત એક સંકટમાં વીતી ગઇ,
પુગ્યો એક દંન જંમ જાબુલ જઇ.
દીઠું શેહર જાબુલ બહુ આબદાર,
બાગો બગીચાની હારો કતાર.
હવા દીલ પસંદ ખુબ બાગે-ચમન,
ચમનમાં દીલો રહે હરદમ મગન.
જમીન ફુલ ફલવંત, પાણી બીલોર,
દુબળાંને દરદીને દેતાં જોર.
હતો શાહ ત્યાનો કુરંગ જેનું નાંમ,
હતો જેના લશ્કરનો ભારી દમાંમ.
હતી ગુલબંદન દીકરી તેની એક,
રૂપે રૂપાલી ને દામંનની નેક.
હતી તનમને બલવંત બીશીઆર,
નેકીમાં આલા ને દીલકસ દીદાર.
અકલ જેની પુરી, અજબ જેનાં કાજ,
હતું નામ શાહજાદીનું સમંનનાજ.
નજુમીએ આપીતી એવી વધાઈ,
કે જમશેદ થાશે કુરંગનો જમઈ.
સુની એવી જમશેદ શાહાની વખાંન,
થઇતી સમંનાજ તે પર કુરબાંન.

સુની જમની ખ્વારી તે થઇ નામુરાદ,
કરતી સદા બસ જમશેદ યાદ.[12]

* * *

સુનો હમદીનો તમ જમાનાનો કહેર,
લીધું કેમ જમાનાએ જમશેદ પર વેર.

ધરી ધ્યાંન સુનો પારસી આએ વાત,
ફના થઇ જમશેદની કેમ ઓલાદ.

ગઈ શાહી જંમની, બનીયો તે ફકીર,
હતી બે બહેનો, ખરી દીલપઝીર.

હતી બેહન વડી જે અર્નવાજ એક,
રૂપે રૂપાલીં ને નેકોમા નેક.

બીજી જે હતી નામની શેહરનવાજ
હતી પાક અસમત ને બોલી દરાઝ.

પડી થઇ ગીરફતાર તે બંદીવાંન,
ઝોહાકે જીતીયું જ્યારે ઇરાંન.

ગઇ નહાસી બીજી બહેન અર્નવાજ,
રખડતી રઝડતી થઇ લાઇલાજ.

વસી મેહલે હરદમ જે કરતાં ચમંન,
રહ્યાં તેઓના નહિ તન પર કફંન.

ગઇ નીકલી શાહઝાદી બદલી લેબાસ,
છુપાવી ઔલાદ અને નાંમ ખાસ.

જઇ તે વસી જાબલુસ્થાંનમાં,
હતો ભાઇ જમશેદ જીવ-જાંનમાં.

બની બાંદી રહી શાહી-દરબારમા,
ભુલી ભાઇને નહિ હર-કારમાં.

સમંનાજની તે બની એક નફર,
હજુરીમાં રહેતી, ઝુંકાવીને સર.

બની બેહન જમશેદની અદના ગુલાંમ,
વસી રંગ મેહલે જે કરતી દમાંમ.

બની બાંદી દીન-રેન ખીદમત કરે,
કરી યાદ જમશેદ હરદમ રડે.

* * *

જઈ લાગ્યો જમશેદ ત્યાં હાલે ફકીર,
ભુખ્યો 'ને પ્યાસો દીસે દીલગીર.

જોઇ બાગે શાહી દીલકસ તમાંમ,
બેઠો ત્યાં પળભર કરવા આરાંમ.

ગઇ ગુજરીની પડી તેને યાદ,
તે દાવરની દરગાહમાં કીધી ફરીયાદ.

પુકારી તે બોલ્યો, ઓ રબ મેરબાંન,
ખતા બક્ષ મારી, છું હું પશેમાંન.

* * *

સુની આવી ફરીયાદનો આ પુકાર,
સમંનાજ બોલી, 'ખબર બાંદી કાહાર.

છે બેતમીજ કોણ કરે છે અમલ,
કરે મારી અશરતમે એવી ખલલ.'

હુકમ એ સુની ગઇ તુરત અર્નવાજ,
છે કોણ મુફલીસ કરતો અવાજ.

દીઠો એક નિંન્દમા પડેલો મરદ,
ચેહરા પર ગમગીની, દીલમાં દરદ.

પેશાંની તુરમંદ, સીકલ પુર દમાંમ,
દીઠી રંજ ભારી ચહેરે તમાંમ.

જાગ ઓ મુસાફર અરે ગમખાંર,
ઉઠે કાં તું ચમકી ઓ બેકરાર.[13]

સુની આ સુરીલા સુખંનનો અવાજ,
ઉઠયો ઝપકી જમશેદ છોડીને ખાબ.

કરાવ્યો જમાનાએ ભાઇનો મિલાપ,
મલી બેહન સંગ ભાઇ કરતાં વિલાપ.

અરે બેહન મારી! આ શું તારા હાલ,
અરે! શાહજાદી આ શું તારો કાળ.

અરે રંગ મેહલે તું કરતી ચમંન,
હવે તું ગુજારે આફતમાં દંન.

ખીદમતમાં જેની કંઇએક નફર,
ખુદાની ફરી કેમ તું પરથી નજર.

જમાનાએ દેખાડીયો આવો રંગ,
દેખાડશે શું બનાવી આ સંગ.

નથી કંઇ મજાહ જીવવામાં રહી,
ફના એશો અસરત 'ને શાહી થઈ.[14]

જોઈ હાલ ભાઇ રડી અર્નવાજ.
'આ શું હાલ તારા, ઓ ઇરાંનના તાજ.

ગયું તાજો તખ્ત સંગ વહાલું વતંન,
વતંનથી થયાં પરવતંન સંઉ જન.

ફુટ્યું તુંજ કરમ જે હતું આબદાર,
બન્યો તું ફકીર, જે હતો તાજદાર.

પડયો માર તુજ પર ખુદાનો અજબ,
રહયો પાર નહી ખ્વારીનો 'ને ગજબ.

ગરૂરી ગુમાનીનો આવ્યો આ સાર,
ઇરાંનનો શાહ તું થયો એમ ખુવાર.'[15]

* * *

કહ્યું બેહને ભાઇ, ઓ જમશેદ જમાંન,
કુરંગશાહ છે આપણો મહેરબાંન.

છુપાવશ તાહરી નિશાંન હું,
જણાવશ નહિ તહારી પીછાંન હું.

સમંનાજ જમશેદ ઉપર છે ફીદા,
ભરે તુજ ગમમાં જુદાઇની સદા.

બની બેફીકર ત્યાં રહે મહેમાંન,
રૂડો રંગ દેખાડશે આસમાંન.

સુની બેહન પ્યારીના એવા સુખંન,
કહ્યું જમશેદે મને દે વચંન.

કદી બોલતી ના મહારો ભરમ,
થયો જો હું જાહેર, તો ફુટશે કરમ.

ગયો બેહન સંગ તે સંમનાજ પાસ,
દેખાયો તેણીને તે બહુ ઉદાસ.

સીકલ જોઇ જમની 'ને રોશંન દીદાર,
સમંન્નાજે દીલમાં કીધો બસ વીચાર.

છે આ તો નર કોઇ બુલંદ બુનીઆદ,
સીકલને સુરતમાં અજબ છે રૂબાબ.

ફરાખ સીનો, ને બાજુઓ મસ્ત,
કદાવર કદે ને સીકલ દીલચસ્પ.

મને મનમા છે, બસ એ ગુમાંન,
છે એજ જમશેદ, શાહે ઇરાંન.

જોઇ એની સજધજ હેરાંન છું,
અગર હોય એ જમશેદ હું કુરબાંન છું.

## શરાબના ગુણ જમશેદે સમન્નાજ આગલ બ્યાન કીધા.

થઈ જ્યારે બંનેની ઓલખ પીછાંન,
જમશેદે બોલી પોતાની જબાંન.

'અએ નાર ગુણવંત સુન મુજ કલાંમ,
મને પા તું થોડી, શરાબી જાંમ.

છે દુખીઆના દુખનો સાથી શરાબ,
છે ભુખીઆનું ભોજન, પ્યાસાનું આબ.

જગમાં છે ગમનો એ દારૂ ઇલાજ,
એ પીધાથી મનને મલે છે રહાત.

હદમાં એ હરદમ છે અકસીર આબાદ,
બેહદ જો પીધો તો ખાંનુ-ખરાબ.

નામર્દો નાહિંમતનો છે મદદગાર,
નસલ આદમની છે પરખાવનાર.

મને આપ બાંનુ એક જાંમસીતાબ,
છે શાહ જમશેદની શોધ શરાબ.

* * *

હકિકત શરાબની સુની દીલબર,
સમજી ગઇ કોણ છે આએ નર.

બની દીલે દલગીર જોઇ આવો ભેદ,
ઝોહાકથી છુપાય છે જમશેદ.

મંગાવી શરાબ 'ને હાજર કીધો,
'ને જમશેદ તેમાંથી લેઇને પીધો.

જોઇ હાલે તબીયત જમશેદની,
સમંનાજ઼ બોલી દીલગીર બની.

"સજધજ નુરમંદ, રૂબાબ આબદાર,
અવલાદે અવલ દીસે તાજ઼દાર.

નથી એને ચહેરે ગમીની કમી,
વિના નુર ચહેરે નુરાંની રમી.

ગમને અલમથી તનમન ગરે,
દીસે છે ભટકતો બંનબંન ફરે.

દીસે રૂમ રૂમમાં રમતી ગમી,
નથી એને મંન કંઈ ગમીની કમી.

વિના નુર ચેહરે નુરાંની ઘણી,
કોણ હોય એ જમવન બીજો ધણી."[૧૬]

* * *

કહ્યુ જમશેદે "સોભાવંત નાર,
ના થા તું જમશેદ થકી ગમખાર.

નથી ચાહતો હું કે ખુલે મુજ ભરંમ,
રખે આવે મુજપર નવા કંઈ સીતંમ.

બુજોર્ગોએ કહેલા છે એવા કલાંમ,
છે ઔરતને ભેદ કેહવો હરાંમ.

બુરૂં મારૂં કીસમત છે કંગાલ,
દેખાડે મને કંઇ નવી જંજાલ.

ચહડી યાદ વતંનની સુની તુજ સુખંન,
થયું ખ્વાર મુજ હાથ પ્યારૂં વતંન.

કહુ હાલ સુન બાંનુ જમશેદનો,
ધરી ધ્યાંન સાંભલ ભરમ ભેદનો.

કે 'મને ચાહી દાદારે ચહા કીધો,
મને બક્ષી શાહી, શેહનશહા કીધો.

મીનોઈ, અસોઈથી આગાહ કરી,
મને આપી આલમ ઉપર સરવરી.

મને શાહી સંગ બક્ષી પેગમબરી,
નુરી નુર સંગ આપી આલંમગરી.

એક રોજ આવી વતંન પર બલા,
જોઇ થઇ ગયો જમશેદ ગુમરહા.

ગયો જમ ભુલી બસ ખુદાની ખુદઈ,
મલી ગઇ ખુદાથી તેને જુદઈ.

વતંન પ્યારૂ તારાજ઼ થયું આગમા,
તખ્તે જમશીદ પડયું ખાકમા.

ખોઇ રાજ જમશેદ નાથો વેરાંન,
ઝોહાકી ઝુંન્ડો ગજાવે ઇરાંન.

પુઠે મારે લાગા બહુ દુશમંન,
ભુલી રાહ આવી પડયો તુજ વતંન.[૧૭]

ખુશી થઇ સમંન જોઇ જમશેદને,
મગર થઈ દુખી બહુ સુની ભેદને.

કહ્યું મહાબુએ શહા નામદાર,
ખરૂ માંન તુજપર હું છું નીસાર.

મુદતથી તારી છું ઉમેદવાર,
તુને જોઇ નજ઼રથી થયું દીલ ફીગાર.

છે તું મારો શાહ, છુ હું તાબેદાર,
તું મારો સાહેબ અને ભરથાર.[૧૮]

થયો રાજી જમશેદ સમંનને સુની,
ખુશી દીલમેં હાંસલ થઇ રહી ઘની.

કહ્યું જમશેદે એ ખુબ રૂપ નાર,
તુજસે પરનવા છું હું તૈઆર.

મગર તું છુપાવજે મહારી નિશાંન,
નહિ તો તું કરશે મને હએરાંન.

થયાં જમશેદ સંગ લગનના કરાર,
સમંનની ખુશીનો રહ્યો નહિ સુમાર.

* * *

## જમશેદની નહાસ ભાગ–અને તેનું ઓહાકના હાથ ઉપર પકડાવું. જમશેદની કતલ.

મુદત એક અસરતમા થઈ પસાર,
જમશેદથી થઇ સમન હમેલદાર.

પડી એ બીનાની કુરંગને ખબર,
પડયો તે વીચારમે નામવર.

કે દીકરીએ છોડી છે દુનીયાની લાજ,
ઓલાદની કિરતી કીધી તારાજ.

જવાને નિકલીયો પેદર તેની પાસ,
ગીબત સાંભલીને થયો તે ઉદાસ.

ગુસ્સાથી લાલ અને પીલો થયો,
મલવા તે દીકરીને મેહેલે ગયો.

જોતાંજ પુછયુ થઇને ગરમ,
કે એ બેહયા બદ ચશંમ બેશરમ.

આ શુ તારી હાલત, ને શું કીધું કાંમ,
ગુમાવ્યું તુંએ મારી ઓલાદનુ નાંમ.

બની કેમ એટલી બધી બેહયા,
શું એ ખાતર રેહતી હતી હીયાં તન્હા.

થયું શું અગર બોલતી નહિ ભરમ,
મગર નહી છુપી રેહતી તારી શરંમ.

હતી તું સીધ્ધી સરોવર સમાંન,
બની કેમ કંમર તારી મીસ્લે કમાંન.

હતો તારો ચેહરો જે ખીલતો ગુલાબ,
લુટી કોણે લીધું ગુલાબોનું આબ.

ભમી કોઇ ભમરે તુને આપી શેહ,
હતી એક અવ્વલ બની કેમ તું બે.[1]

રખે રેહતાં ગફ્લતમે દીકરીના બાપ,
ના દીકરીથી બદનામ થતી અવલાદ.

કેહા દાનાવોએ છે એવા કલાંમ,
રખે થાતી બેટી બુરી બદલગાંમ.

કોણ તારો સાથી, છે કોણ તારો યાર,
કોણથી થઇ છે તું હમેલદાર?

હતી તું પરણવાની જમશેદ સાથ,
કીધો કોણ પાપીને તેં તારો નાથ.[2]

થયો જયારે જમશેદ ફના ને ખુવાર,
કીધો તેની માશુકે ભલતાને યાર.

ગયા કહાં નજુમીના કહેલા સુખંન,
કહ્યું એક, બીજું બન્યું આજ દન.

* * *

પેદરના સુખન, મીસલ તીર પેકાંન,
સમંન્નાજે બોલી અદબથી જબાંન.

ચહડયુ ઝેન સતનું સુંદરને બદંન,
કહ્યું આ પેદર હું નથી બદઝન.[3]

નથી હું બની આજ નિમખહરામ,
નથી બોયું મેં મારી ઇજ્જતનુ નામ.

નથી તુંને રાખ્યો મે ગફ્લતમે બાપ,
નથી પડીયો મુજપર કલંકનો છાપ.

નથી કીધી બદનામ મે મારી ઓલાદ,
ના કર મારી દાંમન થકી ફરીયાદ.

નથી મારી દાંમન કોઇએ લુટી,
નથી મારી ઇજ્જત જરાબી ખુટી.

નથી મારો દીલદાર બીજો કોઇ,
ખરી છે નજુંમ જે નજુંમીએ જોઈ.

૧ યાને પેહલ્લે તું એકલી હતી, અને હાલમાં તું હમેલદાર બની એક બીજા જીવને તારા શીકમમાં સમાવે છે.

૨ નાથ યાને ભરથાર. ૩ બદઝન યાને ખરાબ ઓરતના જેવી.

રખે પડતી પયદા બેટી બદજાત,
ઉઠાવે જે માબાપના હુકમથી હાથ.

થયો જયારે જમશેદ ફનાને ખુવાર,
કીધો તેને ત્યારે મે મારો ભરથાર.

નહિ સાચી દીલદાર વચંનથી ફરે,
કુલ ઇરાંની બાંનુ વચંન પર મરે.

ખુશી થા ઓ પેદર સુની આ ખબર,
જમઇ તારો થાયો છે જમ નામવર.

રેહો છે મુદત થઈ ત્યાં મેહમાન,
કરાવશ તુજ સંગ હું તેની પીછાન.

એ જમ જેવો મલીયો છે તુંને જમઇ,
વચંન પાલી મારો. કીધી મે સગઇ.

* * *

ખુશીની ખબરથી થયો શાહ શાદ,
કુરંગશાહે બેટીના ચુમીયા બે હાથ.

પછી બોલ્યો કે 'ઓ મારાં જીગર,
ખુશી છું કે પામી તું જમ જેવો વર.

ખરેખર તેં આપી છે મુજને વધંઈ,
કે જમશેદ જેવો થયો મુજ જમઇ.

હુવે મારી ઇજ્જત ને વધશે દમાંમ,
ખલકતમા થાશે બુલંદ મારૂ નાંમ.

નીકલીયો છે ઝોહાકનો એ હુકંમ,
કે પકડવો જમશેદને એકદંમ.

દુનીયામા જે કોઈ કરશે એ કાજ,
થાશે તે ઝોહાકથી સરફરાજ.

કિસ્મત મારૂં તેં બીદાર કીધું,
હતું મંદ તેને હુશીઆર કીધું.

હુવે જમશેદને કરી બંદીવાંન,
મેલવશ હું ઝોહાકથી માંન-પાંન.

સુખન આ સુની ને ઉડી ગઈ હોશ,
સમંનાજ પડી થઈ જમીનપર બેહોશ.

તુરત એ ખબર પુગી જમશેદને કાંન.
કે જાહેર થયું તેનું નામ ને નિશાંન.

કહ્યું જમશેદે કે, મોહન નાર,
હવે નહાસવું છે મને સજાવાર.

પેદર તારો એકદમ પકડશે મને,
કરી કેદ મોકલશે ઝોહાક કને.

મલીશું ઓ મહાબુબ હવે આ જેહાંન,
ફરી મલશું આપણુ મીનોઇ મકાંન.

રાહા તુજની જોવશ હું કયામત તલક,
મલજે ઓ માહાબુબ તું પેલી ફલક.

દુખી ના થતી મુજ થકી દીલજાંન,
તપાસી તું જાળવજે મુજની નિશાંન.'[1]

થશે એક પયદા બેટો જવાંન,
વધારશે તે જમશેદની ઓલાદનુ માન.

* * *

કુટી સર સમંને પીખ્યા સરના બાલ,
ઓ આંખોના તારા, ઓ જીગરના લાલ.

કહે તારૂં જમશેદ હવે શું થશે,
રખે તું દુશમંનને હાથે ફસે.

ઓ જમાનાના હજરત, શાહે ઇરાંન,
રૂઠયું કેમ તુજપર આ આસમાન.

* * *

પડી પેચ ખાઇ જમીંનપર તે ગુલ,
ઉમેદ થાઇ બરબાદ, અરમાન ધુલ.

ગયો શહા જમશેદ સમંનને તજી,
હતી એવી દાદારની મરજી.

૧ આ ઇસારો જમશેદની ઓલાદના સંબંધમાં છે. સમનનાજને રહેલા હમેલના બાબમાં જમશેદ કહે છે, કે તેણીને પેટે જે બેટો પયદા થાય, તેની તું જાળવણી કરજે.

કીધી તેણીએ હા–વ–જારી રૂદન,
જળાવતી દિનરેન નબીની અગન.[૧૯]

ખબર લે મસીહા ફરી એકવાર,
મરે તુજવન તરફડી દીલદાર.

મરો કુલ ખલકત ને હસ્તી તમાંમ,
મને સારી આલમથી શું છે કાંમ.

થયો જમ આવી તું કાં દીલદાર,
કીધું આવી મુજ મોતને તેં બીદાર.

મને ખાકપર તેં કીધી મુખ્તીઆર,
કફંનમે દફંન તું થશે દીલદાર.

ગયો તું સનમ મુજ જીવને લુટી,
ઉમેદ સરવે દીલની મહારી તુટી.

ગયો નીકલી જમશેદ જંગલ તરફ,
લીધો વેશ ફકીરી ન બોલ્યો હરફ.

ભટકીઓ તે મંનમા મુદત એક તુલક,
હતી પુઠે તેની ઝોહાકી ખલક.

દીવસે છુપાતો 'ને રાતે ફરે,
રખડીને દીવસો પુરા કરે.

ન ખાવાને અંન નહિ પીવાને આબ,
ન નીરાંત દીવસે ન રાતે ખુવાબ.

જોઇ કહેર ખુદાનો જમશેદ ડરે,
રણે જઇ તે ઝોહાકને બસ પડે.

હતો એ ફીકરમા જમાનાનો શાહા,
સુતેલો તે ઠાકી જઇ ખાકમા.

પુગ્યા જઇ જગે ત્યાં ઝોહાકી સીપઇ,
નજર પડતાં હજરત ગયા ઓલખઇ.

લીધા જકડી હાથો કરી બંદીવાંન,
ઉઠયા ઝપકી જાગી નબી સુલતાંન.

જોઈ ખુદ હાલત મારી એક હાય,
કે રોજે કીયામત આવી છે હાય[૨૦]

હવે બાપ કર માફ ગુન્હા છે અઝીમ,
કીધોછે મે નારાજ તુને ઓ કરીમ.

કીધા છે ગુનાહ બહુ બની બેઈમાન,
ખુદાની ખુદાઈથી ફેરવીને ધ્યાન.

મને રાખી મેહરે ઈજ્જતથી,
દેખાડી દુનીયા નઝાકતથી.

ગુજારી ઉમર મે ઇબાદતથી,
થઈ ખ્વારી પળની હેમાકત નથી.

ઇલાહીમા મ્હોબત પડી બસ રહી,
તૂરીમા નજર મુજ ઠરી બસ રહી.

કરૂ ચશ્મો બંધ તો દીસે તું હજુર,
ઘડીબી નહી મુજથી રહેતો 'તો દુર.

ખુદાનો ખુદા હું થવાને ગયો,
ખુદા મુજથી બીલકુલ બીગાનો થયો.

થયો 'જોશે જુંનું'[૧] બદન આગમા,
ગરૂરીથી જમશેદ પડયો ખાકમા.

* * *

લીધો પકડી જમશેદ કીધો બંદીવાંન,
ઝોહાકસે મેલવવા શાહી ઇનામ.

જોઇ જમને મારી ખુશીથી પુકાર,
બોલ્યો ઝોહાક 'આ શાહા ગુન્હાગાર.

બની ખાકી આદમ ઉઠાવ્યો પુકાર,
આ જગમા થવા ચ્હાયું પરવરદેગાર?

હતો તું ખુદા તો થયો કેમ આ હાલ?
હતો તું ખુદા તો બન્યો કેમ કંગાલ?

અગર હોય ખરો જો તું પરવરદેગાર,
થઇ એક બંદાથી કેમ તારી હાર?

---

૧ 'જોશે જુનું' યાને દીવાનગીનો પવન.

થયા ગુમ કહાં તારા હુંનર ઇલમ,
ગઇ કહાં ત્હારી ઇસંમ ને અસમ.

ચહડી તુજ મગજમે ગરૂરની બુખાર,
કીધાં દેશ રઇયત વતંનને ખુવાર.

જગત તારાં પાપે થઇ ભારી બહુ,
જમીનપર રેડાયાં લાખો લહુ.

ખુદાને ભુલીને ભુલ્યો તું ઇમાંન,
ચહડયો તારા સરપર બુરો શયતાંન.

* * *

કરી લાખો અફસોસ હજરત રડે,
ડરે નહી અજલથી, ગુન્હાથી ડરે.[૨૧]

હતો નહિ નબીને મરવાનો ગમ,
પણ ડરતો ખુદા સાંમે ધરવા કદમ.[૨૨]

જોઇ જમશેદને મરવા તૈયાર,
ઝોહાકે ગુસ્સાથી મારી બરાર.

અરે દરબારીઓ જુવો છો શું,
નાખો એ શયતાંનના મોહડાંપર થું.

જઇ મારા જલ્લાદને લાવો સીતાબ,
એના બદનની કરાવો બે ફાડ.

દોરીથી તંન એનુ ખુબ જકડે,
ને કરવતથી કાપી બે તુકડા કરે.

* * *

ઉભી સામે જમશેદની આવી અજલ,
જોઇ તેને દુખ તેનાં થાયાં ફજલ.

નમાવીને સર તેને કીધી અરજ,
ઓ ખલકતના ખાવિંદ સુન મુજ ગરજ.

થયાં પાપ મુજથી છે લાખો હજાર,
ખતા બક્ષ મારી ઓ પરવરદીગાર.

* * *

કતલ થાયો જમશેદ ખતમ થાયું રાજ.
ખતમ થાઇ પેશદાદી શાહી ને તાજ.

વતન દોલચમન થાયુ વેરાંન તમાંમ,
બાગો બગીચાને મેહલો એવાંન.

ગરૂરે થયા ખાક હજરત નબી,
હતું જેને ચેહરે નૂર એજમતી.

કીધી જેને દુનિયા આરાસ્ત તમાંમ,
હુંનરને ઇલંમના શીખાડયા કલાંમ.

નથી કોઇ થયો એવો પાર્સિ શહા,
ઉડી હોય જમ જેવી જેની ધજા.

લખાઇ હકીકત તવારીખે યાર,
ગરૂરે થયો શાહા જમશેદ ખુવાર.

(સાર.)

ના કરતો તું બંદા આ જગમાં ગરૂર,
મીસલ છે જમશેદ ને ઝોહાક મશહુર.

જશે કુલ જગત લોભ ગરવે જળી.
તજી ક્રોધ કર તું ભલાઇ ભલી.

કલમથી કસું યાદ નીયાંગાંનની,
વધો કીરતી પારસીઆંનની.



# ઝોહાક અને એબ્લીસ.[1]



## એબ્લીસનુ વેશ બદલી ઝોહાક પાસ જવું.

સુનો હમદીનો એક નવું દાસ્તાંન,
કરૂ 'એબલીસ ને ઝોહાક' બયાંન.

જબાં પર લઈ નામ પરવરદેગાર,
કરે તે સફલ મારૂં મુશકીલ કાર.

હતો એક જમાનામાં નર નામદાર,
દીલે બહુ દીલાવર, 'ને સુરો સવાર.

મર્દાસ તાઝી હતું તેનું નામ,
રાસ્તી સખાવત હતાં તેનાં કાંમ.

મર્દાસને ત્યાં હતો એક પીસર,
હતું નામ ઝોહાક[2] બહુ બદતર.

પડી એક રોજે બુરી બામદાદ,
કીધો એબલીસે બરપા ફેસાદ.

ગયો વેશ[3] બદલી ઝોહાક રૂબરૂ,
બનો બહુ હુશીયાર, અને ખુબરૂ.

સખુનો ફરેબી કહ્યા જાઈને,
સુનીયા ઝોહાકે તે હરખાઈને.

સુની એબલીસને થયો તે ખુશાલ,
કહ્યુ બોલ શું છે તહારો સવાલ.

નમી એબલીસે બોલી જબાંન,
અયે ઝોહાક સાંભલ ધરી તું ધીયાંન.

કહુ ફાએદાના તુને હું સુખંન,
ભરમ રાખવાનો મને દે વચંન.

કદી કેહતો ના કોઈ ઇનસાંનને,
રફિક, દોસ્ત યા કોઇ દિલજાંનને.

સદા રાખજે મનમા મારી વાત,
વચન તોડતો ના તું ઓ નેકજાત.

સાંભલ અએ મર્દાસના તું પીસર,
જરા કર વિચારી તું ઉંડી નજર.

કે તું જેવો બેટો જીવે આ જેહાંન,
પેદર તારો મર્દાસ રહે સુલતાંન.

---

૧ શાહનામાના દાસતાંનનો આ ભાગ મુંબઇની 'ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરંન્સ સોસાયટીની' ફરમાસથી તારીખ ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૧૦ ને દીને (શેહનશાહી ગાથા ૪ થો, ૧૨૭૯ યઝદેજરદીને દીને) રાતે ૯ વાગે, ફ. કા. હૉલમાં, મારાં જમશેદ અને ઝોહાકના કિર્તનમા ખાસ આમેજ કરેલો હતો એ કિર્તન સાંભલવા માટે તે રાત્રે જરથોસ્તી બાંનુઓ અને ગ્રહસ્થોનો જે અસાધારણ ધસારો થયો હતો, અને જેને માટે જામે જમશેદમાં ચકચાર જન્મ પામી હતી, તેને લગતો ખુલાસેવાર જવાબ, આ અદના લખનારે જામે જમશેદમાં આપ્યો હતો, તે આ પુસ્તકના આગલા ભાગમાં પ્રગટ કીધો છે.

ધ. ન. પટેલ.

૨ અવસ્તા પ્રમાણે ઝોહાક એક બુરો પાદશાહ થઇ ગયો છે.

૩ એબ્લીસ એક રોજ એક નેક અને ભલા આદમીનું રૂપ ધારણ કરી ઝોહાકની આગલ ગયો.

તું જેવો જગમાં છે જીવતો પીસર,
તો શું કાંમ જીવે ત્હારો પેદર.

અરે ઓ અકલમંદ સુન આ કલાંમ,
લેઈ લે મુલકની તું એકદમ લગાંમ.

બુજોર્ગોના આયુશ રહેછ બરકરાર,
કરતો નહિ કેમ તું તેનો વિચાર?

આ દોલત, શાહી, દરજ્જો 'ને તાજ,
એ સર્વે છ લાયક હવે તારે કાજ.

સાંભલ શીખામણ અએ નેકફાલ,
એકદમ કર તું પેદરનો નિકાલ.

* * *

કીધો આ સુખન પર ઝોહાકે વિચાર,
દરદમંદ થયો તે બનીને બેચાર.

કહ્યુ એબલીસને બહુ કરગરી,
ખુને પેદર હું કરૂં કેમ કરી.

જીગર મારૂં ધડકે સુની તુજ સખુન,
કરૂ નહિ કદીબી એ કારે જબુન.

કહે તું બીજું જેબી કરવા મને,
કરીને બતાવું જરૂર હું તને.

* * *

કહ્યું એબલીસે, થઇ બહુ નિરાસ,
કરે કાં ઓ નાદાંન તું તારો નાસ.

સદા તારી ગરદન ઉપર રહેશે ભાર,
તોડીને સઉગંદ થશે તું ખુવાર,

સુખી તુ થશે કોઇબી દીન નહિં,
મર્દાસ જયાં સુખી જીવશે અંહિં.

શીખામણ માની કહ્યું તેમ કર,
થશે તારી ખ્વારી જો જીવશે પેદર.

* * *

જીકર સાંભલી તે થયો લાજવાબ,
થયો ચિતભમ તે અતિ બેહિસાબ.

સુની એબલીસના ફરેબી સુખંન,
થયો અંતે ઝોહાક તેને શરણ.

કહ્યું એમ ઝોહાકે, અએ નેકજાદ,
કહી દે ઈલાજ હોય તુને યાદ.

બને કેવી રીતે કીયામત જબુન,
કરે કોણ મહારા પેદરનું ખુન.

કહ્યું એબલીસે ફિકર ના તું કર,
હું પોહોચાડું આફતાબ સુધી તારૂં સર.

કરશ એકલો હું વીના કોઇ મદદ,
તું જો કે કરૂ છું હું કેવો કસદ.

* * *

## ઝોહાકે પોતાના પેદરનુ ખુન કરાવવું.

હતો એક મર્દાસનો ખુશ ચમન
તે કરતો ઇબાદત જઈ ત્યાં મનન.

હરચંદ જતો ત્યાં બડી બામદાદ.
ઇબાદતથી રહેતો તે હરદમ શાદ.

ઉઠી બામદાદે તે અંધકારમા,
હરદમ જતો 'તો તે ગુલઝારમા.

ન ચેરાગ, ન ચાકર, તે લેતોતો સંગ,
પરસ્તેશ કરતો. તે ધોઇને અંગ.

કીધું એબલીસે જઇ એવું કાર,
ખણ્યો તે જગે એક અતી ઉંડો ગાર.

કીધો ગાર તૈયાર કરી ખૂબ વિચાર,
'ને મુખ બંધ કીધું ઢાંકીને ચાર.[1]

એકાએક તે નેક યઝદાં પરસ્ત.
પડયો ગારમા, ને મુવો પાંમી કષ્ટ.

---

૧ ચાર, યાને ગારના મોહોડાં ઉપર ઘાસ અને ચારો નાખી તે ગારનું મોહોડું ઢાંકી નાખ્યું.

હતી આ દગાની ન તેને ખબર,
કજા ગારમા થઇ, બની તે કબર.

* * *

## બીજી વાર વેશ બદલી એબ્લીસનુ ઝોહાક પાસ જવું.

રખે કોઇ જનતી જને એવો પુત,
બને બાપના મોતનો તેજ દૂત.[1]

અગર બદ ફરજંદ નરે શેર હોય,
કદી નહિ પેદરના ખુંને હાથ ધોય.

મગર એ જન્મમાં છે ન્યારો ભરમ
છુપાયો છે માદરનો એમા મ્હરમ.[2]

લિધું તખ્ત ઝોહાક બેદાદગર,
નવાજેસ કિધી ચોતરફ સરબસર.

થયો ખુશ એબલીસ મનમા અતી,
નવાં ફંદની બસ ચલાવી ગતી.

નવો વેશ લઇ તે બન્યો નૌજવાંન,
જઈ પાસ ઝોહાક દીધું સનમાંન.

કરીને નમન કિધી તારિફ અનેક,
કહ્યું 'છું હું બાવરચી લાખોમાં એક.

હું જાણું છું પકવાંન અનેક જાતનાં,
અજાએબ મુખવાસ, અજબ ભાતનાં.

ન ખાધાં તો શું પણ ન જોયાં હશે,
જગતમાં ન કોઇએ પકાવ્યાં હશે."

સાંભલી હુનરમંદીના એ સુખંન,
ઝોહાકે બાવરચી કીધો પસંન.

હતો તે જમાનો અનફુળનો,[3]
અનફુળ છતે પણ બહુ બળનો.

ઝોહાકનો એબલીસ બની તાબેદાર,
અજાએબ ભોજંન કીધાં તઈયાર.

મુરગનાં ઇંડાં, ને જરદીનો પાક,
ગોરખરના ગોશતના કીધા કવાબ.

તીત્તર ને મુરગ ને હલવાંનનું ગોસ,
મેંઢાં ને બકરાં ને કરતો તે 'રોસ.'

---

૧ દુત યાને પેગામ લઇ જનાર

૨ ફીરદોસી ઝોહાકના આવાં ઘોર કર્મ માટે નીચલા સખુનો લખે છે.

"ફર્ઝન્દે બદ ગર બુવદ નરરે શીર,
બખુને પેદર હમ નબાશદ દેલીર.
મગર દર નેહાની સખુન દીગરસ્ત,
પેઝહન્દહરા રાઝ બા માદરસ્ત."

બીજા બોલોમાં ખુલાસો એવો થઇ શકે છે, કે ઝોહાક એના બાપની તોખમથી પેદા પડેલો નહિ હતો.

૩ શાહનામું અત્રે ખુલ્લે ખુલ્લું જણાવે છે, કે તે ઘણાજ દુરના સોનેરી જમાનામાં જયારે ઇરાનમાં જમશેદ પાદશાહ રાજ કરતો હતો, તે વખતમાં લોકો અનફુળશાકનો ખોરાકજ ખાતાં હતાં, પણ પાછળથી હારેમને ઝોહાક જેવા બદ પાદશાહ મારફતે, ગોસ્તના ખોરાકનો બુરો રીવાજ ધીમે ધીમે દાખલ કીધો. શાહનામાના તે શબ્દો આ રહ્યા. "તે જમાનામાં ઘણી જાતની ખાવાની ચીજો નહી હતી, કારણ કે ખાવાનો ખોરાક ઘણો કમી હતો. તે વખતના લોકો અનાજ તરકારી સીવાય અને જમીનમાંથી ઉગેલા ચીજો સીવાય બીજી ચીજ ખાતાં હતાં નહી. પછી બુરી કરણીના હારેમંન જાનવરને મારવાનો (અને તે રાંધી ખવાડવાનો) પોતાના દીલ સાથે વીચાર કીધો.

# ઝોહાક અને એબલીસ.



"બની એક ભુજરોગ કાબેલ તબીબ,
ગયો પાસ ઝોહાક મિસલ એક હબીબ."

જંગલની મુરગી ને મેના ને મોર,
બાજ અને સકરા ને લક્કડખોર.
એ સરવેને કાપી તે કરતો હલાલ,
પકાવતો તે ભોજંન લાલંમલાલ.
કસ્તુરી કેસર ને નાંખી અંબર,
ઝોહાકના કરતો તે પકવાંનો તર.
પાતો તે ઉપરથી જલ્લદ શરાબ,
કરવા ઇન્સાંની ખસ્લત ખરાબ.

## ઝોહાકના ખભાં ઉપર બે કાળા નાગનુ પેદા થવુ.

પકવાનની લહેજતથી થઈ ખુશ હા ,
ફીદા થઇ ઝોહાકે કીધો સવાલ.
'કે અએ મર્દ—બાહોશ અને નૌજવાંન
હુંનરપર તારા છું હું કુરબાંન.
કહિ દે ચહાતો હોય જે ઉમેદ,
કરૂં દુર તહારાં હૂં સંકટ ને ખેદ.
કહ્યું અબલીસે "એ આલમપનાહ,
જીવજો જગતમાં તું વરશો ઘના.
અએ મુલ્કે અરબના માલેક ખુદા,
જગતપર કાયમ રહો તુંજ ધજા.
મને તારી ઉપર બહુ પ્યાર છે,
જીવ મારો તુંજપર નીસાર છે.
મને મારાં દીલમાં છે એવી ઉમેદ,
લેઉ તારી બાજુપર ચુબંન એક.
હુકમ હોય તો હું ચુમું એકદમ,
હું સમજશ કે મુજપર તેં કીધું કરમ."
ઝોહાક ફરેબથી હતો બેખબર,
હતી નહિ તેના દીલમાં ફિકર.
ખુશી થઇ અબલીસને આપી રજા,
બે ચુંબંનમાં એવી તે શું છે મજાહ?
લીધાં અબલીસે બે ચુબંન તરત,
ચુંમીને જમીનમાં ગયો થઈ ગરક.
સલગી રેહિ ઝોહાકને તંન આગ,
નિકલ્યા ખાંધોપર બે કાળા નાગ.

## ત્રીજી વાર વેશ બદલી અબ્લીસનુ ઝોહાક પાસ જવું.

વજીરો, અમીરો, કરે લાખ ઇલાજ,
હકીમો, તબીબો થયા લાચલાજ.
મલી નહિ જગતમાં કંઇબી દવા,
કરે કોણ હવે આ દરદને સફા.
લીધો અબલીસે ફરી એક વેસ,
ધરી છલકપટ ને કીનાનો દવેસ.
બની એક બુઝરોગ કાબેલ તબીબ,
ગયો પાસ ઝોહાક મીસલ એક હબીબ.

અબ્લીસના ફરમાવ્યા મુજબ ઝોહાક દરરોજ બે માણુસોનાં ભેજાં કાપી કઢાવી પોતાની બંને ખાંધ પરના નાગોને ખવાડતો હતો. સેતાંને આવી રીતે યુકતી માંડીને ઝોહાકને પહેલાં ફડાં, ગોશ્ત, મછીનો ખોરાક ખવરાવીને પાછળથી માણુસને ખાવાનો ઘાટકી રીવાજ (Cannibalism) પણુ દાખલ કીધો. (શાહનામાંનાં શબ્દોમાં બોલ્યે તો ) "તે નર દેવોના સરદારે (યાને અબલીસે) આવી યુકતીથી શું તાલ શોધી હતી, તથા એ વાતમાં શું મતલબ જોઇ હતી? સીવાય કે તેણે છુપી યુકતી રચી હતી, કે જેથી કરીને આ જેહાંન માણુસથી ખાલી યાને વેરાંન થાય"

કહ્યું કે "થવાનું થઈ બસ ગયું.
આ દુઃખ તો સદાનું રહી બસ ગયું,
દરદ છે કાતીલ તે કરશે તબાહ,
ન મરશે કદીબી એ મારે સીયાહ.[1]
મુંજ પાસ છે એક એની દવા.
સિવા તે દવા વન ન થાશે સફા.
અએ ઝોહાક ઇલાજ તું જલ્દ કર.
મગજ આદમીના તું બે રોજ ધર.
કર રોજ બે આદમીની કતલ,
મગજ તેમનાથી થશે દુઃખ સફલ.
મગજ ખાઈ નાગો જશે બસ મરી,
થશે દુઃખ દફા ન થશે તે ફરી."



# [2]ઝાલ અને રોદાબે.



પ્રારંભ.

હમદીન મહારા સુનજો પ્યારા,
આ મહારા કલાંમ છે,
કયાંનીઓની કહાંણીથી
પથ્થરના દીલ મુલામ છે.
નામ કરી ચાલી ગયા,
જરથોસ્તીના ન્યાગાંન છે,
મુકી ગયા જે કિરતી પાછલ,
તેથી તમુને માન છે.

**ઝાલનો જન્મ અને તેને અલબરૂઝ પહાડ ઉપર સામે જઇ મુકી આવવું.**

કર યાદ અવ્વલ દાદારને,
પછી મારા ન્યાગાંનો સરદારને.
સુનો હમદીનો પ્યારનું એક બ્યાંન,
કરૂ [3]ઝાલ–રોદાબેનું દાસ્તાંન.
હતો કીયાંનીઓમાં સુરો એક જવાંન,
મશહુર નામ જેનુ સાંમ–નરીમાન.

---

૧ મારે સીયાહ યાને કાળા નાગ.

૨ આ ઝાલ અને રોદાબેના દાસ્તાનનું વાંચન પ્રથમ સીંધમાં કરાંચી મધે ત્યાંની 'યંગ મેન્સ ઝોરાસ્ત્રીયન એસોસિએશન'ની ખાસ ફરમાસથી તા૦ ૨૮ મી ડીસેંબર ૧૯૧૨ ને દીને સાંજના ઝોરાસ્ત્રીયન કલબના મકાનવાલા હોલમાં રજુ કીધું હતું, જે પ્રસંગે સીંધના દસ્તુર ડાકટર માણેકજી નસરવાનજી ધાલા, એમ. એ., પીએચ. ડી. પ્રમુખ તરીકે બીરાજયા હતા. કરાંચીની મારી એ પહેલી મુલાકાત હોવાથી શાહનામાના મારાં બીજાં સઘળાં કિરતનો આખું અઠવાડયું ત્યાં મેં ચાલુ રજુ કીધાં હતાં. ત્યાર બાદ મુંબઇની ભાઇબંધ મંડળીની ફરમાસથી એ કિરતન ફ. કા. હોલમાં બીજી વાર રજુ થયું હતું. ધ. ન. પટેલ.

૩ 'ઝાલ'નો અર્થ ઘરડો થાય છે. એને 'ઝાલેઝર' (એટલે સોનેરી બાલવાલો ઝાલ) કરીને પણ કહે છે. (કુટારવાલુ શાહનામું.)

હતો તે મીનોચહેરનો પહેલવાંન ખાસ,
હતી શાહિ જાબુલની તેની પાસ.

હતો રંગ મહેલે એક દીન સામ,
મલ્યા ત્યાં તેને વધાઇના કલાંમ.

બાંનુને પેટે છે લીધો જન્મ,
સુંદર એક બેટો ખુરશેદ સમ.

* * *

ખબર આ સુનીને થયો તે ખુશાલ,
મગર થાયો દિલથી દુખી જોઇ બાળ.

જોઇ દિલથી ફરજંદ થયો નામુરાદ,
પુકારી ખુદા પાસ કીધી ફરીયાદ.

ઓ દુનિયાના માલિક, નિરંજન પીતા,
એવી તે શું થઇ મહારી ખતા.

કરી એવી બક્ષેસ તૂએ દાદગર,
થયું રંજીદા તેથી મારૂં જીગર.

બદન બાળનુ છે અજબ પીલતંન,
ખરેખર દીસે 'બચ્ચ-એ-હેરેમંન.'

અજબ તારી કુદરત અજબ છે કળા,
એ બાળક છે, યા છે કોઇ બલા.

તંન છે તમામ રંગે લાલમલાલ,
બદનપર છે સઘલા સુફેદ[1] રંગ બાલ.

કદમા છે આલા ચહેરો ગુલફાંમ,
મગર છે બદનપર અજાએબ ખાંમ.

જગત સારી જોઇ એને હસશે મને,
રખે એને ફરજંન્દે–એબલીસ[2] ગને.

મને એવો વારસ છે ના કબુલ,
થઇ છે તે દાદારની કંઇબી ભુલ.

બુરૂ મારૂ કિસમત, બુરો મારો કાળ,
પડયો મારે પેટે હેરેમન ઝાલ.

ઝુકાવીને ગરદન કીધી નમાજ,
ખુદા મારી રાખે જગત માહે લાજ.[૨૩]

દૂખી થાયો દિલથી સામે સવાર,
પીસરને થકી કરે કંઇ કંઇ વિચાર.

હવે મારી ઇજ્જત રખ તારે હાથ,
તું મારી લાજ અંજુમંન માહે રાખ.

કરૂ કેમ એ બાળકને વસ્તીથી દુર,
મને એવાં ફરજન્દની શું છે જરૂર.

કીધો સામે વિચાર એવો કરૂર,
કે કરવું તે બાળકને દુનીયાથી દુર.

રવાના તે બાળક કીધું એક રૂજ,
પડયું જઇ તે તનહા કુહે અલબરૂજ.

પડયુ જઇ ત્યાં તે માસુંમ બાળ,
જુદું થઇ જગતથી બન્યું કંગાળ.

નહિ ગોદ માદર, ન પેદરનુ વહાલ,
રડે ચીસ પાડી નિરાધાર ઝાલ.

ઘડીમાં રડીને તવલતું તે બાળ,
કદી ચુંસી ઉંગલીને કરતું વબાલ.

હતી નહિ તે દુધમળને એવી ખબર,
કે બનીયોછ જુલમગાર તેનો પેદર.

ન કોઇ તેની ચિસને હતું સુનનાર,
ફકત એક હતો, ત્યાં પરવરદેગાર.

લખેલા કરમના ન લેખો ટલે,
કરે બંદા તદબીર હજારો ભલે.[૨૪]

---

૧ ઝાલનું તમામ બદન સુફેદ બાલથી ભરેલું હતું, તે જોઇ સાંમ ઘણોજ નારાજ થયો હતો.

૨ ફરઝંન્દે એબલીસ યાને શયતાનનુ ફરઝંન્દ. સામે આ બાળકને માટે પરવરદેગાર આગલ ફરીયાદ કરી, કે આ ફરઝંન્દથી હુ જગતની નામોસીમા આવી પડીશ.

હતો તે જગે ¹સીમોરગનો વાસ,
સુની બાળની ચીસ ગયું તેની પાસ.

જઇ પાસ તેને ઉઠાવી લીધું,
લઈ જઇને માળામાં સાંતી દીધું.

દયા સીમુરગને દિલે ઉતરી.
અવાજ એક ગેબી થયો તે ઘડી,

કે 'સાંભલ અએ સીમુરગ નેક ફાલ,
આ કુમલ બાળકને પોશી તું પાલ.

એ બાળકથી થાશે એક એવી તોખ્મ,
જેહાં પહેલવાનોને દેશે જનંમ.

સંભાલી કરજે તું એની જતંન,
તું જોકે જમાનાની શું છે વલંન.

દયાલુ થયો ઝાલ પર દાદગર,
કરાંમત ભરી થઇ મુરગપર અસર.

જતન લઇને પોશણુ કીધું માનથી,
કીધી ચાહો–મોહબત દીલોજાનથી.

એ રીતે ઉઘરી થયો મોટો બાળ,
રહયો સીમુરગ સંગ કંઇ એક સાલ.

કુહે અલ્બરૂજ પર રહેતો મગન,
દરંદાં–પરંદાંસે કરતો ચમન.

દુનીયાંની વસ્તીથી રેહયો અંજાન,
જાણી નહિ માબાપની કંઇ નિશાંન.

## સાંમે પોતાના બેટા ઝાલને ખુવાબમાં જોવું, અને તેની શોધમાં નીકળવું.

તજી ઝાલ જેવો પીસર નેકનાંમ
હરદમ રહેતો પરેશાંન સાંમ.

પીસરને તજી તે જળતો હતો,
હૈડાંના ડંખથી તે બળતો હતો.

દીઠો સાંમે એક રાતે એવો ખુવાબ,
ભડકી ઉઠી બહુ બનીયો બેતાબ.

નજુમી બોલાવી કીધું કુલ બયાંન,
ભવિશ વરતો મારૂં આપીને ધ્યાંન.

* * *

સુની દાનાવોએ કહ્યા બે સુખંન,
અરે સાંમ! કીધું તેં કારે–જબુન.

દરંદાં–પરંદાંને જંગલી હેવાંન–
બી આપે છે ફરજંન્દ ખાતર જાંન.

કીધું તુંએ એવું છે કારે જબુન,
કીધું તારી ઓલાદનું તેંજ ખુંન.

એ ડાગે–દિલ તારો ધોવાશે નહી,
એ દૂખ તારાં દુનિયાથી જોવાશે નહી.

કુહે અલ્બરૂજ પર શોધાવ ઝાલ,
મબાદા તે જીવતો હશે નેકફાલ.

દિસે તેની પર મહેર યઝદાંનની,
એ બાળક છે ઉમેદ ઇરાંનની.

* * *

સુની આ સુખન સાંમ ઉઠયો એકદંમ,
ફરજંન્દની શોધ અંદર ધરીયાં કદમ.

ગયો તે તુરત અલ્બરૂજની ઉપર,
મદદ ચાહિ રબની ઝુંકાવીને સર.

'ખુદાવંદ કર માફ મારી ખતા,
થયો છે બંદાથી કાતાલ ગુનાહ.

૧ સીમુર્ગને માટે એવું કહે છે કે તે કાંઇ પક્ષીં નહી હતું, પણ અલ્બરૂજ પહાડ ઉપર વસ્તો એક પરહેજગાર આબેદ હતો, જેને ઝાલને પોતાના આશરામાં લઇ જતનથી ઉઘારી મોટો કીધો હતો. અલંકારીક લખાણો કરનારાઓએ એક ગીરીનીવાસી આબેદને 'પહાડી પક્ષી' તરીકે વર્ણવ્યો હોય એ બનવા જોગ છે.

અગર મારી ઓલાદથી હોય ઝાલ,
અગરજો એ ના હોય હેરેમનનું બાળ.
તો આલમ પનાહ દાવરે દાદગર,
ખતા માફ કર 'ને બક્ષ ઝાલેઝર.'

## સીમુર્ગનું ઝાલને તેના પેદરને સ્વાધીન કરવું.

એવું કહે છે, કે સામે આવી રીતની બંદગી પરવરદેગારને કીધી, અને તેજ વખત તે બંદગી કબુલ થઇ. સીમુરગે જયારે સામને અલ્બરૂઝ પહાડ ઉપર આવેલો જોયો, ત્યારે તેણે જાણ્યું, કે તે પોતાના બચ્ચાંની શોધમાજ ત્યાં આવ્યો છે. તેણે સાંમના બેટાને કહ્યું:—"કે આજ સુધી મેં તુને પાળીપોશી એક દાઇ તરીકે ઉધારયો છે. મેં તારૂં નામ [1]"દસ્તાંને ઝંન્દ' રાખ્યું છે. તારો પેદર આ અલ્બરૂજ પાહાડ ઉપર તુને શોધવા આવ્યો છે. તે એક જેહાંપહેલવાંન છે. તેનું નામ સાંમ છે, વાસ્તે હું તુને તેની નજદીક લેઇ જાઉં છું."

સીમુર્ગની જબાંનથી આવા સખુનો જયારે તે જવાંને સાંભલ્યા, ત્યારે તે ઘણોજ દીલગીર થઇ, આંખમાં આંસુ લાવી બોલ્યો, કે:—"મને લાગે છે કે, તું મારી હાજરીથી હવે ધરાઇ ગયો છે." * * * સીમુરગે કહ્યું:—"તું જો હિંયાં રહે તો હું ઘણોજ ખુશી થાઉં, પણ તારે માટે આ પહાડી વનના કરતાં વધારે સારી જગ્યા સરજાએલી છે. તારાથી છુટું પડવા મને બીલકુલ ગમતું નથી, કેમકે મેં તુને મારાં બચ્ચાં મીસાલ ઉધારી મોટો કીધો છે. માટે તું મને ભુલી જતો ના." એવા મીઠાં અને મહોબતથી ભરેલા સખુનો કેહી તે જવાંનને સીમુરગ પોતાની પાંખ ઉપર ઉઠાવી, હવામાં ઉંચે ઉડયું, અને તેને તેના બાપની નજદીક લેઇ જઇ હાજર કીધો, અને નીચલા સખુનો સીમુર્ગે તેને કેહયા.

હતો જયારે તું એક દુધમલ બાળ,
પ્રીતે મે પાળી કીધું તુંને વહાલ.
ચલન તુંજ પેદરની બુરી તારી સંગ,
મે નામ તારૂં રાખ્યું 'દસ્તાંને ઝંન્દ.'
કીધી રાતો દન મે તહારી જતંન,
હવે તું જશે કહાં તજી મનમોહંન.
દુવા છે તુને મારી રહેજે ખુશાલ,
થજો તારા દુશમંન સદા પામાલ.
અગર કંઇ પડે તુંપર રંજો અલમ,
તો કરજે મને યાદ તું એકદંમ.
જલાવજે તું આતશ ઉપર મારૂ પર,[2]
તુરત તારી ઉમેદ લાવીશ હું બર.

એવી રીતના દીલાસાના સખુનો કહી ઝાલને પોતાનું પીછ આપી તે સીમુરગ પહાડ ઉપર ઉડી ગયું, અને દીલાવર સાંમ પોતાના ફરજન્દને ભેટી, તેને પગથી માથાં સુધી જોતો રેહયો. સાંમ પોતાના બેટાનો ફરાખ સીનો, કદાવર બાંધો, અને રોશન પેશાંની જોઇ, બેહદ ખુશી થયો. ફક્ત બદન ઉપર સુફેદ બાલ સીવાય, બીજી કોઇબી ખામી સાંમને જણાઇ નહિ.

સામે કહ્યું કે "બેટા, ગુજરેલી બીનાને તું ભુલી જા, અને મારી ઉપર દયા કર. હું તુને કોલ આપું છું, કે હવેથી તારા દીલની જેબી મુરાદ—ભલી તેમજ બુરી—હશે, તે હું બર લાવીશ. સાંમ પોતાના બેટા ઝાલને મોટી ધામધુમ સાથ પોતાને શેહર જાબુલ લઇ ગયો.

---

૧ 'દસ્તાંને ઝંન્દ' અટલે યુકતીવાલો, યાને કુનેહબાઝ. ૨ પર, યાને પીંછ.

## ઝાલનું શાહ મીનોચેહરની દરબારમાં જવું.

ઇરાનના તખત ઉપર એ વખતે મીનોચેહર શાહ પાદશાહી કરતો હતો, તેને આ વાતની ખબર પડી. મીનોચહેરે તુરતજ પોતાના દીકરા નવદરને સામ પાસ મોકલી ઝાલને ઈરાંન લાવવા ફરમાવ્યું. શાહ મીનોચેહરના હુકમ પ્રમાણે સામે ઝાલને મીનોચેહેર આગલ હાજર કીધો, અને અલ્બરૂઝ પહાડ ઉપરથી તેણે તેને કેવી રીતે મેલવ્યો, તે બીના જાહેર કીધી. મીનોચહેર ઝાલને જોઇ ઘણોજ ખુશી થયો, અને તેને પાદશાહી રીતભાત તથા લડાઇનો હુંનર શીખાડવાની સાંમને તાકીદ કીધી.

જોઇ ઝાલ થાયો મીનોચેહર ખુશાલ
કીધો જરગોહરથી વધાવી નેહાલ.

હુકમ કીધો જોવા નજુમીને ફાલ,
જુવો ઝાલેઝરનાં સીતારાની ચાલ.

ભવિશ થાયું ખુલ્લું રમલથી તમાંમ,
એ પહેલવાંનથી સરશે ઇરાંનનું કાંમ.

થશે એની ઓલાદ એવી આબાદ,
કરશે કુલ ઇરાંના મુદદઇ બરબાદ.

થશે કુલ જમીન 'ને જમાનો નફર,
થશે તાજનો તે બક્ષેસગર.

થશે જોરે આલા 'ને બખ્તે બુલંદ,
થશે એની ઓલાદ ખરી દેવબંદ.

થશે કુલ દુનિયાના આજેજ દલેર.
દરીઆની માહી, 'ને જંગલના શેર.

* * *

સુનીને મીનોચહેર થયો ખુશ અપાર,
ઉમેદ બાંધી ભવની અનેક બિશીયાર.

કીધાં જરને ગોહર ઇનાયત હજાર,
બખ્તર 'ને ઘોડા, 'ને હિન્દી તલવાર.

યાકુત 'ને હીરા, 'ને જરીન લેબાસ,
રૂમી ગુલામો, બખશીયા ખાસ.

ખંજર 'ને ભાલા, 'ને નેજા કટાર,
ગુરજ કંમરબંધ, તીર નોકદાર.

જાબુલથી કાબુલ, 'ને હિંન્દુસ્થાંન,
'ને, સીંધુ નદીપરના સરવે મકાંન.

કીધાં ભેટ સરવે લખી સાંમને,
કીધું એમ જાહેર કુલ આમને.

* * *

## કાબુલના પાદશાહ મહેરાબ સાથ ઝાલની મુલાકાત થવી, અને મહેરાબની બેટી રોદાબેની તારીફ સાંભળી ઝાલનું આશક પડવું.

સુનો હમદીનો ઝાલેઝરનું બયાંન,
પેદર સંગ જઇ કિધું જાબુલ મકાંન.

નિકલ્યો તે એક રોજ કરવા સફર,
લઇ સાથ બૂઝોર્ગો રફિકો—નફર.

કિધી કુચ એકદમ બાંધી કંમર,
હતું સાથ લશકર બહુ જોરવર.

પુગ્યો જઇ એક રોજ કાબુલ શહેર,
ગમી ઝાલેઝરને હવાની લહેર.

હુકમ ત્યાં કીધો ઝાલે કરવા મુકાંમ,
પડયા સરવે ત્યાંનાખી તંમ્બુ તમાંમ.

* * *

હતો શાહા કાબુલનો મહેરાબ નામ,
ઈરાંનને તાબે હતું તેનું ગાંમ.

## પાદશાહ મિનૂચહેર.




મિનૂચહેરના સુખુનઃ—“સંસાર જે છે તે ઉનાળાના વાદળ.
તથા શીયાળાના તડકાં સમાન છે, જે હમેસ
સુધી રહેતાં નથી.”

હતો તે જાતે અરબ પહેલવાંન,
હતું તેનુ ઝોહાકથી ખાંન્દાંન.
'તે દતો 'તો ચોથાઇ હર સાલ સાંમ.
સબબ નહિ હતી તેમાં લઢવાની હાંમ.

પુગી જયારે મહેરાબને એ ખબર,
કે આવ્યો છે કાબુલ તરફ ઝાલેઝર.
નિકલ્યો તે એકદંમ મલવાને કાજ,
લશ્કરને નજરાંનુ લઇ સરવે સાજ.

ઝાલે મહેરાબની ખુશી સાથ મુલાકાત લીધી અને તેને બેહદ માન સાથ આવકાર આપી પોતાના તખ્તની પાસે એક જડાવદાર બેઠક ઉપર બેસાડયો, અને મહેરાબનુ નજરાનું તેણે ખુશીથી કબુલ્યું. અરસપરસની વાતચીત થયા પછી ઝાલથી મહેરાબ છુટો પડી પોતાને મકાને ગયો, અને ઝાલ તેની તારીફ પોતાના દરબારીઓ આગલ જાબજા કરવા લાગયો.

એ વખતે ઝાલની મહેફીલમાં એક બુઝેર્ગ દરબારી હતો, તે મહેરાબની બેટી રોદાબેની ખુબસુરતીની જાબજા તારીફ નીચે પ્રમાણે કરવા લાગ્યો.[૨૫]

## રોદાબેની ખુબસુરતીની તારીફ વીશે.

સુન એ દિલાવર, એ જંગી જવાંન,
એ દસ્તાંને ફરઝંદ તું બુલંદ પહેલવાંન.
છે કાબુલમા એવી કબુલ એક સુરત,
નથી શાંની તેની બીજી કોઇ મુરત.
બદન જેનું રંગે, મિસલ હાથી દાંત,
અજબ જેનો ચહેરો ઘટમ 'ને ઘાટ.
તંન જેનું સીધ્ધું, સરવની સમાંન,
ઝુલ્ફો બે તેણીના મિસલે કમાંન.
બે તેના ગાલો છે ગુલાબી લાલ,
શરમિંન્દાં રહે છે રંગે ગુલાલ.

બે તેના હોઠો છે રંગે પરવાલ.
દાંતોની હારો છે મોતી મિસાલ.
લબ સંગ રૂખસાર ખુબ લાલદાર,
સિના પર છે ખિલ્યાં બે નાજુક અનાર.[૧]
બે તેની ચશ્મો છે નરગીસ ફુલ,
સરોદ છે સુંદર મિસ્લ બુલબુલ.
ભવાં જેના જાલંમ છે મિસ્લે કમંદ,
નિગાહ જેની કાતિલ છે પુર ફંદ.
જો ધરતી પર જોવો હોય મ્હાતાબને,
તો છે એવી મ્હાબુબ કાબુલ કને.
ગરજ હોય દરશન જો મ્હાતાબના,
તો જોઇ લેવું નુર, તેનું રોદાબમા.
હશે નહિ જગતમા બીજી એવી નાર,
તલબાગાર હજારો ગયા થઇ ખ્વાર.[૨૬]

રોદાબેની આવી તારીફ સાંભળી ઝાલનું દીલ તેના હાથમાં રેહ્યું નહિ. બીજે દાહડે મહેરાબ પાછો ઝાલની મુલાકાતે આવ્યો, અને ઝાલને પોતાને ત્યાં જમવાનું ઇજન કીધું, પણ ઝાલે તે ઇજન માન સાથ ના પાડી જવાબ દીધો, કે મારો બાપ અને પાદશાહ જો જાણે, કે મે એક બુતપરસ્તની સાથે શરાબબાજી કીધી, અને તેની સાથે ખાનું ખાધું, તો તેઓ નારાજ થાય. આ સખુન સાંભળી મહેરાબ દલગીર થઇ પાછો ફર્યો, અને ઝાલ, રોદાબેની તારીફ સાંભળી દીવાના જેવો થઇ ગયો.

---

૧ ફીરદોસીની આ બે લાઇનો નીચે પ્રમાણે છેઃ—
'રોખાનશ ચુ ગુલ્નારો લબ નરવાન—ઝે સીમીન બરશ રોસ્તહ દુ નાર દાન.'

સુની મ્હાબુબની સિફ્તના કલાંમ,
થયો ઝાલ દિલથી બેતાબ તમામ.

જીગર માહે લાગી મ્હોબત અગંન,
અગંન માહે જલતું બદંન રાતો દંન.

થયો ઇશ્ક રોદાબેથી બેકરાર,
કહ્યો કોઇનેબી નહિ ઇસરાર.

નિસદીન પ્રિતમા તે જળતો રહે,
જુદઈના જખમોથી બળતો રહે.

કહે કોણુને જઈ ભરમની એ વાત,
બની કેવી કયાંમત બુરી કમજાત.

બુરી થાઇ હાલત, હતી જે ખુશાલ,
બન્યો જાંણુ ઓરત જવાંમર્દ ઝાલ.

પ્યારથી ભલા ભલા નામદારો જીંદગીથી હાથ ધોઇ બેઠા છે, એ વાત અંજાણી નથી. ઝાલની હાલત રોદાબેની તારીફ સાંભળી દીવાની થઇ ગઇ હતી. શાએર ફીરદોસી એ ઉપરથી સ્રીની સંગતથી દુર રહેવા માટે એક અરબ પહેલવાનના શબ્દોમાં કહે છે કેઃ–

મને રહેશે નફરત જગમા સદા,
કુલ દુન્યાની ઓરતથી છું હું તન્હા.

થશે મારો ઘોડો મહારો ગુલાંમ,
મિસ્લ મારી મ્હાબુબ કરશે તે કાંમ.

થશે મારી ખીલવતગાહ આસમાંન,
રહિશ હું સદા તેનો થઇ મ્હેમાંન.

મને નથી ઓરતસે કરવી સગાઇ,
થશે મારી દાનાઓમે રૂસ્વાઇ.

એક દીવસ મહેરાબની રાણુા સીનદોખ્તે રોદાબેની રૂબરૂ મહેરાબને ઝાલેઝરની ખબર પુછી. મહેરાબે તેનું બયાંન કરતાં જણાવ્યું કેઃ–

## રોદાબેનું ઝાલ ઉપર આશક પડવુ.

કહું શું સીન્દોખ્ત એએ દીલજાંન,
કરૂ કેમ તે ઇરાંનીનું હું બયાંન.

મે જોયો છે આજે તે દસ્તાંને ઝંન્દ,
અજબ તેની પેશાંની છે નુરમંદ.

જગતમા ન કોઈ જોડી એની હશે,
ઇરાંનમે એવો ન નર કોઇ થશે.

છે હિંમતમે આલા મિસલ શેર–દીલ,
બે હાથો છે તેના દરીયા–એ–નીલ.

દિસેછે તે બળવંત બહુ જોરવર,
ગૂરજ મારી તોડે છે પહાડોના સાર.

જમીન જેના જોરે પુકારે છે હાય,
દુશમનો લશ્કરને મારે છે હાય.

સિકલમા છે સુંદર લાલ–મ–લાલ,
તન પર છે સઘળા સુર્ફેદ રંગ બાલ.

એ બાલોથી બહેતર દીપે છે નુર,
દીલે દીલાવર છે અકકલે પુર.

સિફત સુનીને થઇ રોદાબે ખુશાલ,
કરે યાદ મનમા સદા ઝાલ, ઝાલ.

ખોઈ સુખને ભુખ બની ગઇ બિમાર,
દિલ માહે વસીયો તે સાંમે સવાર.

પડે નિસદીન કંઇ નહિ ચેન જરી,
ગઇ ઝાલ ઉપર રોદાબે મરી.

સુની ઝાલેઝરની જવાંનીનો હાલ,
ભૂલી ગઇ તે ખસલત, ભૂલી ગઇ ચાલ.
થઈ દિલથી આશક સુની હાલે ઝાલ,
હસ્તી રોદાબે બની હાલ હવાલ.
કહે આ ભરમની જઇ કોણને વાત,
રખે થાય પ્યારીના જીવની ઘાત.[૨૭]

* * *

જોઇ દુખ્તરે કાબુલની વલાંન,
સખીઓએ જાણી લિધી મ્હોકાંન
ચિત જોયું ચક ભમ, દિલ બહુ ઉદાસ,
તરસે પળ પળ, મળવાની આસ.[૨૮]

## રોદાબેનું પોતાના સખાઓ સાથ મસ્લત કરવુ.

સાંભલો સખીઓ કહુ એક વાત,
કદી મારો ના કરતી વિસ્વાસ ઘાત.
સખી નેક મારી, વફાદાર તમ,
સુનો હાલે દિલ મુજ, સુનો મારો ગમ.

સુનો મારા દિલના ભરમની વાત,
રખે કહેતાં કોઇને થશે મારો ઘાત.

દિલે લાગીયો છે દરદનો ડાગ,
જીગર માહે લાગી છે, ઇરાંની આગ.

રખે થાતી મુજ સંમ દુ:ખી કોઇ નાર,
મને ઝાલ જાબુલીની છે બુખાર.

પડી છું હું મોહી, તે નરની ઉપર,
મને ચેન નથી રાતો–દીન પળ ભર.

નથી મુજ દરદની બીજી કંઇ દવા,
ફકત ઝાલ કરશે, દરદ મુજ સફા.

રોદાબેને મોહોડેથી તેના સખાઓ આવા સખુન સાંભળી અજબ થઇ બોલી કે:–'એએ જેહાંનની બાંનુઓની સરતાજ, તારા જેવી બાંનુ, જે હીંદુસ્થાંનથી ચીન સુધી પોતાની ખુબસુરતી માટે વખણાઇ છે, તેને એવો ખ્યાલ કરવો છાજે નહિ. તારા જેવીએ ઝાલને માટે એટલી બધી મોહોબત રાખવી નારવા છે. જેને તેના બાપે પહાડ ઉપર ફેંકી દીધેલો, તેને તું તારી મોહોબત આપવા તૈયાર થઇ છે? કોઇબી માદરને પેટે કોઇબી દીકરો બુઢો જનમ્યો નથી તારા જેવી સુંદરનો આવો એક ઘરડો ખાવિંદ કેમ બની શકે! તારો ખાવિંદ કોઇ સોહામણો અને સુંદર ચેહરાનો હોવો જોઇએ.

પણ રોદાબેને પોતાની સખાઓની શીખામણ પસંદ પડી નહિ, અને તે બાંનુ ગુસ્સે થઇ બોલી કે:-

કરો બંધ સખીઓ તમારા કલાંમ,
મને છે તમારી શીખામણ હરાંમ.

થયુ દિલ દિવાનું સિતારાને જોઇ,
પડું કેમ ત્યારે કમર[૧] પર હું મોહિ.

નથી મુજને દરકાર, ગુલાબ ગુલની,
મને છ ખાએશ ફકત બુલની.[૨૯]
બુજે બેખબર શું કદર પ્યારની,
બુજે શું કદર તે વફાદારની.

મને જોઇ તો નહિ કએસરનો હાથ,
મને જોઇતી નહિ ફગફૂરની સાથ.

મને જોઇતો નહિ ધરતીનો શહા,
મને જોઇતો નહિ સિતારો કે મહા.

૧ કમર યાને મહાતાબ.

મને જોઇતો નહિ કોઈ તાજદાર,
મને પ્યારો છે મારો સાંમે સવાર.
અગર હોય બુઢો, અગર હોય જવાંન,
વિના ઝાલ મુજને અકારી જેહાંન.

રોદાબેનો આવો મકમ વિચાર જોઇ સખીઓએ તેણીને વચન આપ્યું, કે તેઓ તેની ખાએશ બજાવવાની દરેક તજવિજ કરશે, અને ઝાલ સાથ તેણીનો મીલાપ કરાવવાની દરેક કોશેશ કરશે.

ફરવરદીન મહીનાનો તે વખત હતો, એટલે બહારની મોસમ તે વખતે ચાલતી હોવાથી; ફુલો ચોતરફ ખીલી રહેલાં હતાં. નદીને કીનારે, જયાં ઝાલનું લશકર છાંવણી નાખી પડેલું હતું, ત્યાંની સામી બાજુએ રોદાબેની સખીઓ ફુલ ચુંટવા જઇ લાગી. ઝાલની નજર તે બાનુઓ ઉપર પડી, અને પોતાના નોકરોને સવાલ કીધો કેઃ-"પેલી બાનુઓ કોણ છે? તેઓ આપણા બાગમાંથી ફુલ ચુંટવાની કેમ હિંમત કરે છે?"

તેઓ રોદાબેની સખીઓ છે, એવું જાણતાંજ ઝાલ ઘણોજ ખુશી થયો, અને તુરતજ પોતાના તીર વડે નદીના પાણી ઉપર ગેલ કરતાં મુરગોમાંથી તેણે એકને એવી રીતે વીંધ્યું, કે તે મુરગ ઉડી પેલી બાનુઓ જયાં ઉભી હતી, ત્યાં આગલ જઇ પડયું.

તે વીંધાયલાં મુરગને લેઇ આવવા, ઝાલે પોતાના નોકરને મોકલ્યો, અને તે નોકર સાથ પેલી રોદાબેની સખીઓને વાતચીત થઇ. રોદાબેની સખીઓ અને ઝાલના નોકરોએ ઝાલ અને રોદાબેની અરસપરસ તારીફ કીધી, અને એ બંને જંન જો સાથે મળે, તો તેઓએ પોતાની ખુશી જણાવી.

ઝાલને એ ખબર તેના નોકરે કહી, અને ઝાલે તે સખીઓને પોતાની પાસે બોલાવી, તેમના વીચારો જાણી લીધા. ઝાલે રોદાબે માટે તે સખીઓ સાથે એક કિમતી વીટી, લુલક અને બીજી બેમુલ ભેટો મોકલી આપી.

રોદાબેએ તે સઘળી ભેટ ખુશીથી સ્વીકારી, અને ઝાલની મુલાકાત લેવાની ગોઠવણ રચી. તે ગોઠવણ પ્રમાણે રાત પડતાં રોદાબેના મહેલ તરફ ઝાલ જવા નીકલ્યો. બંને જના એક બીજાને મળવા અધીરાં થઇ ગયાં હતાં. મહેલના ઝરૂખા ઉપર ચાંદની રાતના ચલકાટ વચે, રોદાબે ઉભી રહી અધીરી બની ઝાલની રાહ જોતી હતી.[૩૦] એવામાં ઝાલને આવતો જોઇ રોદાબે બોલીઃ-

### ઝાલ અને રોદાબેનો મીલાપ થવો.

ભલે એ જવાંમર્દ બહાદુર સિધાર,
ખુશી છું જોઇ તારાં રોશંન દિદાર.

મુબારક તુને દિલપઝીર આએ રાત,
મુબારક તુને આજની મૂલાકાત.

મુબારક આ કાબુલની તુને સફર,
મુબારક આ મહાતાબની તુને નજર.

ચમનમાં તું રહેજે સદા શાદ શાદ,
થજો તારા મુદઇ સદા બરબાદ.

તડફતાં આ દિલની વહિ ગઈ છે ઘાત,
ચલકતી થઇ છે સિહા મારી રાત.

* * *

ખુશી થઇ જવાં મર્દ બોલી જબાંન,
મુબારક એ મ્હાતાબ નૂરી બેગૂમાન.

તુને જોઇ વેરાંન મુજને ચમંન છે,
મુબારક મુલાકાત મુજ મન જશંન છે.

તુજ વન ખાલી ચર્ખે કોહંન છે,
સિવા તુંજ મ્હોબત મુજનુ કફંન છે.

સિતારાની ચાલે મલીમન મોહંન છે,
તું ઉપર હું નિચે, એ ઉત્તર દખંન છે.

અગર મારી મ્હોબત જો તારે મન છે,
તો સર ઝાલેજરનુ ત્હારે શરણુ છે.

તું ઉભી ઝરૂખે, આરાંમ ફરશ પર,
ખડો છું હું રસ્તે, ત્હારાં દરસ પર.

અગર પ્યાર મારો તુને મંજુર છે,
તો કાં ઝાલેઝરથી રોદાબે દુર છે.

જીગરના જળનની તુજમા દવા છે,
તો રોદાબેનો આ જુલમ નારવા છે.

## રોદાબેના બાલનાં તારીફના બાબમાં.

સુખન સાંભલી થઇ પરી બહુ અધીર,
વીરાને મળવા કિધી તદબીર.

કિધા બાલ ખુલ્લા સરના તમાંમ,
હતા બહુ તે લાંબા વિના કંઇ ખાંમ.

બનાવી તે બાલોની લાંબી કમંન,
દિધી વિંટ ઉપર વિટ આપી વલંન.

ફેકી તે બાલોની સુંદર લડી,
ઉપરથી તે નિચે જઇને પડી.

હસી બોલી મ્હાબુબ સાંભલ એ ઝાલ,
પકડી લે મજબુત આ મારા બાલ.

એ બાલોને પાળી મે કીધી જતંન,
મને કાંમ લાગ્યાછે તે આજ દંન.

કંમર બાંધ ત્હારી સિંહની મિસાલ,
ને લંબાવ તારી કિઆંની ચુંગાલ.

પકડી એ બાલોને ઉપર તું આવ,
પ્યાર અને મ્હોબતને સાથે તું લાવ.[31]

રોદાબેએ પોતાના પેચદાર બાલોને મહેલના ઝરૂખા ઉપરથી નીચે નાખ્યા, અને ઝાલ જ્યાં ઉભો હતો, ત્યાં તે જઇ પડયા. ઝાલે ખુશબોથી મઘમઘતા તે બાળને ચુંબન ઉપર ચુંબન કરી રોદાબેને તે નીચેથી કહેવા લાગ્યો કેઃ—"તારા આ બાલ ઉપર હું આવી રીતની સખ્તી કદીબી ગુજારૂ નહિ."

એટલું બોલી, તેણે પોતાની કમંદને વળ આપી ઝરૂખા ઉપર ફેંકી, અને તે તુરતજ તેમા ભેરવાઇ ગઇ. ઝાલ તે કમંદ પકડી રોદાબેના ઝરૂખા ઉપર ચહડી જઈ, રોદાબેની પાસે જઇ ઉભો. રોદાબે તુરતજ માન અને ચહાથી ઝાલનો હાથ પકડી તેને દીવાંનખાનામાં સમારેલી મહેફીલ તરફ લેઇ ગઇ, અને ત્યાં ઝાલને પોતાની પાસે મહેફીલમાં બેસાડી વહાલભરી નજરથી બોલી કેઃ—

નજર જ્યાં કરૂ, ત્યાં નજર તું પડે,
જીગરમા સદા ઝાલેઝર તું વસે.

મ્હોબત ઉપર તારી જીવ છે નિસાર,
મુબારક છે મુજને તું સામે સવાર.

થયું છે જીગર આ તુંને જોઇ શાદ,
થઇ છે ઉમેદ મારાં મંનની આબાદ.

નિરાસીના સંકટ કાલાં ગયા,
સુખના ભરાતાં નાળાં થયાં.

તું મારી મ્હોબતને આંખોનું નુર છે,
તું મારી સરજત અને સુખ મધુર છે.

બની રહે મુજનો સાહેબ છત્તર તું,
હવે ના જીગરથી જુદી મુજને કર તું.

કહ્યું ઝાલે 'સુંદર તું મન મોહંન છે,
બેશક રોદાબે મને તું પસંન છે.

અજબ તારાં ઝુલ્ફો એવાં તો છે બસ,
પલકમાં કરે કેદ ફરેસ્તાઓને વસ.[32]

* * *

બતાવો જગતમાં કોઇ સંગદીલ,
થયું હોય ન ઘાયલ મ્હોબતથી દીલ.

સુનો સઉ રફિકો કહું છું જે હાલ,
ખરા પ્યારની જડ પડી છે પતાલ.

સખી જોઇ સુંદર દિલ બાગ બાગ,
ચમંનમાં વસંતનો ખીલ્યો જેમ ફાગ.

મલ્યાં દિલ-સે-દિલ એક એક સાથ,
મલ્યા લબ-સે-લબ, હાથો-સે-હાથ.

મલી ચાર ચશમો, બની મદહોશ,
થયાં બંને મહોબત અગનથી બેહોશ.

મગર શેરે કિધો ન ગોરખર શિકાર,
રહિ હદ અંદર કિધો પાક પ્યાર.

કહ્યું ઝાલે મહાબુબ એએ ગુલોઝાર,
રાખે સદા તુને રબ બરકરાર.

દીલદાર રોદાબે મીઠી મધુર,
થયો તારી મ્હોબતમે હું ચકચુર.

રહું તુજ બગલમાં ઓ કાબુલી ગુલ,
મબાદા પડે મારી ઇજ્જત મે ધુલ.

ગરમ તારી મહોબતનું છે બઝાર.
લુટું નહી દાંમન, વિના હકદાર.

કરૂં તારી સંગે જો કારે હરાંમ,
કફા થાય મુજપર પેદર મારો સાંમ.

હું યઝદાપરસ્તનો તું લે વચન,
કે ઝાલ 'ને રોદાબેના થાશે લગન.

* * *

ગઇ એવી ગૂફતગુમા સારી રાત,
પુરી થઇ નહિ તોબી બંનેની વાત.

કહ્યું ઝાલે અંતે બની ના શાદ,
જવા દે ઓ મ્હાબુબ થશે બામદાદ.

થયો છે જુલમગાર ખુરશેદ યઝદ,
જુદાં પાડવાનો કરે છે કસદ.

સબર કર ઓ ખુરશેદ, જરા કર સબર,
જખમી જીગરપર જરા મેહર કર.

* * *

સુની આ સુખનને રોદાબે રડી,
રડતી આંખોએ સુંદર ખડી.

ધડકતે દિલે બોલી આપી વચન,
તું મારો ખાવિંદ 'ને તું મુજ જીવન.

ગવાહ છે મહારો તે રબ દાદગર,
તું મારો ખાવિંદ થશે ઝાલેઝર.[33]

* * *

કહ્યુ ઝાલે મહાબુબ તું જો મુજ ગમી,
રહીછ તું મહારાં જીગર રમી.

રજાથી હું રાજી-તુને છે સલાંમ,
મને રહેશે તુજ વંન સઉ ચીજ હરાંમ.

કરશ યાદ તુજનો મધુર મુખવાસ,
કરશ યાદ તુજના લબોનો મીઠાસ.

કરશ યાદ તુજની બગલગીર મધુર,
કરશ યાદ તુજના નૈનોનું નુર.

કરશ યાદ તુજનો મીઠો અવાજ,
કરશ યાદ તુજના નખરાંને નાજ.

કરશ યાદ તુજના બાલોનું નુર,
ભરેલો છે જેમા તલેસમ પુર.[34]

### ઝાલનુ પોતાના રફીકો સાથ મંસલત કરવું, અને સાંમ ઉપર ઝાલે પેગાંમ રવાના કરવો.

રોદાબેથી છુટો પડી ઝાલ પોતાની છાવણીમાં ગયો. બામદાદ થતાંજ તેણે પોતાના રફિકો અને સલાહકારોની એક દરબાર ભરી, અને તેઓ આગલ પોતાની ખરી હકિકત જાહેર કરી કહ્યું કેઃ—"મહેરાબનાં મેહલમાં મારો જીવ અને જીવન છે, અને તેની દીકરી રોદાબે મને બેહદ પસંદ પડી છે. હું તેના પ્યારમાં પડયો છું, અને તેની જુદાઇ મારાથી સહેવાતી નથી. હું તમો જેવા દાનેશમંદોની સલાહ પુછુંછું."

ઝાલને મોહોડેથી આવા સખુનો સાંભળી તેના દરબારીઓ વિચાર અને વમાસણમાં પડયા, કેમકે તેઓ સારી રવેસ જાણુતા હતા, કે કાબુલના બાદશાહ મહેરાબને ઝોહાક સાથ અતલગની સગાઇ હતી, અને તેથી પાદશાહ મીનોચહેર તેને ઘણોજ ધીકકારતો હતો. દરબારીઓએ વિચાર કરી ઝાલને એવી સલાહ આપી, કે તેણે એ વિશે એક ખુલાસાવાર રૂકકો, સામ ઉપર લખવો. દરબારીઓ અને રફિકોની સલાહને માન આપી, ઝાલે નિચે પ્રમાણે એક રૂકકો સામ ઉપર લખી તુરતજ રવાના કીધો.

સરતાજ મહેરબાંન પેદર નામદાર,
સાંમ બીન નરીમાન જગ આશકાર.
સદા રહેજો સાહેબની તું પર મહેર,
રહેજો તુંથી દુર બલા 'ને કહેર.
કુલ મુજ હકિકત તુને છે ખબર,
ગુજરી મુસિબત શું છે મારી પર.
પેદર મારો કરતો 'તો જયારે ચમંન,
હતું અલબરૂજ પર મહારૂં વતંન.
પેદર મારો સજતો તો શાહિ લેબાસ,
હું ત્યારે ભોગવતો 'તો વનવાસ.
તું જયારે પીતો 'તો જાંમે-શરાબ,
હું ત્યારે પીતો હતો ખુંને-આબ.
ભવિશમા લખેલા ન લેખો ટલે,
લખ્યું હોય તેથી ન જયાદા મલે.
ગમે હોય જોરાવર, ગમે હોય દલીર,
ગમે હોય જવાંમર્દ, ગમે હોય પીર.[1]

ફરમાને યઝદાં કદી ના ચૂકે,
નમાવીને સર કુલ આલમ ઝુકે.
કહું શું પેદર જાનેમંન હાલે દિલ,
વરશે છે મુજ નૈનોથી આબે નીલ.[2]
નિકલ્યો હું કરવા હીંન્દની સફર,
લુંટાયું છે કાબુલમા મારૂં જીગર.
છે તે લુટારો કાબુલી ચાંન,
નથી કોઇ સિતારો તેની સમાંન.
ગમ જોઈ મારો રડે આફતાબ,
નહી ચેન દીવસે નહી રાતે ખાબ.
નહી ચાહું જાંની વિના જાંનને,
નહી ચાહું ઇરાંનના માંનને.
છે રોશંન તે બાંનુનુ રોદાબે નાંમ,
અવાજ છે શીરીન અકલમંદ કલાંમ.
નથી તેના આશકને જગમા કરાર,
ફુલોનુ બીછાંનું, છે દોજખનો ગાર.

---

૧ પીર યાને બુઢો. ૨ આબે નીલ, યાને નાઇલ નદીના પાણી.

ગરજ છે મને તારી મંજુરીઆત, | ભુલીશ નહિ રેવાજ દીનને રસમ.
કરૂ શાદી દુખ્તરે મહેરાબ સાથ. | ભુલીશ નહિ કદી હું ઇરાંની ધરમ.

આ પેગામ ઝાલે પોતાના એક ખાસ નોકર પાસ પોતાના પેદર સાંમ ઉપર તાકીદે મોકલાવ્યો અને તે કાસદ પવન વેગે કાબુલથી સાંમને મળવા જાબુલસ્થાંન નીકલી ગયો. સાંમને તે નામુ મળતાજ તે ફીકકો પડી ગયો, અને તે વીચારમાં પડયો. તે મનમાં વિચાર કરવા લાગયો કેઃ-

"મેં ઝાલને વચન આપ્યું છે, કે તેની દરેક મુરાદ હું બર લાવશ. જો આ લગન માટે હું ના કહુછુ, તો મારૂં વચન હું તોડું છું. જો હું આ લગન માટે મંજુરીઆત આપું છું, તો આ બંને જુદી જુદી ખાસીયતના જોડાંણુથી કેવી ઓલાદ જનમશે, તેનો વીચાર મને દીવાનો બનાવે છે."

આ ગુચવાડો દુર કરવા સામે તુરત નજુમીઓને બુલાવી, તેમને સરવે હકીકત કહી, અને તેઓને ઝાલનું ભવિશ જોવા ફરમાવ્યુ. નજુમીઓએ નજુમ જોઇ જણાવ્યું કેઃ—

ખુશી થા તું દીલથી ઓ સામે સવાર, | કરશે તે ઇરાંનના મુદ્દઇ વેરાંન,
છે કીરતીની નોબત ઉભી તારે દવાર. | ફના કરશે સગ્સાર 'ને માઝીંદરાંન.
અગર ઝાલ—રોદાબેના થાશે લગંન, | કરશે કુલ નુકસાંનના દરવાજા બંધ,
તો ઇરાંનના થાશે દર્દ કુલ વધંન. | કરશે તે તુરાંનની હાલત બતંગ.
એ શાદીથી પેદા થશે એક પુતર, | દુનીયામાં રહેશે અમર તેની યાદ,
કરશે કુલ દુનીયા તે જીરોજબર. | ઇરાંનની કરશે તે હાલત આબાદ.

આવી ખુશ ખબર નજુમીઓને મોહોડેથી સાંભળી સાંમે ઝાલને કહેવાડયું કેઃ— "આવી મહોબતમા તેં ડહાપણુ વાપડયું નથી, પણ હું લાચાર છું. મેં તુને તારી મુરાદ પાર પાડવાનું વચન આપ્યું છે. હું મીનોચહેર શાહા પાસે જાઉ છું, અને એ બાબદમાં તેની મરજી મેળવવાની તજવીજ કરૂંછુ. પેલો કાસદ આ વધાઇનો પેગામ લઇ ઝાલ પાસે નીકલી ગયો.'

પેલી તરફ ઝાલની હાલત જુદાજ પ્રકારની હતી. રોદાબેની મોહોબતમાં તેની ઉંઘ અને ભુખ જતાં રેહાં હતાં, અને દરેક પળ તે રોદાબેનેજ યાદ કરતો હતો. એવે સમે પેલો કાસદ જઈ લાગ્યો, અને તેણે ઝાલને ખુશ વધાઇની ખબર આપી.

જે ઓરત ઝાલ અને રોદાબેની વચે પેગાંમ લાવતી અને લઇ જતી હતી, તેની પાસે ઝાલે આ ખુશ ખબર રોદાબેને કહેવાડી. તે ખબર સાંભલી રોદાબેની ખુશાલીનો પાર રેહો નહી. તુરતજ રોદાબેએ ઝાલ માટે એક કિમતી તાજ, એક કિમતી પોશાક, અને

એક બેમુલ વીટી વીગેરે પેલી ઓરત પાસે છુપી રીતે મોકલ્યાં. પણ તેવામાં રોદાબેની માદર સીન્દોખ્તે તે ઓરતને પકડી પાડી, અને તેણીને સજા કરવાની ધમકી આપી, જેથી રોદાબેના ભરમ તેણીએ જાહેર કરી દીધો. રોદાબેના ભેદની વાત જાણી સીન્દોખ્તે રોદાબેને બોલાવી સખત ઠપકો આપ્યો, જેથી તેણીએ પોતાના દીલની ખરી હકીકત પોતાની માદર પાસ જાહેર કીધી.

નઝર ખેંચી નિચે રોદાબે રોય,
રડી ને ગાલો બંને આંસુથી ધોય.

"સાંભળ અકલમંદ મા મહેરબાંન,
અરજ મારી સાંભળ જરા દઈ કાંન.

કહુ છું હકિકત જુઠી નથી,
યકીનથી માન હું ભુંડી નથી.

છે મન મુજ અશો 'ને તંન મારૂ પાક,
કદરવંત થઇને મૂરાદ મારી આપ.

ચીત મારૂ બેચેન મન છે દુખી,
હાલત છે તનની અતી અસુખી.

કહું શું ઓ માદર દીલની હું વાત,
દુખીયારી કહાડું છું હું મારી રાત.

નથી રહી પરવા મને જાંનની,
ઉમેદ છે મને એક અરમાંનની.

રખે રહેતું જગમાં કોઇ પ્યાર વન,
રખે તેનો ભવ જાતો દિલદાર વન.

જે દિનથી જોયો મે ઇરાંની ઝાલ,
થઇ છું હું તનમનથી હાલહવાલ.

સલગી છે સીનામાં મહોબત અગંન,
બલા છે એ મહોબત કે મારૂ કફંન.

કહું રાસ્ત માદર હું ખોલી જબાંન.
મને તે ગયો છે મળી દિલજાંન.

હમોએ કીધા છે કોલોકરાર,
તે મારો ખાવિંદ હું તેની નાર."[૩૫]

સીન્દોખ્તે આ ખબર મહેરાબને બીહીતાં બીહતાં જાહેર કીધી. પહેલાં તો મહેરાબના ગુસ્સાનો પાર રેહો નહી, પણ સીન્દોખ્તે તેને સમજાવી કહ્યું કેઃ— "ઝાલના પેદર સામે એ વીશે પોતાની બહાલી આપી છે" ત્યારે મહેરાબ શાંત પડયો.

સાંમનો બેટો ઝાલ રોદાબે સાથ પરણવા નીકળ્યો છે, એવી ખબર જ્યારે શાહા મીનોચહેરને પડી, ત્યારે તેના ગુસ્સાનો પાર રેહો નહી. ઝોહાકની ઓલાદની એક ઓરત સાથ ઝાલ જો જોડાશે, તો તેનું પરીણામ ઇરાંન માટે કદીએ સારૂ આવશે નહી, એમ ધારી તે ઘણોજ દલગીર થયો.

શાહ મીનોચહેરે તુરતજ સાંમને બોલાવી હીન્દુસ્થાંનને આગ લડવાનો, અને મહેરાબની તમામ ઓલાદને ખુવાર કરી, કાબુલને વેરાંન કરવાનો હુકમ કીધો. મીનોચહેર શાહાના એ હુકમ પ્રમાણે સામ એક મોટું લશ્કર લઇ કાબુલ તરફ ચાલ્યો.

મહેરાબને તેમજ ઝાલને જ્યારે એ વાતની ખબર પડી, કે સાંમ મીનોચહેરના હુકમથી કાબુલને વેરાંન કરવા આવે છે, ત્યારે ઝાલે જીવવા કરતાં મરવું વધારે પસંદ કીધું. તે તરતજ પોતાના બાપ પાસે ગયો. સાંમ તેને જોતાંજ ભેટી પડયો, અને પોતાની

પાસે બેસાડી તેની ખબર પુછવા લાગ્યો. ઝાલે સામની આગલ પોતાની તમામ હકિકત જાહેર કીધી, અને બચપણમાં પોતાને થયલા ગેરઇનસાફની યાદ આપી, તેણે આપેલો વચન યાદ કરાવી, તે વચન પાર પાડવાની અરજ કીધી, અને જો તેમ તે નહિ કરે તો પોતાના તંનના બે ટુકડા કરવા ઝાલે અરજ કરી, અને કાબુલને બચાવવા સમજાવ્યું.

સામે ધીરજથી ઝાલનું બોલવું સાંભલી, તેણે પોતાનું વચન પાલવા કબુલ્યું.

એ પછી શાહા મીનોચહેર ઉપર સામે એક અરજ પતર ઝાલની મુરાદ પાર પાડવા માટે લખ્યું. તેમા ઝાલને પોતે આપેલાં વચનની બાબદ દરશાવી, અને તે રૂકકો ઝાલને આપી સામે માનોચેહર પાસ તેને રવાના કીધો.

બીજા હાથ ઉપર કાબુલને તારાજ કરવા સામ આવ્યો છે, એવી ખબર મહેરાબને પડતાંજ, મહેરાબે પોતાની દીકરી રોદાબે અને રાણી સીન્દોખ્ત ઉપર ગુસ્સે થઇ કહ્યું કેઃ—"કાબુલ ઉપર આવાં પડેલી આ આફતને દુર કરવા માટે તમો બંને મા-દીકરીઓને સાંમની નજર સામે કતલ કરવા વગર છુટકો નથી, જેથી કાબુલનો બચાવ થાય, અને તે તારાજ થતું બચે."

પણ સીન્દોખ્તે મહેરાબનો ગુસ્સો નરમ પાડી તેને સમજાવ્યો, અને સાંમને સમજાવી કાબુલને તારાજ થતું બચાવવાનું કાંમ, તેણીએ પોતે માથે લીધું. એ પછી સીન્દોખ્ત બેસુમાર ખજાંનો લઇ સાંમની દરબારે ગઇ. સામે તેણીની બાઇજ્જત મુલાકાત લીધી. સીન્દોખ્તે સઘળો ખજાનો સામને નજર કીધો, અને સામે તે સઘળો ખજાંનો ઝાલને નામે મંજુર કીધો. સામે તે બાંનુનુ નામ પુછતાં સીન્દોખ્તે પોતાનું ખરૂ નામ જાહેર કીધું, અને કાબુલને તારાજ નહિ કરે, એવી સાંમને અરજ કીધી. સીન્દોખ્તની એ અરજ દીલાવર સામે મંજુર કીધી, અને કાબુલને બચાવવાની તથા ઝાલ સાથ રોદાબેની શાદી કરવાની કબુલાત આપી.

પેલી તરફ ઝાલ મંજલ કાપતો ઇરાંનના બાદશાહ મીનોચેહરની પાસે જઇ પુગ્યો, અને સાંમનો રૂકકો શાહ મીનોચેહરને આપ્યો. મીનોચેહર ઝાલને જોઇ ઘણો ખુશી થયો, પણ સાંમનું નામુ વાંચી તે દલગીર થયો. તોપણ તેણે વિચાર કરી ઝાલને જવાબ દીધો કેઃ—"તુંએ મારાં જુનાં દુખને તાજું કીધું છે, પણ સાંમને ખાતર હું મારી મંજુરીઆત આપું છું."

બીજે દીને દરબારમાં માનોચેહરે નજુમીઓને બુલાવી ઝાલનુ ભવિશ જોવા ફરમાવ્યું. નજુમીઓએ ઝાલના સીતારાની ગતીની બારીક તપાસ કરી જાહેર કીધું કેઃ—"ઝાલ અને રોદાબેના લગનથી એક અકલમંદ અને જોરમંદ બેટો અવતરશે, કે જેના જેવો બીજો આસમાન હેઠલ કોઇબી અવતરેલો નહિ હશે." મીનોચેહર આ વધાઇ સાંભળી ખુશી થયો, અને ઝાલને પોતાની મંજુરીઆત આપી.

એ પછી ઝાલ કાબુલ તરફ પાછો ફર્યો, અને મીનોચેહરની મંજુરીઆતવાલુ નામુ, જે શાહ મીનોચેહરે સામને માટે આપ્યું હતું, તે ઝાલે સામને સ્વાધીન કીધું, અને સેવટે કાબુલના શાહ મહેરાબની બેટી રોદાબે સાથ ઝાલની શાદી થઈ.



# [1]રૂસ્તમ અને સોહરાબ.



**રૂસ્તમનું શીકારગાહે જવું, અને ત્યાં તેના રખ્શનું ચોરાવું.**

ખલકના ખાવંદ એ દસ્તગીર,
ઝુંકાવે છ સર તારો બંદો હકીર.

જબાંપર તહારાં ચરી નાંમને,
બાદઅઝ શરૂ મુજ કરૂં કાંમને.

લખું એક હકિકત અતી પુર ગંમ,
દાંસ્તાંને સોહરાબ 'ને રૂસ્તંમ.

કીધો રૂસ્તંમે એક રોજ એમ વિચાર,
નિકલીયો શહેરથી કરવા શિકાર.

કિધી તંગ કંમરને લિધાં હથીયાર,
રખશ પર ધરી જીન થાયો સવાર.

લિધી રાહ તુરાંન જમીનની તરફ,
ડપટાવ્યો ઘોડો બસ પુર ઝરફ.

દીઠું એક જંગલ હતું ખુબ ગીચ,
શિકારોથી ભરપુર હતું ખિચખિચ.

ગોરખર, 'ને ચીતા, 'ને શીરો પલંગ[2]–
થી ખીલેલો જોયો તે જંગલનો રંગ.

જોઇ એવું જંગલ ખુબ રંગદાર,
કિધો રૂસ્તંમે ગોરખરનો શિકાર.

ગોરખરને ભુંજીને કીધા કબાબ,
ખાઈને કીધો તે જંગલમે ખાબ.

રખ્શ પણ બેફીકર ચરતો રહયો,
ખેતરમાં ખુશાલ ફરતો રહયો.

૧ શાહનામાના સંગીન કિર્તનો (યા વાંચનો) ની પ્રથમ પહેલ પારસી કોમ આગલ આ વાંચનથી મેં કરી હતી. આ વાંચન પેહલ વેહલું મુંબઈમા તા. ૨૨ મી આગસ્ટ ૧૮૯૭ ને દાહડે સાંજે, ફ. કા હોલમાં થયું હતું, જે પ્રસંગે મરહુમ મી૦ કેખશરૂ નવરોજજી કાબરાજી, પ્રમુખ તરીકે મેલાવડામાં હાજર થયા હતા. સંગીતના સમજદાર વર્ગમાં મરહુમ મી૦ કેખશરૂના જેવા સમજદાર ઘણાજ થોડા હતા, એ વાત જાણીતી છે. મરહુમે આ કિર્તન સાંભળી તેના સંગીતના જે વખાણ કીધાં હતાં, તે હજી રાસ્ત ગોફતાર પત્રની કૉલમોમાં જળવાઇ રેહાં છે. આ કિર્તનનું સંગીત મરહુમને એટલું તો પસંદ પડયું હતું, તે કે સાંભલ્યા પછી તેવને જમશેદ અને ઝોહાકનું કિર્તન કરવાની મને ખાસ યાદ આપી, પોતાની કલમથી લખેલા 'જમશેદ' નાટકની એક ચોપડી તેવને મને ભેટ આપી, તે પુસ્તકની મદદ લેવા મને જણાવ્યું હતું. જમશેદના તેમજ બીજાં કિર્તનો મરહુમ હમેશ સાંભલવા હાજર થતા, અને અનેકવાર પ્રમુખસ્થાંન પણ લેતા હતા. રૂસ્તમ અને સોહરાબનું આ કિર્તન મુંબઇમાં તેમજ દુર દેશાવરો–નવસારી, ભરૂચ, કરાંચી, વિગેરે પારસી કોમથી વસાયલાં શહેરોમાં છેલ્લાં સતર વરશની મુદતમા લગભગ સાઠથી વધુ વાર રજુ થયું હતું. ધ૦ ન૦ પટેલ.

૨ વાઘ અને સિંહ.

જતા 'તા ત્યાંથી તુરાંની સવાર,
રખશ જોઈ પકડવાનો કીધો વિચાર.

પકડતાં પકડતાં મુવા બે સીપાઇ,
ત્રીજો જમીનપર મુવો પટકાઇ.

થઇ જેર અંતે ગયો તે ફસી,
ગળે બાંધી ત્હેને મજબુત રસી.

રખશ લેઇ તેઓ ગયા શહેર ગમ,
ચહાતા 'તા મેળવવા તેની તોખમ.[1]

* * *

## જેહાંપેહલવાંન રૂસ્તંમનુ રખ્શની શોધમાં સમનગાંન જઇ પુગવુ.

થયો ખાબથી જયારે રૂસ્તંમ બિદાર,
થવા ચાહ્યું રખ્શપર પોતે સવાર.

રખશ મારો કયાં છે પડી એમ ફિકર,
નથી કેમ મને પડતો આજે નજર.

સમનગાંનના[2] ચારાથી આસુદો થઇ,
હશે ઉભો દરખતની નીચે કોઇ જઇ.

નિકલ્યો રખશની શોધમાં રૂસ્તંમ,
બેઠો 'તો હેડાંમાં ઘોડાનો ગમ.[3]

* * *

નેજો ને તલવાર ને ગુરજ ને તીર,–
થી રૂસ્તમે લાધ્યું પોતાનું શરીર.

ને ચાલ્યો સમનગાન શહેરની તરફ,
ક્રોધમાં ને ક્રોધમાં ન બોલ્યો હરફ.

પુગો જયારે રૂસ્તમ શેહેરને કિનાર,
ચાલુ મુકયું પેદલ તે દરબારને દ્વાર.

તાજબખશ રૂસ્તમને આવતો ત્યાં જોઇ,
હેરત થયો પાદશાહ ને અમીરો મોહિ.

એસ્તેકબાલ ગયા તે નામવરની પાસ,
ઇજતે દરબારમાં લઇ આયા ખાસ.

બોલ્યો રૂસ્તમ કે "શાહ તાજવર,
થયું છે ગંમભરયું મારૂં જીગર.

સમનગાંનનાં વેરાંનમાં કરી શિકાર,
કરી ખાબ જયારે થાયો બિદાર.

નહિં પડયો વ્હાલો રખશ મુજ નજર,
બન્યોછ મારો જીવ તેથી બહુ બેસબર.

આ ધરતીનાં માનવીનું કરતુક છે આ,
છુપાવાની રખશની એજ છે જગા.

અગર મારો રખશ નહિ આવશે હાથ,
તો જરૂર ઉઠાવશહું જંગ તારી સાથ."

કહ્યું શાહે,"રૂસ્તમ, ઓ તાજના દેનાર,
જરા આપ તું શાન્તીથી દિલને કરાર.

સબર કર, હું ચાંપતી કરૂં છું તલાસ,
ને મોકલું છું નોકર વફાદાર ખાસ.

રેહ મારે મેહલે તું તેટલાં મ્હેમાન,
મળશે તું લાયકનું સઘળું સન્માન."

સમજાવી લઈ ગયો મ્હેલની અંદર.
તાજબક્ષનું શાંત થયું તેથી જીગર.

---

૧ આ રખ્શની પીઠથી એ રખ્શના જેવીજ ઓલાદ મેલવવાની મતલબથી તુરાંનીઓ તેને પકડી લઇ ગયા હતા. કહે છે કે રૂસતમનો રખ્શ ચાલીસ ઘોડીઓના સમાંગમમાં આવ્યા છતાં, ફકત એકજ ઘોડી એ રખ્શથી હમેલદાર થઇ હતી. આ રખ્શની પીઠથી અવતરેલાં જાનવર ઉપર પાછલથી સોહરાબે સવારી કરી હતી.

૨ તુરાનની નજદીકમાં આવેલો એક મુલક. એ શહેરનો પાદશાહ અફરાસીયાબને ચોઠાઇ આપતો હતો.

## તહેમીનાનું રૂસ્તમ પાસ જવું, અને પોતાની મોહબતનું રૂસ્તમ પાસે જાહેર કરવું. રૂસ્તમના તહેમીના સાથ લગન.

કિધો રૂસ્તમે તે શબે[1] ત્યાં કરાર,
થયો ખાબમાં લીન તે નામદાર.

ગયો નિંદમાં પ્હોર ત્યાં એક જયાર,
દિઠી સાંમને ખુબસુરત એક નાર.

હતો ચહેરો સુંદર મ્હાતાબ સમ,
નમેલી નમનતાઇ સાથે ચશમ.

સરવ સંમ સિધ્ધી ઝુલ્ફ પેચદાર,
બાલો [2]સિયાહ અબરૂ[3] કમાનદાર.

ચશમ તેની કાતિલ વિંધતી જીગર,
ફરેસ્તાઓ જોઇ બને બેસબર.

ગાલોના ગુલ 'ને મુખની વલાંન,
જોઇ લાગે તીર જેમ છુટી કમાંન.

હોઠોના રંગને સીનાની ઘલાંણ,
હતું સદકે તેપર કુલ્લે-તુરાંન.

થયો ત્હેમતન જોઇ તેને ખુશાલ,
ભલા આવિયા તેહને તુર્ત ખ્યાલ.

અજબ હુશન ને આ અજબ બહાર છે,
અજાયબ ખરે કોઇ દિલદાર છે.

અજબ રૂપ ને રંગ ને ગાલ લાલ,
રબે છાંટિયો છે સિફતથી ગુલાલ.

પડી મોહી સુંદર. ત્હેમતંનને જોઇ,
વમાસણ અંદર અકલ સર્વ ખોઇ.[૩૭]

* * *

પછી પુછીયું રૂસ્તમે તુર્ત એમ,
"અએ નાર મોહન અહિં આવી કેમ.

કહિ દે શું રાખે છે મુજથી મુરાદ,
કહિ દે કરી હું દેખાડું સીતાબ.

કહે તારૂં શું છે મુબારક નાંમ,
સિહા રાતે આવી, ત્યાં છે શું કાંમ."

સુની સુંદરે મુખ ખોલી જબાંન,
કિધો હાલ જાહેર કરીને બયાંન.[૩૮]

"સુન હાલ રૂસ્તંમ જરા આપી ધ્યાંન,
સુની હાલ મારો પછી તું પીછાંન.

છે મારૂં તહેમીના રોશંન નાંમ,
શાહે સમંન મુજ પેદર નેકનાંમ.

નથી કોઈ ખલકમાં બીજી મુજ સમ,
મેં લિધોછ બ્હાદુર કુળથી જનંમ.

સિફત તારી સુની કહાંણી મીસાલ,
ગજબ છે કિયામત ત્હારી ચુંગાલ.

બને તારી શમશિર ગુરજથી બતંગ,
પલકમાં ધ્રુંજે તુંથી 'શીરો પલંગ.[4]

બનીછ તારી મ્હોબતની હું ગુલાંમ,
કરૂછ હું સદા યાદ ત્હારૂંજ નાંમ.

અગર જો બને મારો તું ભરથાર,
બનુ ત્હેમતંન તારી હું તાબેદાર.

શોધાવી આપું દલેર અસ્પને,[5]
કરી દેઉ હવાલે દિલચસ્પને."

* * *

સુની રૂસ્તમે આ સિફતના સુખંન,
ખિલાવ્યું ખુશીથી ખિલીને બદન.

તુરત ચેતિયો તે જહાંપ્હેલવાંન,
કિધો છે હુરીએ ફિદા સર્વ જાંન.

---

૧ શબે યાને રાત્રે. ૨ સિયાહ યાને કાળા. ૩ અબરૂ યાને ભવાં.
૪ શીરો પલંગ યાને વાઘ અને સિંહ. ૫ અસ્પ યાને ઘોડો.

ખુશી તે જીગરમાં થયો નામવર,
ને બોલીયો તહેમતન કરી નેક નજર.[૩૯]

"સુન તું શીઆણી અકલમંદ નાર,
ખુશી છું તુજનો થવા ભરથાર.

રખશ લાવવાનો તું આપે વચંન.
છે મારે મનથી એ રૂડા સુકંન.

ફિદા જીવ મારો થયો તું ઉપર,
જીવે નહિ રૂસ્તંમ હવે તું વગર.

જીગરમાં તેં મારી મહોબત છરી,
અજલ જાણે રૂસ્તંમની છે ખરી.

તુંસે ના પરણું તો જીંદગી બળી,
વિના તારી મ્હોબત ફકિરી ભલી.

મોબેદ એક 'પુર–હુંનર' જો જશે,
જરૂર તુજ પેદરને તે સમજાવશે."

* * *

પછી પાદશાહને ખબર વાત જ્યાર,
નિહાયત ખુશીમાં ખિલ્યો નામદાર.

મળે ત્હેમતંન નેક જેવો જમાઈ,
કબુલે નહીં કેમ તેની સગાઈ.

* * *

ચમંનમા મુદત એક ત્યાં થઈ પસાર,
ધરાયો પછી અયશથી નામદાર.

કહ્યું ત્હેમિનાને પછી એક દન.
"કિધું સાથ તારી ઘણું મેં ચંમન.

તને આજ આપુંછ હું એક નંગ,
ખબરદારિથી રાખજે ત્હારિ સંગ.

ખુદાએ તને બક્ષિ છે આ ઉમેદ,
ભવિષમાં થશે સર્વ જાહેર ભેદ.

અગર જન્મ લે પેટ તારે પિસર,
આ નંગ બાંધજે તેની બાજું ઉપર.

અગર એક બેટી લિયે જો જનંમ,
મુબારક ગણી તેહના તું કદંમ.

આ નંગ તેના ઝુલ્ફો અંદર બાંધજે,
અને મુજ સગાઈ ખરી સાંધજે.

કદાવર થશે મુજ સમો તે પુતર,
પિછાનસ તુરત જોઇ બાજુ ઉપર.

રખે ભુલતી આ ખબરદાર નાર,"
સુણી આ સુખન થઈ પરી એકરાર.[૪૦]

* * *

ભરી હાય રડે, તહેમીના જાર જાર,
"મને છોડી રૂસ્તંમ, ના તું સિધાર.

અરે સંગદિલ આ સિતમ સું કરે,
જુદાઈથી રખે તારી મ્હાબુબ મરે.

જલ્યું આ જીગરને રહ્યું ફકત તંન,
સુબો શાંમ મરસ મારૂં મારીને મન.

સિધારે સનમ કાપી મુજ ગર્દંન,
થશે ત્હારી ફુરકત મહારૂં કફંન."

સિતારા કરે શોક જોઈ તેના હાલ,
ગયો ભુલી ખુરશેદ પોતાની ચાલ.

* * *

સુની ત્હેમીનાના એવા સુખંન.
મનાવ્યું ત્હેમતંને પ્યારીનુ મન.[૪૧]

રડે ત્હેમીના જોઇ કિસમતને,
જુદઇની જોઇ આવી અરજતને.

કરે રાતોદંન તે જુદઇના રૂદંન,
ભુલે નહિ જરા રૂસ્તમ ત્હેમતંન.[૪૨]

રડી બેસબર તે બની બેહિસાબ,
તન મન બળીને બન્યું બસ કબાબ.

જીગર ત્હેમતંન તું ફરી આવજે,
મુબારક મુખ તારૂં બતલાવજે.

કિધો ત્હેમીનાએ રજુ રક્ષને,
હવાલે કિધો તે તાજબક્ષને.

સિધાર એ સનમ મુજ દુવા નેક લઇ,
રૂસ્તમની સવારી સમનગાંનથી ગઇ.[43]

## સોહરાબનું જનમ પાંમવું, અને પોતાના બાપની નીશાણ માટે તહેમીનાને પુછવુ.

ગુજર્યો નવ માસનો જયારે વખત,
જન્યો ત્હેમીનાએ સપુત નેક બખત.

નરો જાણે પીલતંન રૂસ્તમ જવાંન,
દિસે જાણે બીજો સામ–નરીમાંન.

સિકલમા હતો તે સુરો તહેમતંન,
મ્હાતાબી ચહેરો ‘ને તાલે રોશંન.

મુખ તેનું મોહંન ને ગાલો ગુલાબ,
નામ તેનું રાખ્યું સુરો સોહરાબ.

લડાવીને લાડો કરી બહુ જતંન,
ત્હેમીનાએ પાળીયો તે સુંદર બદંન.

થયો જયારે મોટો તે બહાદર જવાંન,
ગયો ત્હેમીના પાસ કરતો તુફાંન.

ધાંધલથી પુછયું, “એ માદર નેકજાદ,
પેદર કોણ મારો ‘ને શું બુનિઆદ.[44]

મને પુછે સર્વ પેદર ને તોખ્મ,
કહિ દે તું ખોલી એ શું છે ભરમ.

અગર રાખશે એ છુપી મારી વાત,
કરશ તારા જીવની બેશક ઘાત.”

* * *

સાંભલીને તહેમીના થઇ દર્દમંદ,
બોલી કે સાંભળ પિસર દીલબંદ.[45]

“કર ના તું તુન્દીથી એવી ફર્યાદ,
છોડી દે તુન્દી તું ધીરે કર વાત.”

સોહરાબ, બોલ્યો ઝુંકાવી સર,
“અરજ છે મહારી સુન નામવર.

સાંભળ એ માદરેમંન મેહરબાંન,
પૂછું ભેદ તુંને ખરૂં કર બયાંન.

કસંમ તુંને માદર ખુદાવંદે પાક,
કહે કોણ છે નામવર મારો બાપ.

કોણ મારી ઓલાદ, શું છે તોખ્મ,
શા કાજે છુપાવે તું એ ભરમ.

કોણ મારો પેદર, શું છે નિશાંન,
વતંન તેનું કહાં છે, કીયું ખાંનદાંન.”

કહ્યું ત્હેમીનાએ સાંભળ પીસર,
“હકિકતથી તું છે પુરો બેખબર.[46]

સોહરાબ સાંભળ છે તારો પેદર,
તહેમતંન રૂસ્તમ સુરો નામવર.

જગતમાં નથી કોઇ તેની સમાંન,
તે ઓલાદે અવ્વલ છે પહેલવાંન.

તું ઓલાદે સામો–નરીમાન છે,
અને ઝાલેઝર તારો ન્યાગાંન છે.

નથી થાયો જગમે બીજો કોઇ સવાર,
કિધો હોય રૂસ્તમને બેકરાર.

અગર તુંજ પેદરને પડે જો ખબર,
કે સોહરાબ, રૂસ્તમનો છે પીસર.

તો બોલાવી લે તુંને તે સીસ્તાંન,
સિહા થાય મહારૂં રોશંન મકાંન.

અગર વાત જાણે જો અફ્રાસિયાબ,
કે બેટો છે રૂસ્તંમનો સુરે સોહરાબ.

તો ધરશે તે દિલમા કિનો ને દવેસ,
કરશે હલાક તુને કોઇબી રવેસ.”

* * *

ખબર સુની ખુશી થયો તે દલેર,
હવે જાંઉ છોડી સમંનગાંન શહેર.

શું રૂસ્તમ પહેલવાંન મારો પેદર,
ને ન્યાગાંન મારો બુઝોંગ ઝાલેઝર.

જગાડું ઇરાંનમે રસ્તાખેજ,
ડરૂં નહિ ગોદર્ઝ ગેવથી હરગેજ.

ગુરજ મારો ભારી, ખંજર આબદાર,
દુશમંનના સીનાને કરશે ફિગાર.

શમશીર મારી, 'ને ભાલો બુલંદ,
બખ્તર, નેઝો, તીર ને કમંદ

જો બાપ અને દીકરા મલશું સંગાથ,
તો દુનીયાની શાહી કરશું હમ હાથ.

છિનવી લઇ શાહોના તાજ અને તખ્ત,
ત્હેમતન પેદરનુ બુલંદ કરૂ બખ્ત.

પટકું જમીન પર હું અફ્રાસિયાબ;
કરૂ તખ્ત કાઉસનુ હું ખરાબ.

બનાઉ તુંને રાંણી ઇરાંનની,
બક્ષુ તુને શાહિ કુલ જહાંનની.'

* * *

સાંભળીને ત્હેમીના થઈ દર્દમંદ,
ને બોલી કે "સુન દિલબંદ ફરજંન્દ.[૪૭]

પ્હેલવાંન રૂસ્તંમ છે તારો પેદર,
મગર છે તું રૂસ્તંમથી બેખબર.

તું બુનિયાદે સામોનરીમાંન છે,
અને ઝાલેઝર તારો ન્યાગાંન છે.

આ મોહોરા પર બેટા તું કર નજર,
રાખજે સદા તારી બાજુ ઉપર.

એ રૂસ્તમની આપેલી નિશાંન છે,
એ નિશાંન રૂસ્તંમની પિછાંન છે.

દખાડી મોહોરો તું કરજે પિછાન,
બાપ અને બેટાની થાશે ઓળખાંન.

આપું છું રંજમને[૧] હું તારી સાથ,
મેળવશે રૂસ્તમને તે તારી સાથ."

* * *

સજી શસ્ત્ર સુરો નિકલ્યો બહાર,
ભરી દીલમા આરજુ બીશીયાર.

તજયાં સોહરાબે વતન દેશ-ખેશ,
ધર્યો દિલમા જંગનો એક દવેસ

દુખી થાઇ માદર બની બેસબર,
ભવિશ સુજિયું શું ખુદાને ખબર.

કિધી ત્હેમીનાએ ખુશાલી હરાંમ,
કરી ઉંઘને ભુખનેબી સલાંમ.

દિવાંની બની તે પિસર વ્હાલમા,
ફસી ગુલબદન, દુખની જાલમા.[૪૮]

* * *

## અફ્રાસિયાબનું સોહરાબને ઘેરવા, અને ઇરાંન વીરૂધ લડવા માટે ફીતુર રચવું.

થઇ તી તુરાંનમે એવી ખબર,
કે સોહરાબ છે તહેમીનાનો પિસર.

રૂસ્તમની તહેમીના છે દિલભર,
ને સોહરાબથી રૂસ્તંમ છે બેખબર.

તુરત એ ખબર પુગી અફ્રાસિયાબ,
કે ચહડીયો છે જંગે સુરો સોહરાબ,

નવું તેણે કિધું છે બરપા તુફાંન,
ચાહે છે ઇરાંનને કરવા હેરાંન.

હજી તો છે બાળક ખિલતો જવાંન,
હજી દાંતો પર દુધની છે નિશાંન.

---

૧ રંજમ તહેમીનાનો ભાઇ થતો હોવાથી સોહરાબનો તે મામો કહેવાતો હતો.

તોબી છે બળમા, 'ને કળમા પુરો,
દિસે છે સોહરાબ બેશક સુરો.
બુલાવી હોમાનને[1] કિધો વિચાર,
"જમા કર લશ્કર તું બાર હજાર.
લેજે તું લશ્કરની સરદારી હાથ,
લઇ જજે બારમાનને[2] તું તારી સાથ.
સાંભળ આ જંગી તું મારો હુકમ,
ફરેબના ભરજે તું સાબુત કદમ.
સાંભળી લે ભરમ ખુબ ધ્યાંન આપ,
[3]જાબુલી રૂસ્તમ છે સોહરાબનો બાપ.
પડે નહિ સોહરાબને રૂસ્તમની જાંણ,
ને જાણે નહિ પીસરની રૂસ્તમ નિશાંન.
લઈ જા તું લશ્કર, ને સોહરાબને ઘેર,
ઘેરી ફરેબની ચલાવજે તું નેહેર.
હિકમતથી દેજે તું સોહરાબને થાપ,
બાપ અને બેટાનો નહિ થાય મિલાપ.
મેલવજો ઈત્તબાર ખુશ ચાલથી,
દેખાડજો હેત ઘણું વહાલથી.
ઈરાંન સંગ લડવાને ભંભેરજો,
ફુલવી ફરેબે સદા છેરજો.
અગર બાપ બેટા જો જંગે ચહડે,
તો બેશક બેમાંથી એક તો મરે.
અગર જો એ જંગે રૂસ્તમ મરે,
તો કાઉસની શાહિ પલકમાં પરે.
અગર બાપને હાથ બેટો મરે,
તો રૂસ્તમ જગતમાં નહિ ઠીર ઠરે.

ભરમ રાખ દીલમાં સુની સઉ લઇ,
છુપી રાખજે વાત જે છે કહી.
બાતેનમાં જહેરને મોહડે મીઠાસ,
સોહરાબને દેજો ઉલટ ને આસ.
સિધારો દલેરો લશ્કરની સંગ,
ને બેમાંથી એકને કરજો બતંગ.
ધરી ધ્યાંન સાંભળ તું આએ વાત,
કે બાપ અને બેટા જો થાશે સંગાત.
તો કરશે પલકમાં તુરાંન તારાજ,
ઈરાંનીઓ જગમાં થશે સરફરાજ."

* * *

કંમર તંગ કરીને નિકલીયા બહાર,
બંને તુરાંની જંગી સવાર.
લિધી રહા ઘેરી ને કીધો મિલાપ,
જઇ પાસ સોહરાબ દિધી ઉલથાપ.
પાદશાહી હદીયો કીધો નજર,
કહ્યુ બારમાને "સુન નામવર.
અગર ચાહે કરવા તું ઇરાંન હાથ,
તો બેશક દેશે જમાનાને રહાત.
અગર જોઈતું હોય લશ્કર સવાર,
તો ત્રણ લાખ લશ્કર છે તઇયાર.
ખિદમતમે રહેશે તહારી મુદાંમ,
હકિકતમે રહેશે તે તારા ગુલાંમ."

* * *

સિતારાની સરજત હતી બહુ ખરાબ,
ફરેબમા ફસીયો નિરદોશ ગુલાબ.
ઉમંગથી ઉઠાવી લડાઇનો પુકાર,
કંમર તંગ કરી તે થાયો સવાર.

---

૧–૨ હોમાન અને બારમાન પાદશાહ અફ્રશસિયાબના બે માનીતા સિપેહસાલારો હતા
૩ જેહાંપેહલવાંન રૂસ્તમ જાબુલસ્થાંનનો જે વતનદાર હોવાથી ઘણી વાર તે 'જાબુલા' ની અટકે ઓળખાતો હતો.

ધુંજી રહી ધરતી ને લશ્કરની સફ,
સોહરાબ ચાલીયો ઇરાંન તરફ.

કરનાયા, બુંગલ[1], ને પડઘમ અવાજ,
લશ્કરના સીપાહ, ને જંગીના સાજ–

સાથે તે મંજલ કરતો પસાર,
પકડતો જરાબી નહિ તે કરાર.

શેહરોના શેહરો, ને ગાંમોના ગાંમ,
લુટીને, બાળીને, કરતો તમાંમ.

કિલ્લા, ને ગુંબજ, ને મહેલો અએવાંન,
હિંમતથી સઘળું તે કરતો વેરાંન.

પુગ્યો તે ઇરાંનની સરહદ જાઇ,
જોયો 'દેઝે–સપીદ[2]' હરખાઇ.

'દેઝે–સપીદ' હતો બહુ બુલંદ,
બાંધેલો મજબુત હતો જોરમંદ.

બેશક હતો તે કીલ્લો અજીત,[3]
બુલંદ, ને ભારી હતી તેની ભીત.

## દેઝે–સપીદ ઉપર સોહરાબે ચહડાઇ કરવી, અને દલેર હજીરનુ બંદીવાન થવું.

હતું નામ તેનું 'દેઝે–સપીદ,'
ઇરાંનના બચાવની મોટી ઉમીદ.

નિગેહબાન હતો તેનો નામે હજીર,[4]
જંગે જોરાવર, ને દીલે દલીર.

વળી રહેતો કિલ્લામા કોટવાલ એક,
ગઝદંમ દિલાવર, સુરો, ને નેક.

એ કિલ્લામા રહેતી હતી એક નાર,
ગઝદમની બેટી, અતી હુશીયાર.

હતું નામ 'ગોરદાઆફરીદ' જોરવર,
હુંનરમંદ, બહાદુર, અને બેખતર.

લડઇના હુંન્નરમા પુરી હતી,
લડવામા બહુ તે સુરી હતી.

એ કિલ્લા પર સોહરાબે કીધી ચઢાઇ,
બરપા કિધી ત્યાં પહેલ્લી લડાઇ.

ઉડી ગીર્દ આસમાંને જઇને પુગી,
જમીન તેથી ધુંજી, થઈ ગઈ મુગી.

ગયો જંગી સોહરાબ ગુરજ હાથ લઇ,
નેઝો, ને જંમદર, શંમશીર સહી.

કિલ્લામા ફેલાઈ રેહો ઘભરાટ,
કિધો છે કોણે આ બરપા ફેસાદ.

નિકલીયો લડવાને સુરો હજીર,
પહેરીને બખ્તર લિધી શમશીર.

નેઝો, ને ગુરજ તીર, ને કમાંન,
લેઇને તે પડીયો લડવા મેદાંન.

તુરત તે ઘોડા પર થાયો સવાર,
જઇ કિધો તુરાંનીઓ પર પુકાર.

"કોણ છે, તમારો સુરો સરદાર?
શું તેનુ નામ, ને શું તેનુ કાર?

શું તેની બુનિયાદ, ને શું છે હેવાલ?
કે આવ્યો છે કરવા આ નવી જંજાલ?"

સુનીને હજીરની આવી તકરાર,
નિકલીયો સોહરાબ એકદંમ બહાર.

---

૧ બુંગલ યાને બ્યુગલ.　　૨ દેઝ–સપીદ, યાને સફેદ કીલ્લો.

૩ અજીત યાને જીતી શકાય નહી એવો.

૪ હજીર ગોદર્ઝનો દીકરો થતો હતો.

ઉભો જઈ સોહરાબ મેદાંનમા,
બોલીયો પુકારીને ખુબ તાંનમા.
"કે અએ બેઅદબ, બેશરમ, બેશઉુર,
તું જો કે કેમ કહાડુછ હું તારો ગરૂર.
કોણ તારી ઓલાદ, ને શું તારૂં નાંમ,
પલકમાં કરશ તારો કિસ્સો તમાંમ."
એ સાંભલીને હજીરે કિધો અવાજ,
ઓ જવાંન તું આયો છે મરવાને કાજ.
સાંભલ ઓ સરકશ તુરકી જવાંન,
હું અવલાદે કેશવાવાદ ગોદરેજીઆંન.
છું ગોદરેજનો બેટો નામે હજીર,
પેદર મારો ઇરાંનનો છે વજીર.
વતન મારૂ ઇરાંન, ઇરાંન નસલ,
તુખ્મે હું ઇરાંન, ઇરાંન અસલ.
હવે મારા નેજાનો સંભાલ માર,
એકજ જરબથી કરૂ તુને ઠાર."
ધરી ધુંન હજીરે બનીને ગરમ,
શરૂ કિધું નેજાનું જંગ એકદમ.

* * *

સોહરાબે કીધો હસીને પુકાર,
"વાહ! તારો નેજો, ને નેજાનો માર!
સાંભલ ઓ ઇરાંની સરદાર હજીર,
કરૂછ કેવી રીતે હું તુંને અસીર.
ખબરદાર થઇને રહે હુશીયાર,
જો મારા નેજાનો કેવો છે માર".
ઉડાવીને નેજો તે બનીયો ગરમ,
નાબુદ કરી દિલમાંથી રહમ.
ઘુંમાવી નેજાને કીધો જખંમ,
તે જખંમથી રૂઢાયો હજીરનો દંમ.
તુરત એક સોહરાબે મારી છલંગ,
ઉડાવ્યો હજીરને મીસાલે પતંગ.
જમીન પર પટકી કિધો બંદીવાંન,
લેઇ ગયો વસડીને લશ્કર મકાંન.

* * *

## સોહરાબની સાંમે ગોરદાફરીદનું મરદાંના વેશે લડવા નીકળવુ અને ગોરદાફરીદનું ઓરત તરીકે જાહેર થવુ.

પુગી આ આફતની જયારે ખબર,
ગઝદમની બેટીને કિલ્લા અંદર.
થઇ ત્યારે દિલગીર દિલથી બહુ,
ઉકળિયું તેના બદનનુ લહુ.
રડી બોલી માહંન ગોરદાફરીદ,
"કિધીછ આ બનાવે મને નાઉમીદ.
કિધો તે બાંનુએ એવો વિચાર,
હજીરના કીનામા પડવું બહાર.
બખ્તર પર બાંધી, ગુરજ, ને ધાલ,
છુપાવી માથાંના જુલ્ફો, ને બાલ.
મરદાંના વેશે કંમરને કસી,
સોહરાબ સામે ગઇ તે ધસી.
પુકારીને ગરજી તે વાદલ સમાંન.
ગરજનાથી ધુંજી રહ્યુ મયદાંન.*

* * *

સોહરાબે જોયો આ સુંદર સવાર,
પડીયો તે મેદાંન લઇ હથીયાર,
જોઇ તેની સુરત, અને ઢબછબ,
સોહરાબને જોઇ થઇ તે અજબ,
ધરી હામ–હિંમત ખેંચી કમાંન,
વરસાવા લાગી તે બાંણુ ઉપર બાંણુ.
હિકમત, ને હુંનરનો હતો તે દાવ,
સોહરાબથી થયો નહિ તેનો અટકાવ.

જોઇ લીધો સોહરાબે હુંનરનો રંગ,
ડપટાવી ઘોડાને મારી છલંગ.

ઉઠાવી નેજો, ને મારી બરાર,
"સાંભલ ઓ જંગી, થઈ હુશીયાર.

કરૂ તારૂં જીગર આ નેજાથી ચાક,
લહેજામા તુને ચખાડું હું ખાક."

ઘુંમાવી નેજો, ને કીધો જખમ,
કંમર તેની નાજુક થઇ ગઇ કલંમ.

પેચ ખાઇ ઘોડાની ઉપર વળી,
મુરઝાવા લાગી તે નાજુક કળી.

જખંમ લાગો જાલંમ, થઇ નાસિપાસ,
જીતવાની છોડી તેણીએ આસ.

જોઈ હાલ જંગનો, થઇ નાઉમીદ,
સિતાબીથી નાહથી 'ગોરદાફરીદ.

સોહરાબે ઘોડાને સોંપી લગાંમ—
પકડીને પુઠ, તેને ઘેરી મુદાંમ.

ઘેરીને સરપર ફેંકી કમંન્દ,
પકડાઈ પેચમા થઈ ગઇ તે બંન્દ.

પટકઈ જમીનપર નાજુક નાર,
આફત આ જોઈ, થઇ બેકરાર.

ઉડી ગઈ કોલાહ, ને ખુલ્યો ભરમ,
શરમાતી ઉભી, તે નીચી ચશમ.

ભરમ થાયો જાહેર, થઇ પાયમાલ,
લટકતા દેખાયા સરપરના બાલ.

સોહરાબે જાણી હકિકત તમાંમ,
કે આ તો છે બહાદુર ઓરતનુ કાંમ!

જોઇને આ ખેલ, તે થાયો અજબ,
કે ઇરાંની ઓરત શું કરેછ ગજબ.

છે ઇરાંની બાંનુ એવી જોરવર,
તો કેવા હશે તે નારોના નર.

પડયો જંગી સોહરાબ તે પર મોહી,
સિકલ તેની જોતાં અકલ તેણે ખોઇ.

મહાતાબ સંમ જોઇ મહાબુબ પરી,
કમાંનદાર બાલોની સુંદર લડી.

બોલ્યો સોહરાબ "મને નહિ ખબર,
હરીફ મારો હશે એક બાંનુ સુંદર.

તુંને જોઇ જીગરથી કુરબાંન છું,
જોઇ તારી હિંમત હું હેરાંન છું.

કરી કેદ તુંને પરેશાંન છું,
અએ બાંનું હું તારો બંદીવાંન છું."[૫૦]

* * *

સુખન સુની ધ્રુંજી તે ઇરાંનની નાર,
રૂપે રૂપાલી પરી મ્હેરનિગાર.

બોલીને મુખ કિધું ખુલ્લું તદન,
ને ફરેબ દઇ બોલી તે મીઠા વચંન.[૫૧]

"ઓ જવાંમર્દ બહાદુર તુરકી દલેર,
તુને જોઇને હું ભુલું મુજ કહેર.

અજબ તારૂં જંગ, અજબ તારૂ જોર,
એક ઇરાંની બાંનુની મ્હોબતનો ચોર.

ખુશીથી કબુલ છે તહારી આ વાત,
ખુશી છું હું તુંજ પર, લે મારો હાથ.

લશ્કરે તારાં સમારી છે સફ,
જુવે છે સઘળા તહારી તરફ.

અગર જાણશે વાત લશ્કર તમામ,
એક ઓરતને જીતી શું મેળવશે માન.

કદીબી ન રાખું હું એવી વકી,
સહે તું ખેજાલત મહારે થકી.

હું તારી, તું મારો જીવજાંન છે,
મને તારે ખાતર બહુ માંન છે.

આ કિલ્લો છે મારો, ને લશ્કર તમાંમ,
હવે એ છે તારૂ, મને છે હરાંમ.

હું હારી, હવે તારી નારી થઇ,
તુંજ વંન જીંદગી અકારી થઇ.

હવે ચાલ મુજ સંગ તું 'દેઝ' પાસ,
હું લેઇ આવું જઇને મ્હારી મિરાસ."

* * *

ફસાયો ફરેબે સુરો પહેલવાંન,
સુંદરના બોલોપર લાવ્યો ઇમાન.

કિલ્લાની પાસે ગયાં બેઉ સાથ,
વચંન લિધો સોહરાબે સુંદરને હાથ.

ગઇ 'દેઝ' અંદર કરીને કરાર,
ઉભો જંગી દરપર[1] બની ઇંન્તેજાર.[૫૨]

* * *

મુરખ મર્દ તું આ લખી રાખ વાત,
જગે નારીઓથી સદા થાઇ ઘાત.

અએ બંદા તું સમજી લે રાખીને ધ્યાંન,
છે ઓરત દગાખોર, સદા બેઇમાન.

રખે ફસતો જગમા તું ઓરતને હાથ,
રખે હાથ પડતી કોઇ ઓરતને વાત.

વચંન જેના જુઠા, બિલકુલ નકાંમ,
મિસલ રેતી ઉપર લખેલા કલાંમ.

વચંન એક આપી કરે બીજું કાંમ,
ફરેબી મકરથી ભરી છે તમાંમ.

વચંન પર ગઇ થાપ આપી ખરી,
નહિ આવતી જોઇ તેણે ફરી.

ઉભો સુર જંગી તહિં રાહ જોઈ,
શુરાતંન છતે પ્યારમા હાથ ધોઈ.

ઉભો જંગી સોહરાબ ઉમેદમા હસી,
વચંન પર લોભાઇ, ગયો તે ફસી.

હતો ખ્યાલમા ચોડમા એટલાં,
બુરજ પર પુકારો થયો તેટલાં.

હતી કોટની તે જબરદસ્ત દિવાલ,
ગયો જંગીનો ત્યાં પુકારેજ ખ્યાલ.

નજર ફેકી જોયું બુરજની ઉપર,
હસ્તી જોઇ ગૂલબદંન બેફિકર.

બોલી તે સુંદર ઝુંકાવીને સર,
અરે જા સોહરાબ! કંઈ કાંમ કર.

બધી ત્હારી બહાદુરી લીધી મે જોઇ,
એક ઓરતને ખાતર અકલ તું એ ખોઇ.

તું છે તુરાંની, હું જાતે ઈરાંન,
મળી નહિ શકે, બંનેના ખાંન્દાંન.

પણ પુછું હું તુંને સોહરાબ એક વાત,
કહે તારૂં વતંન, ને શું તારી જાત.

આ તારી ધાંધલ, આ તારૂં જોર,
આ તારી સુરત, ને આ તારો શોર.

આ તારી હિંમત, ને તારી અકકલ,
દેખાડેછે તારી કોઇ ઉમદા નસલ.

સાંભળ સોહરાબ જંગી જવાંન,
નિકલી જા હિંયાંથી તું છોડી મેદાંન.

ખબર તારી પડશે, જો શાહે ઇરાંન,
તો પકડીને તુંને તે કરશે બેજાંન.

જો આવશે આ જંગે રૂસ્તમ સુરો,
તો પકડીને તારો તે કરશે ચુરો.

* * *

એ સાંભલીને સોહરાબ થાયો બેબાક,
સલગી જીગરમાં મહોબતની આગ.

---

૧ દરપર, યાને (કીલ્લાના) દરવાજા આગળ.

ગુસ્સાથી મારી સિંહ પેરે બરાર,
કે ઓ બેવફા, ને ફરેબી તું નાર.
દગાખોર, દગલબાજ ગઈ તું છુટી,
મગર જો કે કેમ તું રહે છે સુખી.[૫૩]

## ગઝદમે શાહ કાઉસ ઉપર સોહરાબ વીશે નામું લખવું.

ઇરાનીઓ ઉપર આવી પડેલી આ અચણુચ આફતથી કીલ્લાનો કોટવાલ બુઝોર્ગ ગઝદમ ઘણોજ ચીંતાતુર થયો, અને પેહલવાંન સોહરાબના હાથ ઉપર હજીર જેવો જંગી કેદ પકડાયલો જોઇ, તે ઘણોજ રંજીદા થયો ગઝદમે આવો મામલો જોઇ શાહા કાઉસ ઉપર એક નામું લખ્યું, જેમાં 'દેઝે-સપીદ' ઉપર ઘેરો નાખી સોહરાબે બરપા કરેલા નવા ફેસાદનો તમામ હેવાલ જણાવ્યો, અને સોહરાબ સાથ લડાઇ કરતા હજીર તેના હાથ ઉપર બંદીવાન થઇ પડવાની ખબર જણાવી. આ નામામા ગઝદમે સોહરાબને માટે તેની દેલાવરી અને લડાયક કુનેહ તથા હુંનરની જાબજા તારીફ કરણાવ્યુ કે:—

"લશ્કર સંગ આવ્યો છે એ પહેલવાંન,
કદમા કદાવર, સરોવર સમાંન.
ફરાખ છે સીનો, ને બાજુ બુલંદ,
સુરત, ને સીકલ, અતી તુરમંદ.
હુંનરમે આલા બહુ જોરદાર,
નથી એવો ઇરાંનમે કોઇ સવાર.
ઉંમરમા દીસે છે ચૌદેક સાલ,
ધ્રુંજાવી રેહયો છે ધરતી–પતાલ.
લડવાની રહી નથી કોઈનામા તાબ,
નામે છે બહાદુર, સુરો સોહરાબ.
દિસે આબેહુબ જાણે રૂસ્તમ છે,
યા તો નરીમાનની તોખ્મ છે.
મે જોયા છે તુરકી હજારો સવાર,
એવો મે જોયો નથી કોઇ વાર.
સિવા રૂસ્તમ નહિ થશે બરદાસ,
હમારી હવે છે રૂસ્તમ પર આસ.
નથી કંઇ હમોમા તાકત રહી.
નથી ધીર ધરવાની હાલત રહી.
અગર જલ્દ રૂસ્તમ નહી આવશે.
તો કીલ્લા પર સોહરાબ જરૂર ફાવશે.
હમારી અરજ સુન ઓ નામવર,
સિતાબીથી રૂસ્તમ રવાંના કર.

આં નામાંની ઉપર કીલ્લાની મોહોર કરી ગઝદમે શાહ કાઉસ ઉપર તે રવાનાં કીધો. નામુ રવાના કીધા બાદ, કાસદની પાછલ, અંધારી રાતને વખત ગઝદમ કીલ્લાની પાછલી બાજુએ આવેલા એક ગુપ્ત દરવાજાને રસ્તે, પોતાનો અસબાબ ઉઠાવી, પોતાના કુટુંબ અને કબીલા સાથ ગુપચુપ કીલ્લો છોડી નીકલી ગયો.

સોહરાબે બામદાદ પડતાંજ 'દેઝ–સપીદ' (કીલ્લા) ઉપર હુમલો કરી તેને સર કરવાનો, અને તે માહેલા પેહલવાંનોને પકડી બંદીવાંન કરવાનો ઠરાવ કીધો. તેણે તેમ કરવાનો હુકમ કીધો, અને 'દેઝ-સપીદ' તેણે ફતેહ કીધો. કીલ્લામાં તલાશ કરતાં તેણે માલમ પડયું, કે તમામ

## પાદશાહ કયકાઉસ.




કયકાઉસના સુખુન – "સઉથી સુન્દર વસ્તુ એ છે, કે અદલ
ઇન્સાફ્યાથી ચાલવુ [૨] ધરમ દાન કીધાથી દુખ દુર
થાય છે. [૩] માનસ જેવો વિચાર દીલમા રાખે,
તેવુ કામ તેનાથી થાય,"

કીલ્લો ખાલી થઇ ગયો હતો, અને સઘળા ઇરાંની પહેલવાંનો રાતોરાત કીલ્લો છોડી ચાલી ગયા હતા સોહરાબે 'ગોરદાફરીદ'ની તલાશ કીલ્લામાં ઘણીબી કીધી, પણ તેણીનો કાંઈબી પતો મલ્યો નહી. અંતે તે તુટેલા દીલે નીરાશ થઇ બોલ્યો કેઃ—"મહાતાબ છુપાયો વાદળાંમાં."

"છુપો મારો મહાતાબ વાદલ અંદર,
કરૂ શોધ તારી કહાં દીલભર.
મને એવી લાગી કોઇની નજર,
ગયું હાથમાથી અમુલ ગૌહર.

ગઈ કહા મહાબુબ, ઓ દીલરૂબા,
થયો તારી મોહબતમે હું મૂબ્તલા.
કિધું જાદુ એવું, આ હાલે પુગો,
એકાએક બોલતાને કીધો મુગો.

કહે કાંહાં શોધું હું અંનજાંણો છું,
ઓ ચેરાગ તારો હું પરવાંનો છું"

* * *

બેજારીથી બેજાર થઇને રડે,
આશક બિચારો તવલતો ફરે.

બૂરી થાઇ મહોબત, બુરૂં દર્દ,
થયું લહુ બદનનું બળીને જર્દ.

કહે હાલ જઈ કહાં, કહે કોણુને વાત,
નિકલતી વમાસણુમે સારી રાત.

થયો એવો ગાફેલ જંગી જવાંન,
ગયો હાલ પામી તુરકી હોમાંન.

જોઇ હાલે સોહરાબ અતી હાલહવાલ,
હોમાંને કીધો એક રોજ સવાલ.

"ઓ શેરદીલ બહાધુર ગરદનફરાજ,
મને કહેતો કેમ તું નથી તારો રાજ.[1]

કહે કોણે લુટીયો છ તારો કરાર,
કહે કોણુની પ્રીતે થયો બેકરાર.

ખરા પેહલવાંનો શું એવા હશે,
કે પરીચહેર ઓરતને ફંન્દે ફસે.

કદી એમ કરે નહિ ખરા પેહલવાંન,
પડી પ્યારમાં એમ ગુમાવે માન.

ખરા પેહલવાંનો નહિ એમ કરે,
તજી જંગ ઓરતને ખાતર મરે!

સાંભલ સોહરાબ દલેર નેકનામ,
મુશ્કીલ છે લીધેલું માથે તેં કાંમ.

'દઝે-સપીદ' તે કીધો છે હાથ,
લડવું હવે તો છે જંગીઓ સાથ.

જરા કર સોહરાબ મનમા વિચાર,
કરવો છે લોહીનો દરીઓ પસાર.

તું જો આ જગોપર છે ઇરાંનની હદ,
ઉભી ત્યાંજ થાશે હવે હરકત.

હિંયાંજ કરવી પડશે લડાઇ જબુન,
હીંયાંજ તુને કરવાં છે ખ્વારી ને ખુંન.

હિંયાંજ હવે આવશે શાહે ઇરાંન,
ગોદર્ઝ, ગેવ, ને બિજા પેહલવાંન.

ફરામર્ઝ, બહેરાંમ, ને ફરહાદ દલીર,
મીલાદો ગોરગીન ને ગોરાઝે શીર.[2]

સુરો રહાંમ, ને દીલાવર તુસ,
લાખોના લશ્કર સંગ જાબુલી રૂસ[3]

૧ રાજ યાને ભરમ. ૨ શીર યાને વાઘ.
૩ જાબુલી રૂસ, યાને રૂસતંમ પેહલવાંન.

નિકલશે જયારે એ સઘળા મેદાંન,
સિહા થાશે ધરતી, અને આંસમાંન.
એ ખ્યાલે મહાબુબ ન કરશે તું દુર,
તો બેશક આ જંગ હારશે તું જરૂર.

હજી છે જવાંની ધીર લે ધરી,
દુનીયા પડીછ મ્હાબુબોથી ભરી.
અગર જીતી ઇરાંન બને સરફરાજ,
કરશે કુલ મહાબુબ તહારી નમાજ.

સોહરાબ જયારે હોમાનને મોહોડેથી આવી રીતની શીખામણના સખુનો સાંભલ્યા, ત્યારે તેણે પોતાના દીલમાંથી ગોરદાફરીદની મોહબતનો ખ્યાલ દુર કરવાનો ઠરાવ કીધો, અને મનમાંથી તેની મહોબતનો વિચાર દુર કરી, પોતે માથે ઉઠાવેલું કાંમ બજાવવા બીદાર થયો, અને લડાઇની ગોઠવણો ઉપર તે ધ્યાંન આપવા લાગ્યો.

બીજા હાથ ઉપર કીહલાના કોટવાલ ગઝદમનું નામું જયારે પાદશાહ કાઉસને પોહોંચ્યું, ત્યારે નામામા લખેલી બીના જાણી તે ઘણોજ ઉદાસ અને ગમગીન થયો. તેણે તુરતજ પોતાના વજીરો અને પહેલવાંનોની દરબાર ભરી મસલત ચલાવી. ગઝદમનું નામું વાંચી, ગોદર્ઝ, તુસ, કેસ્વાદ, ગેવ, ગોરગીન, બેહરામ તથા રેહાંમ અને ફરહાદ પેહેલવાંનો વિચારમાં પડયા, અને તુરકી સોહરાબને માટે તરેહવાર અટકલ અને ગણુતરી કરવા લાગ્યા, કે આ નવો પેહલવાન કોણ છે, અને તે કયાંથી આવ્યો છે. ગઝદમની હકીકત ઉપરથી તેઓ સઘળાઓએ એક મતે જેહાંપેહલવાંન રૂસ્તમની મદદ, આવા મામલામાં મેળવવાની ખાએશ જણાવી. પેહલવાંનોની આ ખાએશને શાહ કાઉસે પણ મંજુર કીધી, અને જેહાંપેહલવાંન રૂસ્તમને મદદે આવવા માટે, તેમજ ઇરાંન ઉપર આવી પડેલી આ નવી આફતને દુર કરવા માટે, તેને સમજાવવા ગેવને જાબુલસ્થાંન રવાને કરવાનું નક્કી કીધું. એવી મતલબનું એક નામું શાહ કાઉસે નવીસંદા પાસે નીચે પ્રમાણે લખાવી, તે ઉપર પોતાની શાહી મોહોર કરી, તે ગેવને સ્વાધીન કીધું, અને ફરમાવયું કે, તે નામું વીજલીની ઝડપે જાબુલ જઇ રૂસ્તમને આપી, તુરતજ તેને સાથે લઇ ઇરાંન આવવું.

## સોહરાબ સાથ લડવા માટે જાબુલથી રૂસ્તમને બોલાવવા કાઉસે નામું મોકલવુ.

બુલંદ બખ્ત સદા ખુશ જેહાંપેહલવાંન,
દિલાવર રૂસ્તંમ રોશંન રવાંન.
રહો તારૂ દાયમ મુબારક નાંમ,
કાઉસની તુને હજારો સલાંમ.

સદા રાખે યઝદાંન તુને ખુશાલ,
રહે તારૂ રોશંન સદા એકબાલ.
ચહડીયો છે જંગે કોઈ તુરકી સવાર,
'દેઝે-સપીદ'ને આપી છે હાર.
કીધો છે દેઝે-સપીદને કબજ,
નથી પડતી ઈલાજની કંઇ સમજ.
ગયો હાથમાંથી છે દેઝે-સપીદ,
એ જાણીને ઇરાંન થયુંછ નાઉમીદ.

દિલાવર છે જંગી, બદન પીલતંન,
હિંમતમા દીસે બિજો તહેમતંન.
લડે કોણ જંગી જઇ તેની સાથ,
નથી કોઈ એવો, ભીડે જઇને બાથ.
નહિ અંનજુમનમા દિસે કોઇ આજ,
રૂસ્તમ સિવા નહી કરે કોઇ કાજ.
નથી કોઇ ઇરાંનમે એવો સવાર,
કરે તે તુરકીને જઇને ખુવાર.
છે તારે આધારે કુલ અંનજુમન,
હમારી છે આસા તું પર તેહમતંન.
છે તે તુરકીનું સોહરાબ નાંમ,
ઉમર છે ન્હાંની પણ મોટાં છે કાંમ.
છે ઇરાંનની નજર તું પર રૂસ્તંમ,
આવી તું સોહરાબનુ સર કર કલંમ.

વાંચી આ પેગાંમ નિકલજે તુરત,
ખોતો ના બિલકુલ જરાબી વખત.
અગર કરતો હોય જો 'તું સચેરે ચમંન,'
તજી દઈ નિકલજે તુરત તેજ દંન.
અગર હાથમાં હોય ગૂલાબી જો ગૂલ,
સુંઘવા તે થોભશે, તો કરશે તું ભુલ.
નિકલજે તું જાબુલથી એકદમ સિતાબ,
તરસ લાગી ત્યાં હોય તો ત્યાં પીજે આબ.
જો જાબુલમાં ખાતો હોય ખાંનુ અગર,
તો ગળજે તે બુક[1] આવી ઇરાંન અંદર.
અગર નિંન્દમા હોય તો ઉઠજે સિતાબ,
ઇરાંનમે તું કરજે આવીને ખાબ.

આવી રીતનું એક અતી તાકીદનું નામું શાહા કાઉસે જેહાંપેહલવાન રૂસ્તમ ઉપર મોકલાવ્યું. ગેવને શાહા કાઉસે ખાસ તાકીદ કરી કહ્યું કે:—"રૂસ્તમને આ સઘળા મામલાનું ગંભીરપણુ સમજાવી તુરતજ સાથે લેઇને નીકલી પડજે".

પોતાના શાહના ફરમાન મુજબ દીલાવર ગેવ જાબુલ તરફ પવન વેગે નીકલી ગયો, અને જેહાંપેહલવાંન રૂસ્તમને જઇ મલ્યો. ગેવે જતાંને વાર શાહા કાઉસનું નામું રૂસ્તમને સ્વાધીન કીધું, અને સોહરાબની સરવે હકીકતથી રૂસ્તમને વાકેફ કીધો.

જયારે જેહાંપેહલવાન રૂસ્તમે શાહા કાઉસનું નામું વાંચ્યું, ત્યારે તે ઘણોજ વિચાર અને અંદેશામાં પડયો, અને ગેવને તે કેહવા લાગ્યો કે:—"પેહલવાંન ગેવ, સોહરાબની તમામ હકીકત સાંભલી હું વીચારમાં પડયો છું, કે એવો જવાંન, એવો હીંમતવાંન, અને એવો જોરાવર પેહલવાંન તે કોણ હશે ? તે કયાંથી આવ્યો હશે ? આપણી ઇરાની કોમની કોઇ નામચીન ખુનીયાદથી એવો નામીચો પેહલવાંન પેદા થાય, એ કદાચ બનવા જોગ હું ધારૂં છુ, પણ કાઉસ લખે છે તેવો પેહલવાંન તુરાંનીઓમાથી કદીબી પેદા થયો હોય એમ હું માનતો નથી. સમનગાંનના પાદશાહની બેટીથી હું એક દીકરો ધરાઉ છુ, પણ મને જણાવવામાં આવયું છે, તેમ તે દીકરો હજી તો એક બાળક છે. તે બખતાવર બેટો લડાઇની વાત શું જાણે ? તે બહાદુર જયારે મોટો થશે, ત્યારે હજારોના સર કલમ

1 બુક યાને નવાલો.

કરશે, અને લડાઈમા મારી બાજુએ રહી મારો તે બચાવ કરશે. પણ હજી તો તે ઘણો નાહનો છે. અને મોજમઝ્ઝાહમા પોતાનો વખત ગુજારે છે."

ગેવે જવાબ દીધો કેઃ—"એ નામના ઉઠાવનાર જેહાંપેહલવાંન, શાહ કાઉસે મને ખાસ હુકમ ફરમાવ્યો છે, કે મારે તારી સાથે પાછા ફરવામા જરાબી ધીલ કરવી નહી. તુરકી સોહરાબે હજીર જેવા પેહલવાનને આસાનીથી કેદ કરી બંદીવાંન કીધો છે. દેઝે સપીદનો તેને કબજે લીધો છે. હજી તો તેની ઉંમર ચૌદ વરશની પણ નથી, અને તેટલાંમા તેણે જમાનાને જેર કીધો છે."

પેહલવાંન ગેવને આવા રીતે અધીરો પડેલો જોઇ, જેહાંપેહલવાંન રૂસ્તમ હસીને બોલ્યો કેઃ—"લશ્કરની સફને તોડનાર ગેવ, તું જરાબી ફીકર ના કર. શાહ કાઉસને હમેશાં એવીજ ટેવ પડેલી છે, કે નજીવી વાતને મોટું રૂપ આપી ગભરાટ કરી મુકે છે. વાસતે આજે તો ખુશાલીમાં હિંયા વખત ગુજારીએ. તું હિંયાં બે દીવસ આરામએસ લે, અને ત્યાર પછી આપણુ ઉતાવલે ઇરાંન તરફ નીકલી જઇશું. * * *"

રૂસ્તમના સખુનને માન આપી, ગેવે એ ત્રણ દીવસ એશ અસરતમાં રૂસ્તમ સાથ ગુજારીયા, અને ચોથે દીવસે રૂસ્તમ ગેવ શાથ ઇરાંન જવા તૈયારી કરવા લાગ્યો.

રૂસ્તમે પોતાનું ગંજાવર લશ્કર તૈયાર કીધું. તે લશ્કરની સરદારી પોતાના ભાઇ જવારેહને આપી, અને પોતે ગેવની સાથે ઇરાંન તરફ જવા નીકલીયો.

અંતે રૂસ્તમ ગેવની સાથ પોતાના લશકરને લઇ ઇરાંન જઇ પુગ્યો. રૂસતમને આવેલો જોઇ ઇરાંની પેહલવાંનોના ઈન્તેજાર દીલ ખીલી નીકલ્યાં, અને તુસ, ગોદર્ઝ અને બીજા પેહલવાંનોએ રૂસતમને ભેટી પડી, બગલગીરી કીધી. રૂસતમ એ પછી શાહા કાઉસની મુલાકાત લેવા તેની દરબારમાં ગયો, અને નમીને શાહી માન પ્રમાણે નમન કીધું. પણ કાઉસ રૂસતમે કરેલી ધીંલને લીધે એટલો તો ગુસ્સે થયો હતો, કે રૂસતમને કાંઇબી જવાબ કે આવકાર આપવાને બદલે, ગેવ ઉપર તે પુકાર કરી બોલ્યો કેઃ—

"અરે બેહયા, બેશરમ, ગુન્હાગાર,
ધીક તારી પર છે, હજારો હજાર.
મે કેહ્યાતા નહિ તુંને આવા કલાંમ?
કે તાકીદનો છે બહુ મારો પેગાંમ?
મોકલ્યો શા માટે તુને સીતાબ,
કે, ઉડતો જઈ લાવે તું મારો જવાબ.
આ સરકશ તેં કીધું છે એવું તો કાંમ,
કુલ ઇરાંનને થયો તું નમકહરાંમ.
હિંયાં બેઠા હમ, સઉ દિલ દર્દમંદ,
ને તું કરવા બેઠો, ત્યાં એશો—ચમન.
કિધી સરકશી એવી તેં બદગોહર,
નહિ તારા શાહાનો કિધો કાંઈ ડર.

છે, એવો રૂસ્તમ કોણ બેતમીજ઼,
કે ફરમાનને મારાં તે ગણે નાચીજ઼.

અગર પાસ મારી હતે તલવાર,
તો સર તનથી જુદ્દુ કરતે આ વાર.

હિંયાં સરવે હમદીનો ખતા ઉગર,
ને ચમનમા તું બેઠો બની બેફિકર.

સજાને તું સરકશ સજાવાર છે,
કસુર તારી ભારી, ગુનહાગાર છે.

દિલાવર જંગી તુસ-નામવર,
કતલ કર આ બંનેના એકદમ સર.

સુણી આ સુખન થાયો રૂસતમ બેબાક,
દિલ માહે લાગી ગુસ્સાની આગ.

ઝટક એક મારી કિધો તુસ દુર,
પડયો તે જમીનપર વિના કંઇ કસુર.

પુકારીને બોલીયો જેહાં પેહલવાંન,
કે અએ બેહયા, બેશરમ, બેઇમાંન.

નથી તુંને લાજમ આ તખ્તો તાજ,
નથી તુંને લાજમ ઇરાંનનું રાજ.

નહી તારી ચશ્મોમે રાખી શરમ,
કે થયો મારી ઉપર તું એવો ગરમ.

નથી તારો હું કાંઇ નોકર—નફર,
કે સાંભલું હું તારા સુખન બદતર.

મને તારી કંઇબી નથી દરકાર,
નથી તારો હું કંઇ ફરમાંબરદાર.

મને તારી શાહીનું શું કાંમ છે.
મને મારૂં પ્યારૂં સદા નાંમ છે

છે આ જમીન મારી હંમેશ નફર,
તખ્ત મારૂં છે મુજ રખશ નામવર.

જીતી મેં લીધાં છે ચીન, ને મિસર,
કીધાં છે તેમને મેં મારા નફર.

રૂમ, ને સગ્સાર, ને હામાવરાંન,
ફતેહ મેં કીધાં છે માજીદરાંન.

આજે તે સરવે છે મારાં ગુલામ,
તેને તું કહે આવા બુરા કલાંમ?

અગર જઇ જંગે જો પકડે સોહરાબ.
જોઉ તારી હિંમતનો ત્યારે હિસાબ.

શું મારી આગલ છે તારી બિસાદ,
જો ચાહું તો એકદમ કરૂં બરબાદ.

તે દાવરે કીધો છે મુજને ફિરોજ઼,
નથી કાંમ લાગી શાહી કે ફોજ઼.

નેજો, ને ગુરજ઼ છે મારા યાર,
આ બાજુ, ને હિંમત મુજ શેહરિયાર.

થઇ કેદ પડયો તું માજીદરાંન,
છોડવીને હું તુને લાયો ઇરાંન.

શું આ તેનો બદલો, ને આવું ઇનામ?
જો ચાહુ તો લઇ લઉ રાજની લગામ.

જો ચાહુ તો લઇ લેઉ હું તારૂં રાજ,
જો ચાહું તો કરૂં હું તુને તારાજ.

કોણની છે શાહી, ને કોણનું તખ્ત,
કોણથી થયું તારૂં બુલંદ બખ્ત.

બની બેશરમ તું થયો કમઅકલ,
કરાવે તુસ પાસ રૂસતમ કતલ?

ગયો તું રૂસતમને એટલો ભુલી,
નિકલીયો દવડાવા તેને સુલી?

સલાંમ સરદારો! સલાંમ પેહલવાંન!
ઇરાંનના થજો, તમો નિગેહબાંન.

સુખન મારા આખેરના લેઓ સુણી,
દિલ માહે રાખો શીખામણ ચુની.

રણધીર સોહરાબ હવે આવશે,
નાંહના કે મોટાં ઉપર ફાવશે.

સદા એકસંપે જો રહેશો મલી,
તો હરએક ઉમેદ ફળશે ભલી.

ધરી ધીર રહેજો સંકટ સમે,
ઇરાંન પર આફત ભારી ભમે.

સોહરાબથી રહેજો સદા હુશીયાર,
ગફલત જો ખાધી તો થાશો ખુવાર.

નહિ જોશો ઇરાંનમાં તમ મને,
મુબારક છે ઇરાંન જમીન તમને.

કહીને શીખામણના એવા કલાંમ,
બેઠો રખશપર, ને પકડી લગાંમ.

પવન વેગે નિકલી ગયો રૂસતમ,
કરે કોણ બરદાસ, નવો આ સિતમ.

* * *

મળી સરવે સુરા કરે એમ વિચાર,
હવે કોણ સુધારે આ બગડેલું કાર.

કહ્યું ગોદર્ઝને સંઉએ મળી,
આ આફત નવીનહિ જશે એમ ટળી.

કહે તે દીવાંનાને[1] બોલી જબાંન,
સાંભળશે તારૂં તે આપીને ધ્યાંન.

સઉ કોઇ સરદારો કરતા ફરીયાદ,
કે કાઉસે કીધો નવો આ ફેસાદ.

કીધું રૂસતમને અજબ અપમાન,
હરગીજ હવે તે ન જોશે ઇરાંન.

મળી સંગ જંગી જવાંનોને પીર,[2]
રૂસતમને લાવવા કરે તદબીર.

* * *

વઝીરીને લાયક ગોદર્ઝ વઝીર,
અકલમા પુરો, ને પીરોમા પીર.

મળીયો તે કાઉસને તુરત જઇ,
ઇરાંનની હાલત હકિકત કહી.

સમજાવી કાઉસને કેહા સુખન,
રૂસતમ વિના થાશે ઇરાંન શરણ.

કીધો નહિ રૂસતમનો કંઇબી વિચાર,
ગયો ભુલી તું તેના સઘળા આભાર.

કિધું રૂસતમનું તુંએ અપમાન.
આફતમા પડ્યુ છે આખું ઇરાંન.

નથી આજ ઇરાંનમાં કોઈ સપુત,
કે પુરે લડાઇમાં તે રૂસતમની ખુટ.

અગર વાત સોહરાબને કાંને પડે,
તો એકદમ તે ઇરાંન ઉપર ચહડે.

કરશે તે તારાજ કુલ રાજપાત,
રૂસતમ વિના નહિ થશે તે મહાત.

ધરી ધીર ગોદર્ઝને સાંભળી,
પસતાયો કાઉસ બહુ કકલી.

કહ્યુ એમ ગોદર્ઝને કરગરી,
સુખન તુજમા છે બહુ બહેતરી.

બૂરો કોફ મારો, ને બુરો મીજાજ,
બેશક થયો તેથી રૂસતમ નારાજ.

તુને મારૂં એ છે ફરમાંન ખાસ,
એકદમ તું જા નિકલી રૂસતમ પાસ.

જઇ તેને કોઇબી તરેહ સમજાવ,
સાથે લેઇ રૂસતમને જલદી તું આવ.

* * *

પસતાઇ હાથોને શાહ મલમલે,[3]
વઝીર ગોદરેજને બહુ કરગરે.

---

૧ કાઉસને માટે આ ઇશારો તેના સરદારોએ કીધો છે.
૨ પીર યાને બુઢા.　　૩ હાથોને મલમલે યાને હાથોને ઘસે.

મલી સર્વ સાથે કરો તદબીર,
કરે માફ રૂસતમ મુજ તકસીર.[૫૬]

ગયા ગોદરેજ સંગ કુલ પેહલવાંન,
કે લાવે મનાવીને રૂસતમ ઇરાંન.

## રૂસતમને મનાવીને ઇરાંન પાછો લાવવા માટે ગોદર્ઝ અને બીજા પેહલવાનોનું તેની પાછલ જવું.

આ શાહી ફરમાનની રૂએ બુઝોર્ગ ગોદર્ઝ અને બીજા પેહલવાંનો રૂસતમને સમજાવીને ઇરાંન લાવવા માટે એકઠા થઇ સાથે જવા નીકલ્યાં. તેઓએ રૂસતમને રસતામાજ પકડી પાડયો. ગોદર્ઝે રૂસતમને ભલી દુવાઓ દઇ તારીફના સખુનોથી તેને વધાવી લીધો, અને ત્યાર પાદશાહ કાઉસને નામે તે તેને સમજાવવા લાગ્યો એ પછી ગોદર્ઝે રૂસતમને કહ્યું કે:—"કાઉસ ઘણોજ પાજી ખવાસનો છે. તુન્દી કરવાનો તેનો ખવાસજ છે. તે ઘણોજ આકરા સ્વભાવ અને તેજ ગુસ્સાવાલો જાહેલ શખ્સ છે, પણ તેનો ગુસ્સો નરમ પડતાંજ તે પશેમાંન થઇ જાય છે. વળી તે ઘણોજ ભોલો અને મીલનસાર છે. ઓ જેહાંનને પનાહ આપનાર રૂસતમ, હમો સઘળા શાહ કાઉસના ફરમાનથીજ તુને મનાવવા અને તુને પાછો ઇરાંન લઇ જવા આવ્યા છીએ. રૂસતમ, ઇરાંનનો મામલો ઘણોજ બારીક થઇ પડયો છે, અને આ નવાં જંગમા તારી હાજરીની ખાસ જરૂર છે. ઓ દલેરાના દલેર, આ બારીક સમે તું હમુને છોડી ના જા. ઓ તહેમતંન, અગર જો તું શાહ ઉપર ગુસ્સે થયો હોય, તો તેમાં હમારો શું કસુર છે, કે તું ઇરાંનને તરછોડી જાય છે? કાઉસ પાદશાહ તારી સાથ જાહેલીથી વરતીયા પછી ઘણોજ પસતાય છે. * * *"

રૂસતમે આ સખુનો સાંભળી જવાબ દીધો કે:—"મને કાઉસની તેમજ તેના ગુસ્સાની જરાબી દરકાર નથી. કાઉસમા અગર જો દાનાઇ હોતે, તો કદીબી મારી સાથ આવી જાહેલીયતભરી ચાલ ચલાવી તે મને બદઝબાંન કરતે નહી. હું કાંઇ તેનો નોકર નથી, કે આવી રીતે મારી ઉપર તે તકાજો અને હુકમ કરે. હું યઝદાંન સીવાય કોઇથી ડરતો નથી. * * *"

ગોદર્ઝે જવાબ દીધો કે:—"ઓ નામના ઉઠાવનાર પીલતન, અગર જો તું આ નવાં જંગમાં હાજરી નહી આપશે, તો પાદશાહ અને પેહલવાંનો તારી ગેરહાજરીનો જુદોજ અર્થ કરશે. તઓ એવું સમજશે, કે તું પેલા તુરકી સોહરાબથી ડર ખાઇ ગયો, અને તેથી આવી રીતનું એક બહાનું શોધી ઇરાંનને છોડી ગયો. વાસતે ઓ જેહાંપેહલવાંન તારા દીલમાંથી કાઉસ તરફનો કોફ દુર કર, અને હમારી સાથ પાછો ઇરાંન તરફ ચાલ." * * *"

ગોદર્ઝના આ સખુનોમા રૂસતમે બેશક ભારી વજુદભરી દલીલ જોઇ, અને તેણે ગોદર્ઝ સાથ ઇરાંન તરફ જવું વાજબી ધારયું. રૂસતમે ગોદર્ઝ અને બીજા પેહલવાંનો સાથ

કાકુસની દરબારમા પાછો જવાનો ઠરાવ કીધો, અને પોતાના રખશની લગાંમને ઈરાંન તરફ પાછી ફેરવી.

જેવો તે દરબારમા દાખલ થયો, તેવોજ શાહ કાઉસે પોતાના તખત ઉપરથી ઉઠી, તેને માન આપી પોતાની પાસે આરાસ્તા કરેલી એક બેઠક ઉપર બેસાડયો, અને પોતાના જાહેલ ખવાસ અને ગુસ્સાને માટે તેની દરગુજર ચાહી, ઈરાંન ઉપર આવી પડેલી આફતને લીધે પોતે કેટલો બેચેન થઈ ગયો હતો, તે સઘળું જણાવી, રૂસતમને પાછો મનાવી લીધો. * * *

શાહા કાઉસે એ પછી એક મોટી દબદબાભરી ખુશીની મીજલસ બનાવી, તેમા શરાબ અને ખાણીપીણીનો દોર ચાલુ કીધો, અને બીજે દીવસે લડાઇ ઉપર કુચ કરવાની સામગ્રી તૈયાર કરવાનો હુકમ જાહેર કીધો. * * *

## ઈરાંન અને તુરાંન વચ્ચે જંગ

નિકલીયો ખુરશેદ એક બામદાદ,
થઇ તેથી દુનીયા બિલકૂલ આબાદ.

કાઉસે ફરમાવ્યો એવો હુકમ,
કે તઇયાર લશ્કર કરો એકદંમ.

એક લાખ લશ્કર તઈયાર કરો,
સજી શસ્ત્ર ઉઠો રણધીર નરો.

ઉભા સંઉ પલકમા સજી હર્થીઆર,
એક લાખ જંગી, સૂરા—સરદાર.

નિકલ્યુ શેહરમાંથી લશ્કર બહાર,
વાહવાહ, ને હોહોના ઉઠીયા પુકાર.

ગીરદથી છુપાઇ ગયાં ઝાડ—પાહાડ,
હવા થઇ ઘંમઘોર અને અંધકાર.

પુગ્યું જઈ લશ્કર સરહદ ઉપર,
પડી તેની તુરાંનીઓને ખબર.

હતી ત્યાં કરેલી ખડી દીદગાહ,[1]
કરતા ત્યાં ચોકી તુરાંની સીપાહ

પડયો દીદગાહ પરથી એવો પુકાર,
કે આવે છે ઇરાંની લશ્કર સવાર.

ખબર કાંને પડતાંજ દોડયો સોહરાબ,
સફિલપર ચહડી જોઇ લિધો ઇન્તેખાબ.

ગયો જંગી હોમાન સોહરાબ સંગ,
જોતાંજ લશકર ગયો થાઇ ડંગ.

સોહરાબે ખૂશ દિલ મજલીશ ભરી,
ભવિશની ઉમેદોને દિલમાં ધરી.

કીધો ચાલુ મહેફીલમાં રંગરાગ,
ખુશીથી સોહરાબ થયો બાગબાગ.

* * *

બીજી બાજુ ચાલી બીજી ધુમધાંમ,
ઇરાંની લશ્કરે કીધું મુકાંમ.

હાથીને ઘોડાને તંમ્બુ હજાર,
મયદાંને પડીયા તે હારો કટાર.

થયો અસ્ત ખુરશેદ પડી જયારે રાત,
કિધી રૂસતમે કંઇ નવિ એક વાત.

---

1 દીદગાહ યાને દુશમનોની હીલચાલ જોવા માટે ઉભા કરેલા માચરા.

સજી શસ્ત્ર અંગે કંમર કીધી તંગ,
જતો હોય કરવા સિહા રાતે જંગ.

જઇ શાહ કાઉસને કીધું નમંન,
કહ્યું 'શાહે આલમ, સુણુ મુજ સુખંન.

પેહડીને તુરકી સિપાહનો લેબાસ,
જાઉછુ કરવા હું છુપી તલાસ.

સિહા રાતનો છે વખત આએ હાલ,
જોઈ આવું દુશમંનોની હિલચાલ.

જોઉ મારી નજરે હું તુરકી સોહરાબ,
કેવી છે સીકલ, સુરત ને રૂબાબ.'

કહ્યું કાઉસે 'જા સૂખે તું સિધાર,
થજો તારો રહાબર પરવરદીગાર.'

લિધો તેહમતને એક તુરકી લેબાસ,
ગયો ગુપ્ત વેશે દુશમંનની પાસ.

ધરી હાંમ કીલ્લામાં થાયો પસાર,
કિધી કોઇની નહિ જરા દરકાર.

ધીમાં ને ધીરાં તે ભરતો કદંમ,
નજર રાખી જોતો તે હરગમ.

જોઇ તેના તનપર તુરકી લેબાસ,
ગયો કોઇનેબી નહીં શક ખાસ.

હરગમ નજર કરતો ઉમેદભર,
કે જોઈ લેઉ સોહરાબ નજરો નજર.

ધુંડતો હરીફને હતો રૂસતમ,
પુગ્યો જઇ તેનાજ તંમ્બુની ગમ.

દીઠું ત્યાં તખત એક રૂબાબદાર,
સવારો દીઠા ત્યાં કંઇક નામદાર.

હતી તેજ સોહરાબની દરબાર,
હતો તે તખતપર સજી સંગાર.

દિઠો તે તખતપર સૂરો નવજવાંન,
દિસે જેમ ગગંન પર તુરતનો ચાંન.

પડી રૂસતમની તે પર નજર,
સોહરાબને જોયો તખતની ઉપર.

અજબ તેની ઢબછબ સાથે રૂબાબ,
અજબ તેનો બાંધો, અજબ તેનો તાબ.

એક હાથ ઉપર રજંમ દલેર,
હતો બીજી બાજુ હોમાન શેર.

હતો એક બાજુ સૂરો બારમાન,
હતા આજુબાજુ બીજા પેહલવાંન.

સઉમાં ચમકતો દિઠો સોહરાબ,
હતો તેનો ચહેરો મીસલ એક ગુલાબ.

કદમા કદાવર, ને બાજુ બુલંદ,
રૂપે રૂપાલો, મીસલ એક ચંદ.

ઉભો રૂસતમ દૂર જગે એક છુપઇ,
પુગો ત્યાં અચબુચ રજંમ જઇ.

લિધો પકડી રૂસતમ, ને કીધો પુકાર,
'અરે કોણ છુપાઇ ઉભો છે આ ઠાર.'

જોઇ મામલો રૂસતમે બહુ તંગ,
તુરત તેણે એકદમ મારી છલંગ.

કુદીયો તે જંગી મીસલ એક પીલંગ,[1]
કિધી તેણે રંજમની જીંદગીને તંગ.

કૂદી રૂસતમે એક મારી તરાપ,
ગરદન ઉપર મારી કકડાવી ઠાપ.

પડયો ત્યાં રંજમ થઇને બેજાંન,
ગયું તેના તંનમાથી નીકલી રવાંન.

થઇ તેની જહેમતને જીંદગી તમામ,
ગયો પુગી રંજમ 'મુલ્કે—આરામ.'[2]

---

૧ પીલંગ યાને સિંહ.
૨ 'મુલ્કે—આરામ' યાને હમેશગીની આરામ આપનારો મુલક. મીનોઈ જેહાંન.

પડી જયારે સોહરાબને એ ખબર,
કે બઝમ છે ખાલી રંજમ વગર.

હુકમ કીધો તેણે કરવા તલાશ,
ખબર કહાડો જઇને જુઓ આસપાસ.

તુરત એક જણ આવીને બોલીયો,
કજાની ખબરનો ભરમ ખોલીયો.

ખબર સાંભળી તે થયો બહુ બેતાબ,
દોડીયો તે રંજમને જોવા સિતાબ.

જમીનપર સુવેલો દીઠો તે દલેર,
વરસી રહ્યો તો કજાનો કહેર.

સોહરાબ પુકારયો 'ખામોસ તમામ,—
કરો બંધ એશ અને અસરત આરાંમ.'

ગરજીને સોહરાબે મારી બરાર,
'કોઇ દુશમન આવી ગયો નાબકાર.

સુણો તમ રફિકો, દલેરો સવાર,
રહેશો ના ગાફેલ, રહેજો બિદાર.

બચવા સિતમગરથી કરતા ના ખાબ,
રાખજો તમ ઘોડાની તૈયાર રિકાબ.

જાસુસે કીધીછ શરૂઆત શરૂ,
એક ગોસ્પંદને મારી ગયૂં છે વરૂ.'

## રંજમના મરણથી સોહરાબનું તેના ગંમમા ગીરફતાર થવું.

રંજમના આવી રીતે આવેલાં અકાળ મરણથી સોહરાબની ફિકર અને દીલગીરીનો પાર રેહો નહી, કેમકે સોહરાબ જયારે જંગ ઉપર જવા માટે સમંનગાંનથી નીકલ્યો, ત્યારે તેની માદર તેહમીનાએ, રંજમને તેના સલાહકાર અને રાહબર તરીકે તેની સાથે રવાના કીધો હતો. રંજમને સોહરાબ સાથ મોકલવાનું મુખ્ય કારણ એ હતું, કે તેહમીનાનો તે ભાઇ થતો હતો, અને રૂસતમ જયારે સમનગાંન તરફ આવ્યો હતો, ત્યારે રંજમે તેને નજરે જોયો હતો, અને તેથી તે રૂસતમને પીછાનતો હતો. તેહમીનાની મુખ્ય નેમ રંજમને સોહરાબ સાથ મોકલવાની એટલીજ હતી, કે જયારે રણ પર ચહડેલો સોહરાબ ઇરાંન જઇ પુગે, ત્યારે બાપની સાથે તેના બેટાની તે પીછાન કરાવી મીલાપ કરાવે. પણ સરજતના લેખ જુદાજ હતા. એવા એક ભલા અને પોતાના નેક સ્નેહી—મામા—ના અચબુચ મરણથી સોહરાબની ઉમેદોનો ભંગ થયો, અને પોતાના બાપ રૂસતમની પીછાંન અને ઓળખ કરાવવાનું એક પુરૂં અને એકલું સાધન તે હંમેશનું ખોઇ બેઠો.

બીજા હાથ ઉપર જેહાં પેહલવાં ! રૂસ્તમ, રંજમને મારી નાખી, ગુપચુપ તુરાંની છાવણી-માંથી ઇરાંની છાવણી તરફ નીકલી ગયો, અને સીધ્ધો પાદશાહ કાઉસની આગળ ગયો. તેણે તુરાંનીઓની છાવણીમાં શું શું જોયું, અને શું શું અનુભવ્યું, તેનું વીગત વાર બયાંન કરી, રંજમના બાબમાં બનેલા બનાવનું તેમજ સોહરાબના કદ, બાંધા, અને ઢબછબનું બયાંન કીધું. રૂસ્તમ બોલ્યો કે:—

"સોહરાબના જેવો દીલાવર, જોરાવર, કદાવર અને મસ્ત બાંધાનો મરદ તુરાંનીઓમાં

પેદા પડેલો આજ સુધી મેં જોયો નથી. ઇરાંન તેમજ તુરાંનમાં એકબી એવો પેહલવાંન નથી, કે જેને સોહરાબની સાથે સરખાવી શકાય. * * * ”

એ પછી શાહ કાઉસના તંમ્બુમા રંગરાગ સાથ શરાબનો દોર ચાલી રેહો, અને લડાઇની તઇયારીઓ આખી રાત ઇરાંની લશકરમાં થવા માંડી.

## સોહરાબનું ઇરાંની પેહલવાંનો વીશે હજીરને બોલાવી તલાશ કરવી.

થઇ જગથી જયારે સીહાઇ દુર,
ને ફેલાયું રોશંન આફતાબી નુર.

પછી જયારે વળતી બડી બમદાદ,
સોહરાબે કીધો હજીરને યાદ.

ઉભો એક ઉંચી જગો જઇને,
તપાસ્યું લશકર ઉભો રહીને.

ઇરાંની લશકરની કીધી તપાસ,
હજીરને બોલાવીને કીધી તલાશ.

કહ્યું તેને સમજાવી સોહરાબે એમ,
‘અગર હોય જો મારી ચહાતો રહેમ,

તો પુછું હું જે કાંઇ તુને સવાલ,
સાચોજ કહેજે તું તેનો હેવાલ.

અગર કરશે જુઠી તું મુજ સંગ વાત,
તો બેશક કરશ હું જરૂર તારો ઘાત.

અગર હોય ચાહાતો જીવની અમાન,
અગર હોય ચાહાતો ઇજતને માન.

અગર હોય ચાહતો દોલત ને જર,
યકિનથી કહીને ખુલાસો તું કર.’

નમીને હજીરે દીધો જવાબ,
‘ભલે પૂછ ગમે તે મને સોહરાબ.

સખુન રાસ્ત સીવા ન બોલુ બીજું,
સિવા રાસતી હું કદી નહી રીજું.’

સોહરાબે કીધો હજીરને સવાલ,
કે, ‘કહે મને ઇરાંની લશ્કરનો હાલ.

જો પેલો તંમ્બુ જે રંગે છે લાલ,
ને દીસે છે કદમાં જબરો વિશાલ.

દિસે છે ઉભેલા સેંકડો પીલ,[1]
જરીન ત્યાં તખત છે મીસાલે નિલ.

તે તંમ્બુપર દીસે છે સિંહનો ચીતાર.
ને ઝુંન્દો છે ખુરશીદ પયકર[2] બાહાર.

એ કોણનો તંમ્બુ? શું તેનું નામ?
કોણ છે તે નર? શું તેનું કાંમ?’

કહ્યું એમ હજીરે કે ‘એ પેહલવાંન,
એ તંમ્બુનો સાહેબ છે ‘શાહે ઇરાંન.’

સોહરાબે પુછયું હજીરને ફરી,
‘હવે જમણી બાજુ નજર કર જરી.

જો પેલો તંમ્બુ છે રંગે સિહા,
ઉભા છે ઝુકાવી સરને સિપાહ.

પાસે પડેલા છે તંમ્બુ અનેક,
ઉડે છે ધજા[3] પીલ પયકર[4] એક.

ઇરાંનીઓમાં એનું શું નાંમ છે?
શું એનું ખાંન્દાંન, અને કાંમ છે?’

‘એ તંમ્બુનો માલીક છેતુસ નામવર,
ધ્રુજે જેને નામે પહાડી જીગર.

---

૧ પીલ યાને હાથી. ૨ ખુરશીદ પયકર યાને આફતાબના ચીતારવાલો.
૩ ધજા યાને ઝુંન્દો. ૪ પીલ પયકર યાને હાથીના ચીતારવાલો.

છે ખાંન્દાંને શાહી, એ સુરો સવાર,
લડાયક ભારી, બહુ નામદાર.'
'હવે અએ હજીર તું જરા કર સબર,
જો પેલા તંમ્બુ તરફ કર નજર.
તે રંગે છે રાતો, ઝલકદાર છે,
ઉભેલું લશકર બિશીયાર છે.
ધજા ઉડતી જે દિસે છે બુલંદ,
સજેલાં દિસે છે ગોહર નુરમંદ.
સિકલ શેરનો તે ઉપર છે ચિતાર,
કોણનો છે તંમ્બુ, એ કોણ નામદાર?
ખરી વાત કેમ બોલતો તું નથી?
ખરો ભેદ કેમ બોલતો તું નથી?'
'અએ જંગી સોહરાબ સાંભળ મને,
સુખન મારા જુઠા કાં તું ગણે?
કહું રાસ્ત બોલી હું મારી જબાંન,
એ તંમ્બુ છે ગોદરેજ વજીરનો જાંણ.
છે એ અકલમંદ અને જોરવર,
એ નરના છે એંસી પીલસમ[1] પીસર.'
સોહરાબે પૂછીયું હજીરને ફરી,
'કહે તું મને મહેરબાંની કરી.
જો પેલો તંમ્બુ, રંગે છે સબ્જ[2]
ઉભાછે બૂઝોર્ગો કરી દસ્ત કબ્જ[3]
તખત એક દિસે છે, બેમુળ ઝરીન,
ને ટાંગેલા પરદાઓ રંગ બેરંગીન.
ઉભા આજુબાજુ દિસે પહેલવાંન,
ને ઉડતી રહી છે. 'ધજા કાવેયાન.'[4]
બિરાજેલો કોણ નર તખત પર છે,
દરેક જંન ઝુંકાવી ઉભો સર છે.
અજબ દબદબાનો દિસે પેહલવાંન,
દિસે છે ખરો અખ્તરે[5] કોઇ ઇરાંન.
બુલંદ તેની પાસે ઉભો અસ્પ છે,
ખરેખર તે દેખાવે દિલચસ્પ છે.
જો તેનો ઝુંન્દો છે 'અઝદાહ-પયકર,'[6]
મચેલો દિસે ત્યાં ઉમંગ જોસભર.
કહે કોણ છે પહેલવાંન એ દલીર,
પુકારે છે બહાદુર, મીસલ એક શીર[7].
નથી કોઇ દીસતો મને એ સમાંન,
શું નામ એનુ, ને શું છે નિશાંન?'
વમાસણમે પડીયો હજીર બંદીવાંન,
કહું કેમ એને ખરૂં હું બયાંન.
અગર જો કહેવશ ખરી એને વાત,
બેશક એ કરશે રૂસતંમની ઘાત.
અગર રાસ્ત બોલશ હું જો વચંન,
હયરાંન એ કરશે જરૂર પીલતંન.
વિચારીને દીધો હજીરે જવાબ,
'બહાદુર, બળવંત, સુરા સોહરાબ.
હું ધારૂં છું એવું મને છે યકીન,
છે કોઇએ સરદાર 'મુલ્કે-ચીન.'

---

૧ એંસી પીલસમ પીસર, યાને હાથી જેવા એંસી દીકરા. ગોદરેજ માટે કહે છે, કે તેને એંસી દીકરા હતા, અને તે સઘળા હાથી જેવા મસ્ત અને જોરાવર હતા.

૨ 'સબ્જ' યાને લીલા રંગનો. ૩ 'દસ્ત-કબ્જ' યાને હાથ જોડી.

૪ 'ધજા કાવેયાન,' યાને કાવેયાની ઝુંન્દો. ૫ 'અખ્તરે-ઇરાંન,' યાને ઇરાંનનો સીતારો.

૬ 'અઝદાહ-પેયકર' યાને અઝદાહની સીકલના ચીતારવાલો. ૭ શીર યાને વાઘ.

દિસે છે એ ઇરાંનનો નેકખાહ,
આવ્યો છે નજદીક કાઉસ શાહ.

ખુદાને ખબર શું હશે એનું નામ,
નથી પડ્યું કોઇ દીન મને એનું કામ.'

'નજર કર જરા તું હવે આ તરફ,
ને બોલજે તું સાચા, ને સાચાજ હરફ.

અલાહેદા છે તંબુ જો પેલો એક,
ઉભેલા સવારો દિસે છે અનેક.

નિકલે છે કરનાયના કંઇ અવાજ,
ઉડે 'ગોરગ પયકર[1]' ધજા સંગ સાજ.

સમારીને સફને ઉભા છે સવાર,
એ તંબુનો માલેક કોણ નામદાર?'

'એ તંબુનો માલેક છે ગેવ નેકનાંમ,
દલેરોને આશકાર છે એના કાંમ.

તહેમતંન રૂસતંમનો છે એ જમાઇ,
દરજ્જો છે આલા, નોબત સવાઇ.'

ફરી કીધો સોહરાબે બીજો સવાલ,
'કસમ પર કહેજે હજીર તું હેવાલ.

તંબુ જો પેલો, જે રંગે છે ઝર્દ,
મળી સંગ ઉભા છે દિલાવર મર્દ.

ઉડે છે ધજા એક 'પયકર-ગોરાજ,[2]
કોણ નામવર છે, એ ઉમરદરાજ?

'એ તંબુનો માલીક છે ગોરાજે જાંણુ,
એ પેહલવાંન ઔલાદ છે કાવેયાંન.'[3]

થયો બહુ ગમગીન સોહરાબ દલીર,
પેદરને મળવા તે બનીયો અધીર.

હજીરે નહિ આપી કંઇબી નિશાંણુ,
હવે કોણને જઇ પૂછે ઓળખાણુ.

હજીર પર હતી તેને ઉમેદ ખાસ,
તેમાબી અંતે થયો તે નિરાસ.

રહ્યો સાથી નહિ કોઇ કરાવે મિલાપ,
દેખાડાવે સોહરાબને તેનો બાપ.

તડપતો તે હરપળ જંગમે રહે,
નહી ચેન દિન રેન અંગમે રહે.

'અરે ઓ પેદર તુને શોધું કાંહાં,
મને કોણ બતાવે તારી નીશાં.[4]'

ધુંમતી'તી સરજત ભરમ ભેદભરી,
ઇનસાંન એમા શકે શું કરી.

કરી શું શકે બંદા ફાંનીમે,
અજલ પાસ અકળ પાંણીમે.

* * *

---

૧ 'ગોરગ પયકર,' યાને વરૂની સુરતના ચીતારવાલી ધજા.

૨ 'પયકર ગોરાજ' યાન ડુક્કરની સુરતના ચીતારવાલી ધજા.

૩ કાવે નામનો લુહાર શાહ ફરેદુનના વખતમાં એક પેહલવાંન તરીકે જાણીતો થઇ ગયો હતો. કાવેયાંની ઝુંન્દાની હસ્તીને જન્મ આપનાર એજ મહાંન મર્દ હતો, જેણે પહેલવેહલો ઝુંન્દો બનાવી, ઝોહાક સાંમે જંગ મચાવવા ફરેદુનને તે જઇ મલ્યો હતો, અને ફરેદુને ઝોહાકને કેદ કીધો હતો. કાવે લુહારે ઉભા કરેલા એ ઝુંન્દાને શાહ ફરેદુને, તેના નામ સાથ જોડી 'કાવેયાંની ઝુંન્દા' તરીકે જાહેર કીધો હતો, અને તે પ્રખ્યાત ઝુંન્દાને, સેવટ સુધી ઇરાંની શેહનશાતે જાળવી રાખ્યો હતો, જે અંતે યઝદઝર્દ શહેરીઆરે ગુમાવ્યો હતો. પેહલવાંન ગોરાઝે, એ કાવેની ઔલાદનો હતો.

૪ નીશાં યાને નીશાંણી.

સોહરાબ બોલ્યો, 'અરે ઓ હજીર,
હજીબી કહે તું ખરૂં ઓ દલીર.

જો પેલો તંમ્બુ ફરી એકવાર,
જો પેલો ઘોડો, ને કર કંઇ વિચાર.

જો પેલો બેઠો છે, મિસ્લે પલંગ,
ઉછળે જીગર માહે જોતાંજ ઉમંગ.

શું તેની સજધજ! અજબ છે રૂબાબ!
ખરો કેમ દેતો નથી તું જવાબ ?'

ફરીને હજીરે દીધો જવાબ,
'ખરૂં જે હતું તે કહ્યું સોહરાબ.

નથી જાણતો કોણ છે એ સવાર,
હું તો છું કીલ્લામા, એ તો છે બહાર.'

ચીરડાઇને સોહરાબે મારી બરાર,
'અએ હેમક કરે છે, તું જુઠી તકરાર.

શું સમજે છે મુજને તું એટલો નાદાંન,
ને દખાડે રૂસતંમ વિનાનું મેદાંન.

આવ્યો છે ત્યાં જયારે શાહે ઇરાંન,
તો રૂસતમ હોય નહિં જંગને મેદાંન?

બિરાજેલા જંગે છે કુલ પેહલવાંન,
ને દરેકની આપે છે તું ઓળખાંન,

જબાં કેમ તારી નહી બોલતો,
ને રૂસતંમ વિશે કેમ નહી બોલતો?

થશે જંગ ભારી બહુ ખુંનખાર,
ત્યારેજ રૂસતંમ પડે નહી બહાર.

મને લાગે છે તારી વાતો ગલત,
શું સમજે છે નાદાંન મને કમબખત?

સમજ, ઓ દીલાવર હજી કર વિચાર,
કહે છે કહાં રૂસતંમ નામદાર?'

હજીરે કહ્યું એમ બોલી જબાંન,
'તુંને મારીપર છે ગલત બસ ગુમાંન.

હું ધારૂ છું રૂસતંમ નથી આએ જંગ,
તે કરતો હશે જાબુલે રાંગરંગ.

વસંતનો ખિલેલો હશે ત્યાં બહાર,
ખુશીમા રૂસતંમ હશે બરકરાર.'

પૂકારીને બોલ્યો, સોહરાબ કલાંમ,
'ન કર વાતો એવી બેહુંદી તમામ.

શાહા અને સરદારો જંગમે લડે,
ને રૂસતંમ જાબુલમે જયાફત કરે?

એ વાતો છે જુઠી, નિશ્ચીંન્ત જાંણ,
હસી કહાડે દુનીયાના પીરો જવાંન.

સાંભળ હું આપુ છુ તુને વચંન,
ઘણું બોલવું નહિ હું કરતો પસંન.

દખાડે અગર જો મને રૂસતંમ,
હું સમજશ મુજપર તેં કીધું કરમ.

કરશ તુને આલંમમે હું સરફરાજ,
રહેશે તું દુનિયામા નહિ મોહતાંજ.

અગર બોલશે જો નહિ તું ભરમ,
તો સર તારૂં એકદમ કરશ હું કલંમ.

હવે કહે હજીર તારો શું છે વિચાર,
પસંદ કર એમાથી એકબી કરાર.

અગર કરતો હોય, જો અજલને પસંદ,
તો કર મન ગમતાં ફીતુરને ફંન્દ.'

નમંનતાઇથી બોલીયો એમ હજીર,
'જવાંમર્દ સોહરાબ શેરદીલ દલીર.

નાહક તૂં રૂસતંમનો કર ના વિચાર.
રૂસતંમ કહાં છે જંગને દૂવાર.

અગર જીંદગીથી ગયો હોય ધરઇ,
તો કરજે તું રૂસતંમ સાથે લડઈ.

દેવો, ને શેરો, પલંગ, અજદેહા,
નથી તેને હાથે જીવતા રેહા.

જખમ એક ગુરજનો જો તે કરે,
બેશક પલકમા સેંકડો મરે.

નથી કોઈ તેનો હમનબર્દ આજ,
કરી જંગ તે સંગ બને સરફરાજ.

ધરી નહિ શકતા પલંગ, પીલ તાબ,
રખશની ગરદ છે મીસલ 'નીલ—આબ.'

લઇ હિંન્દી તલવાર, કરે જયારે જંગ,
નિભે નહિ સોહરાબ તું તેની સંગ.

નથી જોયા દૂનીયાના પેહલવાંનો તેં,
ને ગરજના ગૂરજની મયદાંનો મે.

મશાહુર જંગ જગમા છે રૂસતંમનુ,
લડે જે જુવે મુખ માહેતંમનુ.'

* * *

સુણી હાલ સોહરાબ કહે પેહલવાંન,
'આફ્રીન તું જ પર આ ગોદરેજીઆંન.

કેશવાદનો ગોદરેજ, અકલથી પુર.—
તે કમબખ્તને શું પડીતી જરૂર,—

કે તું જેવા 'ડરપોંક'[1] ને આપી જનંમ,
કિધો દુનીયા પર નાહક સીતમ.

સાંભળ અએ નાર્મદ જંગી હજીર,
નથી જોયા તુંએ ખરા શુરવીર.

હરદમ તું ગાયે છે રૂસતંમ વખાંન,
પણુ જોયા છે કાંહાં તેં ખરા પેહલવાંન.

દરીઆના પાંણી કરે જો ફિસાદ,
તો આતશના શોલા શું છે બિસાદ.

નિકલે છે આફતાબનુ જયારે નુર,
નાહાસે છે રજનીની[1] અંધારી દુર.

કાં થાય સોહરાબ મુજપર ગરમ,
ચાહે તો ગુજાર મૂજ પર સિતમ.

અગર તુંને કરવું જો હોય મારૂં ખુન,
તો શા માટે કાહાડે છે બહાનાં જબુન.

મગર આખરી કહુ સુખન હું ફરી,
કે, રૂસતમસે લડતાં જશે તું મરી.'

ગુસ્સાની ગરમીથી થઇને બેધ્યાંન,
પૂકારી તે બોલ્યો, 'બંધ કર જબનાં.'

તુરત મારી કકડાવીને એક ઝપાટ,
પડીયો જમીનપર તે ચતોપાટ.

## સોહરાબનું ઇરાંની લશકર ઉપર ધસી જવું, અને શાહ કાઉસને પોતાના હમનબરદ તરીકે બોલાવવુ, અને છેડાઈ પડી, તેના તંબુની ખુંટીઓને ઉખડી નાખવું.

હજીરથી નાસીપાસ થયેલા સોહરાબના ગુસ્સાનો પાર રહ્યો નહી. પોતાના પેદર રૂસતમની નીશાંણુ મેળવવાની સઘળી ઉમેદોનો જયારે ભંગ થયો, ત્યારે તે હથીઆર સજી, કીલ્લામાંથી એકદમ ઇરાંની લશ્કર ઉપર ધસી ગયો, અને શાહા કાઉસના તંબુ આગળ જઇ પુકાર મારી તેને હમનબરદ તરીકે મેદાંનમા પોતાની સાંમે લડવા માટે બોલાવ્યો. સોહરાબની આવી હિંમત અને બહાદુરી જોઇ, ઇરાંની લશકરમાથી કોઇબી પેહલવાંનની તેની સાંમે જવાની હિંમત ચાલી નહી, અને તેઓ હેબતી ગયા. શાહા કાઉસ પણુ આ ધુજારો જોઇ ગાફેલ થઇ ગયો, અને દંમ મારવાની ગણુ તેનામાં તાકાત

૧ ડરપોંક યાને હિચકારો. ૧ રજનીની અંધારી, યાને રાતની અંધારી.

રહી નહી. જ્યારે સોહરાબે કોઇનેબી પોતાની સાંમે આવેલો જોયો નહી, ત્યારે તે પુકાર મારી બોલ્યો કેઃ—"ગેઇ રાતના મારી છાવણીમા કોઈ નાતરસ વરૂએ આવી, મારા નિરદોશ પેહલવાન રંજમનુ ખુન કીધું છે, અને મે કસમ લીધા છે, કે તે મારા પેહલવાંનના કીનામા એકબી ઇરાંની સવારને હું આ મયદાંનમાથી જીવતો જવા દેઇશ નહી, અને કાઉસને જીવતો પકડી જયેહ કરીશ. કહાં છે તમારા નામીચા ઇરાંની પેહલવાંનો, ગેવ, ગોદરેજ, તુસ અને ફરીબુરઝ? કહાં છે તમારો ધરસ્તમ, અને ફરહાદ? કેમ તેઓ બહાર નીકલતા નથી? કહાં છે તમારો જેહાંપેહલવાંન રૂસતમ, અને બીજા જંગીઓ."

સોહરાબની આવી તાણાજની સાંભળી ઇરાંનીઓ ચુપ થઇ ગયા, અને કાઉસ વમાસણમા પડયો. જયારે સોહરાબે પોતાની સાંમે કોઇનેબી બહાર પડેલો જોયો નહી, અને કોઇએબી તેને જવાબ આપ્યો નહી, ત્યારે તેણે કાઉસના તંબુ ઉપર એકદમ હુમલો કીધો, અને પોતાના ભાલાની નોક વડે કાઉસના તંબુની એક પછી એક સીતેર ખુટીઓ ઉખેડી નાખી, જેથી તે શાહી તંબુ લચી ગયો. આવો મામલો જોઈ કાઉસ બેબ્યાંન થઇ ગયો, અને પોતાના પેહલવાંનોને કહેવા લાગ્યો, કેઃ—"તમારામાથી કોઇ જલદી જઇ રૂસતમને આ હુમલા વીશે ખબર કરો."

પેહલવાંન તુસ, જેહાંપેહલવાંન રૂસતમના તંબુ તરફ આ ઓચણુચ આવી પડેલા હુમલાની ખબર આપવા દોડીયો, અને રૂસતમ તે સાંભળી તુરતજ પોતાના ભાઇ જવારેહને પોતાના લશ્કરની સરદારી આપી, પોતે હથીઆર સજી સોહરાબની તરફ જવા નીકલ્યો.

રૂસતમ, પોતાની સાંમે તુરકી પેહલવાંન સોહરાબને ઉભેલો જોઇ બોલ્યો કેઃ— "અએ જવાંન આ જગ્યા આપણી લડાઇને લાયક નથી, માટે કોઇ એકાંત અને કુસાદે જગ્યા ઉપર આપણુ જઇને લડાઇ કરીએ."

રૂસતમની આ માંગણી સોહરાબે તુરતજ મંજુર કીધી, અને બંને જંગી પેહલવાંનો લશ્કરની સફમાથી બહાર નીકલી લડાઇના મેદાંન તરફ ચાલ્યા. લશ્કરની ચલવલ અને દોડધાંમનો કાંઇબી પાર રેહો નહી.

ગજબ હતો કહેરનો જંગને મેદાંન,
ધ્રુજી રહિ ધરતી, ને કાંપતું આસ્માંન.
હજારોની સફ પર સોહરાબ સવાર,
સિંહ પેરે ઉછળી મારતો બરાર.
તો પાહડોના જીગરબી કાંપતાં તમામ,
અજબ તોર તેનો, ને ન્યારો દમામ.

ગુરજ, ને બરછી, ને નેજો શમશીર,
બખતર પર બાંધી કમાંન ને તીર.
ગયો જંગી લડવા ઇરાંનીઓ સંગ,
થયું તેનુ બરગીસ્તા બખ્ત બુલંદ.
ગયો તે મેદાંને કંમર કસી,
પુકાર્યો તે લશ્કર ઉપર જઇ ધસી.[૫૭]

કે 'અએ દિલ દલેરો સુરા પેહલવાંન,
કહાં છે તમારો નરેશેર ઇરાંન.

કહો જઈ રૂસતંમને મારા સુખન,
થઈ તેની ચઢતી સોહરાબ વન.

ગુરજ મારો ભારી છે ખુંન્ખાર,
જબરદસ્ત શેરો બને ખાકસાર.

આ બરછી, ને ખંજરના પેકાંન તેજ,
ગુજ઼ારૂ હું ઇરાંનમે રસ્તાખેજ.

શંમશીર મુજની છે આબદાર
કરશે કુલ ઇરાંનને તે ખૂવાર.

કહાં છે બુલાવો તે ગરદનફરાજ,
બચાવે છે કોણુ આજ ઇરાંનની લાજ.

છે કોણુ માદરનો પુત એવો આજ,
બચાવે જે ઇરાંનનુ આજ તાજ.'

જોઈ તેને રૂસતંમ નિકલ્યો બહાર,
સોહરાબસે લડવા થયો તે તૈયાર.

જોઇ તેને બળવંત, અને સરફરાજ,
જોઇ તેનો ચેહરો, ને ગરદનફરાજ.

જોઇ તેની સજધજ સિકલ આબદાર,
વીચારમે પડીયો તે સામેસવાર.

કહ્યું રૂસતમે કે 'સાંભળ જવાંન,
તજી દે તું તારા મનનુ ગૂમાંન.

જગતમા કિધાં છે મેજંગ બીશીઆર,
કિધા છે આ હાથે હજારો ખૂવાર.

નથી કોઇએ જંગમા મને આપી હાર,
નથી કોઈ મુજથી છુટો જીનહાર

અગર મારે હાથે જો ના તું મરે,
તો આલંમની ઉપર તું શાહી કરે.

મગર જોઈ જવાંની ઉપજે દયા,
અજબ ઉછળે છે જીગરમે મયા.

નથી ચાહતો કે તું મરે મારે હાથ,
નથી ચાહતો કરવા હું જંગ તુંજ સાથ.

નથી કોઇ દિસતો તું તુરકી જવાંન,
નથી કોઈ ઇરાંનમે તું સમાંન.

જોઇ તારી જંગમા હિંમત અકલ,
નથી દીસતો તું તુરકી નસલ.'[૫૮]

સોહરાબે સાંભળીને કીધો સવાલ,
'પુછુ તેનો કહે તું મને રાસ્ત હાલ.

કહી દે મને તહારૂં શું નામ છે?
કોણુ તારી બુનિયાદ, કિયું ગાંમે છે.

ધારૂ છું એવું તું રૂસતંમ છે,
શું સામો નરીમાનની તોખંમ છે?'[૫૯]

હસી બોલીયો રૂસતમ, 'એ જવાંન,
બિલકૂલ તહારૂં ગલત છે ગુમાન.

નથી રૂસતંમ જંગી પેહલવાંન હું,
નથી તૂખ્મે સામોનરીમાન હું.

તે પેહલવાનનો હું છું બંદો ગુલાંમ,
તે પીલતંન આગળ છું હું નકાંમ.'

સોહરાબે સુણ્યા સુખંન જયારે એમ,
વિચાર્યું થશે મુજનુ હાય કેમ.

બધી દીલની દીલમા રહી ઉમેદ,
નહી બોલતું કોઇ પેદરનો ભેદ.

અરે એ પેદર તુંને શોધું કહાં,
બતાવે મને કોણુ તારી નીશાં.[૧]

લીધી ખુશ મીજાજે હવે ત્યાં રજા,
ઉભી સર ઉપર આવી તેની કજા.

૧ નીશાં યાને નીશાંણુ.

સુખન સાંભળીને થયો તે ગરમ,
નહી રહેવાનો હવે હું નરમ.

થવાનું કરમમા હશે તે થશે,
લખેલા કિસમતના લેખ હશે.

પૂકાર્યો સોહરાબ બનીને ગરમ,
'નથી બોલ તો તું ભલે એ ભરમ.

હશે જો નસીબ તુજ સંગ બુરૂં જંગ,
કરૂં તારી હાલત હું આજે બતંગ.'

કીધું જંગ ભારી, ખલક અંધકાર,
લડે બેઉ જંગીઓ મારી પુકાર.

થયો શોર એવો, કુલ જેહાંન જુવે,
એ આફત જોઇ ગોયા અસ્માંન રૂવે.

ગઇ તુટી નેજાની નોકો તમાંમ.
તલવારો ભાંગીને થઈ ગઇ નકાંમ.

જખમનો રેહો તંનપર નહિ સુમાર,
થયું લહુ જારી, મીસલ નીર ધાર.

નેજા, ને શમશીર, ગુરજ, કમાંન,
તુટાં સર્વ શસ્ત્રો, ન તુટ્યું ગુમાંન.

થઇ ગુમ અકળ, ને માયા છુપઈ,
નહિ કોઇનીબી પુરી થઈ લડઈ.

થાકીને બંને ઉભા પેહલવાંન,
એક ગમ બુઢો, બિજી ગમ જવાંન.

મુકી બાજુ હથીઆર, કંમર કસી,
ગયા બંને જંગી એકએક પર ધસી.

કમરબંધ પકડી, કરે જોર હજાર,
કોઇબી હિલે નહિ, કદમબી લગાર.

કસી દમ રૂસતંમ, કરે બહુ જંગ,
સોહરાબ લાગો મીસલ એક સંગ.[1]

ઉઠાવી પટકવાને પકડી કંમર,
મીસલ પહાડ લાગો જમીનની ઉપર.

પવન જો પાહાડને હીલાવી શકે,
તો સોહરાબને રૂસતંમ ઉઠાવી શકે.

નીમા શામે[2] સોહરાબે મારી પુકાર,
કહ્યું રૂસતમને 'ઓ જંગી સવાર.

થયો છે રોશંન રોજ આજ તમામ,
જઇ તારાં લશકરમે કર તું આરામ.

ફરી કાલે અજમાવીશુ બળ—કળ,
જોઇશું કે કોણુ થાશે તેમા સફળ.'

**જેહાં પેહલવાંન રૂસતંમે સોહરાબના જંગથી નામુરાદ થઇ,**
**જવારેહની પાસે પોતાના માબાપને પેગાંમના**
**સખુનો કહેવડાવવા.**

એવી રીતના એક મહાભારત જંગમાથી ફારેગ થઇ, બંને પેહલવાનો પોતપોતાના લશકર તરફ ચાલ્યા. સોહરાબ પોતાના હમનબરદનુ જોર અને હુંનર જોઇ વીચારમા પડયો, અને તેને શક પડયો, કે "આવાં દીલાવર કદ અને જોરવાલો પેહલવાંન રખે તેનો બાપ રૂસતમ હોય. પણુ બીજા હાથ ઉપર તે મનમા વીચાર કરતો, કે જો તે ખરેખર રૂસતમ પોતે હોય, તો મારી આજેજી છતાં તે શા માટે પોતાનું નામ છુપાવે."

બીજા હાથ ઉપર રૂસતમ પોતાની છાવણીમા નામુરાદ દીલે અને તુટેલાં જીગરે

---

૧ સંગ યાને પથ્થર.  ૧ નીમા શાંમ યાને સાંજને વખતે.

ગયો. તેણે કાઉસને તેમજ બીજા પેહલવાંનોને પોતાની લડાઇનો હેવાલ વીસ્તારીને જણાવ્યો. શાહા કાઉસે રૂસતમને હિંમત આપી, આવતી કાલના જંગમા તે ફતેહમંદ થાય, એવું ચાહવા ખુદાતાલાની બંદગી કરવાની ખાએશ જણાવી. રૂસતંમ સરગરદાંન દીલે ત્યાંથી નીકળી પોતાના તંબુમા ગયો, અને ત્યાં જતાંજ તેણે પોતાનાં ભાઇ જવારેહ આગળ જંગનું બયાંન કરી, પોતાના દીલનો હાલ જાહેર કીધો, અને સોહરાબના જંગની વાત જણાવી કહ્યું કેઃ—"અગર જો આવતી કાલના જંગમા હું મારીયો જાઉ, તો આ લડાઇને તમો કોઇબી આગળ ચલાવતા ના, પણ તમો સઘળા જાબુલ જાલની તરફ નીકળી જ., આખાં કુટુંબને દીલાસો દેજો."

થયો રૂસતમ જંગથી નાસીપાસ,
ને જીવવાની છોડી સઘળી આસ.

કહ્યા રૂસતંમે ભાઇને આ કલાંમ,—
"સાંભળ બિરાદર મારો પેગાંમ.

અગર જંગે કાલે હું જાઉ મરી,
તો કરશો રૂદન નહિ હરગેજ઼ જરી.

વધુ જંગ એકદમ કરજો ખતંમ,
લડાઇમે આગળ ન ધરતા કદમ.

જજે લઇને લશકર 'દસ્તાંન' પાસ,
ને કહેજે કજાનો પેગામ ખાસ.

માદર ને પેદરને કહેજે પેગામ,
કે રૂસતમનો થાયો જમાનો તમામ.

માદર રોદાબેને કહેજે સલાંમ,
ને ગોસસ્પ બેટીને કહેજે કલાંમ—

કે, કરી જારી ના કરતી હયરાંન જાંન,
થશે તેથી નારાજ઼ મારૂં રવાંન.

જનંમ લેવો જગમા છે મરવાને કાજ,
રહ્યો નહિ જમાને જંમ સરફરાજ.

રહ્યો નહિ એરચ, તુર, ને સલમ,
રહ્યો નહિ ફરેદુન, થાયો ખતમ.

રહ્યો નહિ કેરસાસ્પ જેવો સવાર,
રહ્યો નહિ નરીમાંન સાંમેસવાર.

હશે હકતાલાનો એવો હુકંમ,
કે, સોહરાબને હાથે મરે રૂસતંમ.

તો ઇલાજ઼ ઇનસાંનના શું કરે,
લખેલા કરમના ન લેખો ફરે.

જગમા નથી કોઇ રહ્યું જાવેદાંન,
મને કેમ જીવાડી શકે આસમાંન.

અગર જો જીવે આદમી સાલ હજાર,—
આખર છે એક રોજ઼ અજલનો શેકાર."

## રૂસતંમનુ સોહરાબ સાથ બીજી વાર કુશતી લડવું, અને ફરેબ કરી રૂસતંમનુ છુટી જવું.

કરી રૂસતંમ સાથ સોહરાબ જંગ,
થયો દિલ અંદર તે બહુ બતંગ.

હોમાનને બુલાવી પુછીયું સિતાબ,
'ખરો કર ખુલાસો, ખરો દે જવાબ.

લડે છે જે જંગમા શુરો મારી સાથ,
રણે પાંમે એલજાંમ તે મારે હાથ.

મને તહેમીનાએ જે કહી છે નિશાંન,
દિસે તેને મળતોજ એ પેહલવાંન.

રણે-હોય, એ મારો પેદર નેકનાંમ.
રણે મારે હાથે પૂગે એલજાંમ.

રખે કરતો હોઉ તેની ઉમેદ ભંગ,
કરે કોણ ખૂલાસો, નથી કોઇ સંગ.

અગર જંગે મુજ હાથ મરે જો પેદર,
તો લ્યાંનત જગતની પડે મારીપર.

અગર મારીયો નહિ જતે જો રજમ,
તો ઓળખાવતે બેશક મને રૂસતંમ.'

સુખન સુણી હોમાને દીધો જવાબ,
"કહ્યું કેટલી વાર તૂને મે સોહરાબ.

કિધી છે લડાઇઓ મે રૂસતંમ સંગ,
હું જાણું છુ રૂસતંમનું રૂપ-રંગ.

હું જાણું છુ રક્ષ, ને રખશની રીકાબ,
હું જાણું છું રૂસતંમનો અસબાબ.

કહાં છે રૂસતંમ આ જંગ દવાર,
દિસે છે આ તો નવો કોઈ સવાર."

કપટી હોમાને ન આપી પિછાંન.
વાતો ગલત કહી છુપાવી નિશાંન.[૬૨]

* * *

થઇ રાત પુરી, પડી બામદાદ,
શરૂ થાયો જંગનો ફરીને ફેસાદ.

લીધું રૂસતંમે પેહડી બબ્રેબયાંન,
પૂકારતો તે પાછો પડીયો મેદાંન.[૬૩]

જોઇ તેને સોહરાબ થાયો સવાર,
ફરી જંગ કરવા નિકલ્યો બહાર.

નીરખીને બોલ્યો સોહરાબ હસી,
"શું જંગ તારા દીલમે રહ્યું છે વસી?

કેમ તારી કેવી છે આજે પ્રભાત?
ગુજારી તે કેવી રીતે તારી રાત?

ફેકી દે બાજુએ તીર ને કમાંમ,
ને લડવાનુ છોડી દે દિલથી ગુમાંન.

ખરાં દીલે કરીએ કોલોકરાર—
કે લડીએ કદી નહિ આપણુ જીનહાર.

તુને જોઇ દિલમા છલકે છે પ્યાર,
આંખોથી વહે છે, શરમ બીશીયાર.

કિધી તારી તેહકિક સૂબ્હો ને શાંમ,[1]
નથી કોઇબી કહેતું મને તારૂં નાંમ.

કહે નાંમ તારૂં તું બોલી જબાંન,
તું છે યા નહી રૂસતંમ પેહલવાંન."

* * *

કહ્યું રૂસતંમે "ઓ તુરાંની જવાંન,
જરા રાખ તારૂં ઠીકાંણે ધીયાંન.

ગઇ કાલે કીધો તો એવો કરાર,
કે લડવું પાછું પડતાં સવાર.

કરે કેમ આજે ફિતુરી જબાંન,
શું સમજે છે બાળક મને, તું જવાંન.

ઉતર જંગમા ઝટ જણાઇ જશે,
થશે તેજ હકનો[2] હુકંમ જે હશે."

દિધો રૂસતંમે નહિ સિધ્ધો જવાબ,
પૂકારીને બોલ્યો, જંગી સોહરાબ.[૬૪]

કિધો મારી ઉમેદનો તુએ નાસ,
થયો છું હું તુજથી સદાનો નિરાસ.

હતી તારે માટે મયા મારે મન,
જુવે નહિ પીરીમા[3] તું દુખીઆરા દંન.

લાચાર કીધો તે કરીને જીકર,
કરી લે તું દુનીયાને છેલ્લી નજર.

અગર હોય મૂજ હાથ તહારી કજા,
ચખાડું તુને મોતની હું સજા.

કિધી બહાદુરી તેં જગતમા હજાર,
હતો જયારે સોહરાબ નહી આશકાર."

---

૧ સુબ્હો ને શાંમ યાને સવાર અને સાંજ.
૨ હકનો હુકમ, યાને ખુદાતાલાનો હુકમ.
૩ પીરીમા યાને ઘડપણુમા.

તુરત ઘોડા પરથી ઉતરીયા દલેર,
કિધું જંગ જારી, ધરી દીલ કહેર.

થયાં જંગે જખમી બંને શરીર,
બદંનમાથી વહેતાં લહુ જેમ નીર.[1]

કુદી એક સોહરાબે મારી છલંગ,
લિધો પકડી રૂસતંમ, કિધો ખુબ તંગ.

હતી ગોયા કિયામત, હતું નહિ જંગ,
જોઇ રંગ સોહરાબ,જમીન થાઇ ડંગ.

કરી જોર ઉચકીયો, રૂસતંમ અધ્ધર,
ને પટકીયો જમીન પર જાંણે પથ્થર.

ચહડી બેહો સોહરાબ છાતી ઉપર,
ને ચીરતો 'તો ખંજરથી તેનુ જીગર.

તુરત બોલીયો રૂસતંમ નામવર,
"સબર કર જંગી, જરા કર સબર.

અએ રણધીર દિલાવર શંમશીરગર,[2]
જંગની રસંમથી દિસે બેખબર.

કરે છે તું ખંજરથી મુજને કતલ,
કહાં ગઈ જંગી તહારી અકલ.

બની સુર જંગી છકી જાય તું,
પટકી જમીન પર ખુશી થાય તું.

નથી કુશ્તીના કાયદાની એ રીત,
એકજ પટકમા તું સમજે છે જીત.

બે વાર પટકે હરીફ સર-બ-સર,
કરે બીજી વખ્તે જુદું તેનુ સર.

હમ પહેલવાંનોની છે એ રસંમ,
દિસે તું અનુભવથી બિલકુલ કમ."

* * *

દલેરે કિધી વાત તેની કબુલ,
ગુમાનીની ધુંઇમા કિધી ભારી ભુલ.

ફતેહથી ફુલી કિધું મોટું મંન,
કબુલ કીધા રૂસતંમના તેણે સુખંન.

હતી નહિ ખબર કોણ હતો તે પીર,
પિછાંની ન શકીયો હરીફને તે વીર.

ઉઠી છાતી પરથી ઉભો તે દલેર,
કિધો દુર દિલથી કિનોને કહેર.

કહ્યું "રૂસતંમને હવે તું સિધાર,
ગરમ કાલે કરશું જંગનુ બજાર.

લડતાં લડતાં પડી આજે શાંમ,
જઇને જરા કર જરૂર તું આરાંમ."

* * *

ગયો જંગી સોહરાબ લશકર ભની,
કહી વાત જંગમે હતી જે બની.

હોમાન જાણી થયો દીલગીર,
કહ્યુ "કીધી ગફલત તુએ ઓ દલીર

અફસોસ! ગફલત કિધી તેં જબુંન-
કે નહિ કીધું તુએ તે બુઢાનુ ખુંન.

બનિયો તું ગાફીલ, ને છુટો શીકાર,
હવે હાથ આવવો છે મુશકીલ કાર.

હવે જોજે મયદાંનમા શું બને,
હવે જો તે બુઢો, કોણુને હણે."

કહ્યું ખુબ હસીને સોહરાબે એમ,
"તું જોજે હું જંગે કરૂછ કાલે કેમ.

ના થા તું દલગીર, જરા ધીર ધર,
મીસલ શેર પકડશ હું તે ગોરખર."

---

૧ નીર યાને પાંણી. ૨ શમશીરગર યાને શમશીરને ઉઠાવનાર જંગી.

કરતાંબી વધારે વાહલથી ગણીશ. જયારેબી તુ તારા પેદર પાસ પાછો જવા માગશે, ત્યારે હું તુને બાઇજતથી રવાના કરીશ. * * * ”

અફ્રાસીયાબનો આ પેગામ, ઝંગ-એ-સાવરાંને વીજળીની ઝડપે શીયાવક્ષને પોહોચાડયો. શીયાવક્ષ આવા સંતોશકારક જવાબથી જેટલો ખુશી થયો, તેટલોજ તે દલગીરબી થયો.

અફ્રાસીયાબનો જવાબ મળતાંજ શીયાવક્ષે પોતાના ઓધાનો તમામ અખ્તીઆર અને અખત્યાર તુસને સ્વાધીન કીધો, અને પોતાની સાથે પોતાના માનીતા ત્રણ સો સવારોને લેઇ જીહુન નદી પસાર કરી, તે અફ્રાસીયાબના મુલક તરફ જવા નીકલ્યો. પણ જવા આગમજ તેણે પોતાના પેદર ઉપર એક રૂકો લખી રવાના કીધો.

“મુજ પર જન્મથી પડયો છે સીતમ,
ગજબ ને અલમનો નથી કાંઇ ગમ.
તુજના અમલમે નથી જોયું સુખ.
પડયાં તુંથી મુજ પર હજારો છે દુખ.
ઠગારી સોદાબેહથી ગાફેલ બની,
દિકરાની કિરતી ન બાપે ગણી,
બની એક ઓરત થકી બેરહમ,
કિધો મુજ મોતનો જરાબી ન ગમ.
હતો દાદગર મુજનો મહેરબાંન,
કિધી ચેહે-આતશ પાણી સમાંન.
છતી જંગ કિધા મેં તૂરાંની ખુવાર,
સુલેહના કીધા મેં કોલો કરાર.
શું આ તેનો બદલો, ને આવું ઇનાંમ,
રહ્યું નહી વફાઇનું દુનિયામે નાંમ
રહી રાસ્તીની ન તૂજમે નિશાંન,
ને દીકરાની મોહોબતની નહિ પીછાંન.
રખે રહેતા મતરઇના એવા ખસંમ,
કે ફરજન્દથી ફેરવે પોતાની ચશંમ.
સલાંમ ઓ પેદર તુને મારા શાહ,
મેં દુશમંનની લીધી છે યારી પનાહ.”

## શીયાવક્ષનુ તુરાંન જઇ પુગવું.

જીહુન નદી પસાર કરી, પોતાના માનીતા સવારો સાથ શીયાવક્ષ તુરાંનમાં દાખલ થયો. તુરાંનમાં દાખલ થતાંજ તુરાંની રઇયતે મોટાં માન અને મોટી ધાંમધુમથી શીયાવક્ષને વધાવી લીધો. શેહરમાં દાખલ થતાંજ જર અને ગોહરનો તેના ઉપર નેસાર થયો, અને રઇયતે ખુશાલીના પુકારોથી શેહરને ગજાવી મેલ્યું. અફ્રાસીયાબે એક જાહેર દરબાર ભરી પોતાના તખતની પાસે એક ખાસ ઝરીન સોનેરી તખત મુકાવી તે ઉપર શીયાવક્ષને બેસાડી તેને માંનથી નવાજયો, અને શીયાવક્ષની ખુબસુરતી અને અશોઇની તેણે જાહેરમાં જાબજા તારીફ કીધી.

## શીયાવક્ષના શાહજાદી ફીરંગીઝ સાથ લગન.

તુરાંનમાં શીયાવક્ષને જઇ વસ્યાને એક વરશ વહી ગયું. એ મુદત વહી ગયા પછી, પીરાંને શીયાવક્ષને કહ્યું કે:—"શાહાજાદા શીયાવક્ષ, પાદશાહ અફ્રાસીયાબની નજરમાં તું બેશક એટલું બધું માન ભોગવે છે, કે તેટલું માન દરબારમાં કોઇને મલતું નથી. પાદશાહને તારી એટલી બધી તો મહોબત લાગી છે, કે ઉંઘમાં પણ તે તુંને ઘણીક વાર યાદ કરે છે. તારો પેદર કાઉસ બેશક મોટી ઉમરે પુગ્યો છે, માટે હવે તુંને ઘટે છે, કે કોઇ લાએક બાંનુ સાથ સુખ અને ચેનમાં વસે. પાદશાહ અફ્રાસીયાબના મેહેલમાં ત્રણ ખુબસુરત બેટીઓ છે, જેઓ ફરેદુંનના ખાંનદાંનથી ઉતરેલી છે. તે ત્રણ નાજનીનોમાથી જેબી એકને તું પંસદ કરે, તેની સાથ તારી શાદી કરવાની હું તજવીજ કરૂં. * * *" વઝીર પીરાંનની સમજાવટથી શીયાવક્ષે અફ્રાસીયાબની બેટી ફીરંગીઝ સાથ શાદી કરવાની પોતાની ખાએશ પીરાંનને જણાવી.

પીરાંન વઝીરે આ ખુશ ખબર, પાદશાહ અફ્રાસીયાબને જણાવી, પણ અફ્રાસીયાબે એ લગ્ન માટે સાફ ના પાડી પીરાંનને જણાવ્યું કે:—"મેં એ વાત ઉપર અગાઉ પણ વીચાર કીધો હતો, અને પાછલથી તે વીચાર છોડી દેવાની મને દુખભરી ફરજ પડી હતી, કેમકે નજુમીઓએ એવી આગાહી કરી છે, કે "મારો નબીરો મારૂં તાજ, તખત અને મારો મુલક તથા ખજાનો વેરાંન કરી મારા જીવનો ઘાત કરશે"

પણ અફ્રાસીયાબના વીચારો વઝીર પીરાંનની સમજાવટ અને દલીલ આગલ ટકી શકયા નહી, અને અંતે અફ્રાસીયાબે પોતાની બેટી ફીરંગીઝને શીયાવક્ષ સાથ લગનના ગાંઠથી જોડી આપવા કબુલ કીધું.

શીયાવક્ષ અને ફીરંગીઝના લગન તુરાંનમાં મોટી ધાંમધુમથી થયાં. અફ્રાસીયાબે પોતાની દીકરીના લગન પ્રસંગે શીયાવક્ષને બેસુમાર ગંજ અને માલ ભેટ તરીકે આપ્યો, અને પોતાની રાજધાનીવાલાં શેહરથી ચીનના દરીઆવ સુધી આવેલા મુલક મોહલાં તમામ શેહેરો, લગનની રીત તરીકે તેને ભેટ આપ્યાં. શેહરમાં એ પ્રસંગે રંગરાગ અને ધાંમધુમનો પાર રેહયો નહી. આખાં શેહરને જીઆફત આપવામાં આવી, અને તે જીઆફત આંઠ દીવસ સુધી ચાલુ રહી.

## શીયાવક્ષની સફર.

આ બનાવને એક વરશ વહી ગયા બાદ, શીયાવક્ષ પાદશાહ અફ્રાસીયાબની સુચનાથી પોતાને બક્ષેસ મલેલાં શેહરો નજરે જોવા માટે સફરે નીકલ્યો. બાંનુ ફીરંગીઝને તેણે

પોતાની સાથે લીધી, અને એક મોટા ભપકાદાર રસાલા સાથ તેઓએ પોતાની સફરની કુચ શરૂ કીધી.

સફરની મંજલ કરતો શીયાવક્ષ પોતાના રસાલા સાથ એક રોજ એવી જગ્યાએ જઇ પુગ્યો, કે તે જગો જોતાંજ તેનું દીલ બીલકુલ ખુશ થઇ ગયું. આ જગ્યાની ચોતરફ નજર કરતાં શીયાવક્ષને તે ઘણીજ પસંદ પડી, અને જેમ જેમ તે જગ્યાને તે વધારે જોતો ગયો, તેમ તેમ તેની તબીયત વધારે ને વધારે ખુશ થતી ગઇ. હીયાં તેણે પોતાનું વતન કરવાનું પસંદ કીધુ. હીયાં તેણે એક મેહલ બાંધી તેમાં વસવાનો વીચાર કીધો. એ મથક તવારીખમાં "ગંગદેઝ" ને નાંમે જણાયલું છે.

## દુનીયાની નાપાયદારી દાસ્તાંને ગંગદેઝ.[1]

કરૂં ગંજે શીયાવક્ષનુ હું બયાંન,
કિધું યાદ અવરતામે જે છે મકાંન.

જમાનાની રેલ માહે ઘસડાઇ જગત,
થયાં તાંનમે કૂલ તનાઇ જપત.

ગયાં શાહોના કાંહાં તાજો તખત,
ગયો કીયાંનીઓનો કહાં તે વખત.

ગયા કાંહાં પ્યારા દિલાવર સવાર.
ગયા કાંહાં ન્યાંગાનો જગ આશકાર.

ગયા કાંહાં હકીમો ભરમ જાણકાર,
ગયા કાંહાં તવારીખનવેશ યાદગાર.

ગઇ કાંહાં કોમળ નૂરી નાજનીન,
સરોદે મનોહર માહેજબીન.

ગયા કહાં તે આબેદો[2] કુહે વતંન,
પહાડી વતનમાં જે કરતા ચમંન.

ગયા કહાં તે કીરતી ભરેલા મહાંન,
ગયા કહાં જે લડતા સિંહની સમાંન.

સૂતા જઇ તે સઘળા મળી ખાકમાં,
બિછાના કિધાં મીટ્ટી–એ–પાકમાં.

સિવા જેણે નેકી, કિધું ના કંઇ,
ભલો તે સિવા કોઇ ખલકમાં નહી.

(આ ખાકસાર લેખક પોતા માટે ગમ કરે છે કે:—

ઉમર બહુ ગુમાવી કરી બહુ તરંગ,
ગયા છોડી સરવે સાથીઓ સંગ.

જશે તું બી દુનિયા તજી એક દંન,
આ ફાની નથી તારૂં કાયમ વતંન.

૧ અવરતામાં એ જગ્યાને 'કંગદેઝ' કહે છે. કહે છે, કે હીયાં શાયાવક્ષે એક અજીત કીલ્લો બાંધ્યો હતો. એ શેહર તેણે અતી રોણકદાર બાંધ્યું હતું. બુંનદેહશ પ્રમાણે 'કંગદેઝ' માં પાદશાહ ગુરતાસ્પનો બેટો પેશોતંન, જે પેગંમબર હજરત જરથોસ્ત સાહેબને હાથે અમંગી પામ્યો હતો, તે હજી હઇયાત હોતો કહેવાય છે. કંગદેઝને અવરતામાં પણ યાદ કીધો છે. (શાહનામું. કુતાર બીરાદરો.)

૨ પાહાડોમાં વતંન કરી રહેલા પરહેજગારો, યાને આબેદો.

વખત રંગ રાગે કિધો બહુ પસાર,
તે દાહડા રેહ્યા નહી, ઓ પરવરદેગાર.

ગયા ફુલ જવાંની ને જોબંનના દંન,
દિસે આજ ડોલા ધ્રુરકતું કફંન.

જવાંની રૂઆંનીના દિવસો ગયા,
કરતાં'તાં સંઉ કોઇ મહોબત–મયા.

સદા ધંન જોબંન કદી નહિ ઠરે.
જવાંની ઉતરતાંજ જોબંન મરે.

ગુલ ને ગુલાબો કરમાઇ ગયા,
જંગલી ધતુરા ફૂલાઈ રહ્યા.

દાનાવો થાયાં જમાનાથી ચુર,[1]
છવતાં જગતમે રહ્યાં બેશહુર.[2]

ભલા ભાઈ ના કર તું દોડધાંમ,
પલકમાં જવું છોડી છે આ મુકાંમ.

જે ઘર થતા'તા છત્રીસે રાગ,
પડયાં આજે ખાલી વસે ત્યાં કાગ.

* * *

હવે ફંગદેઝનું કયું દાસ્તાંન,
હકિકત સાંભલ ધરીને ધિયાંન.

બનાવી દિધું તેણે પાહાડી ચમંન,
કિધું ત્યાં શીયાવક્ષે કાયમ વતંન.

હતી તે જગાની એવી હવા,
તબિયત રહેતી બીલકૂલ સવા.

હતું નહી દરદ ને બિમારીનું નાંમ,
પડતું કદીબી દવાનું ન કાંમ.

રહેતો સદા ત્યાં વસંતનો બહાર,
નિરમળ નીરના ઝરા ઠાર ઠાર.

બનાવી દિધો ત્યાં બાગે ઇરંમ,
બાગો બગીચા કદંમ હર કદંમ.

મહેલો હવેલી દિસે ઠાંમ–ઠાંમ,
નહેરો ને નાળાં ને સુંદર હમાંમ.

હતી નહિ ગરમી, કે સરદી સદા,
દિલખુશ રહેતી કાયંમ હવા.

ચારો તરફ ત્રીસ ફરસંગ હતા,
ભરી ખુબ લીલોતરીની વટા.

જમીનથી હતો બહુ બુલંદ તે પાહાડ,
ઉંચો હતો દોઢ ફરસંગ આબાદ.

જોઇ આ જગો ખુશ થયો નેકનાંમ,
હતી તેને લાએક કરવા મૂકાંમ.

લિધો ઘેરી કીલ્લાથી તે પાહાડને,
બર લાવીયો દીલ મુરાદને.

વસાવી શહેરને કિધું ગુલઝાર,
થયું દુનિયામે બહુ આશકાર.

નિસદિન વસો ત્યાં કરે સંઉ રંગ,
કહ્યું, "એ જગાને કહો દેઝે–ગંગ."

કિધો એક તઇઆર ત્યાં રંગમહેલ,
બાગો બગીચાની બહુ રેલ છેલ.

ગુલાબ, સંમ્બુલ, નરગેસ લાલ,
ફુલોની ખુશબો કરતી કમાલ.

મહેલની દિવાલે કિધા સણગાર–
ન્યાગાંનોના ચીતરાવી ચિતાર.

---

૧ જમાનાથી ચુર થયા, યાને જમાનાએ જેર કીધા, યાને મરણ પામ્યા.

૨ બેશહુર યાને શરમ વગરના માનસો., જેઓએ ઉપકારનો બદલો અપકારથી, અને જસનો બદલો ફજરથી વાલ્યો હતો.

કોબાદ, કાઉસ અને ઝાલ નેક,
રૂસતંમ, ગોદરેઝ ને બીજા અનેક–
સિકલ જોઇ કરતો વતંનને યાદ,
કહે કોણુને જઇ દીલની મુરાદ.

વતંનની નિરાસી, પેદરનો પીયાર,
મનને જલાવીને કરતો બેજાર.
કદી ગમ કરી, ખાતો ગમને તે વીર,
હરદમ ચશ્મોથી વેહતાં'તાં નીર.

## કંગદેઝની તારીફ અફ્રાસીયાબે સાંભલી તેણે ગસરીવેજને શીયાવક્ષની પાસે મોકલ્યો.

કંગદેઝની રચના અને આબાદીની તારીફ જવારે અફ્રાસીયાબે સાંભલી, ત્યારે તેણે ગસરીવેજને ફરમાવ્યું, કે એક બેમુલ નજરાંનુ તઇઆર કરી, શીયાવક્ષને મુબારકબાદી આપવા 'કંગદેઝ' તરફ નીકલી જવું. એક વેરાંન જગ્યાને શીયાવક્ષે બાગે બેહરત જેવી પુલવાડીમાં ફેરવી નાખી છે, અને ફીરંગીઝને ખાતર તેણે એક એવો મેહલ બાંધ્યો છે, કે જેની જોડી હોય એમ પીરાંન પણ માંનતો નથી. માટે તું જા, અને શીયાવક્ષને તેના આ કાંમ માટે મારી તરફથી મુબારકબાદી આપી, હદીઓ નજર કરી આવ.

## ગસરીવેજની અદેખાઇ અને તેના કારસ્તાંન.

એક પરદેશી પેહલવાંન ઉપર પોતાના ભાઇની એટલી બધી મહોબત જોઇ, કારસ્તાંનથી ભરેલો ગસરીવેજ પોતાના દીલમાં અદેખો થવા લાગ્યો. તેના દીલમાં અદાવતની ચીંગારી પડી, અને તે ચીંગારીમાંથી વેરનું ભડકું સલગી ઉઠયું

ગસરીવેજ હુકમ પ્રમાણે કંગદેઝ તરફ નીકલી ગયો, અને શીયાવક્ષને જઇ મલ્યો. પોતાના ભાઇ શાહા અફ્રાસીયાબની મુબારકબાદીનો પેગાંમ તેણે શીયાવક્ષને નજરાના સાથ પોહોચાડયો. શીયાવક્ષ આ નજરાંનાની ભેટથી ઘણોજ ખુશી થયો, અને ગસરીવેજને પોતાના મહેમાંન તરીકે બાઇજ્જત મેહલમાં રાખી તેની ઇજ્જત કીધી. શીયાવક્ષના મેહલની રચના, શેહરમાં તેણે કરેલા સુધારા, અને શીયાવક્ષની જાહોજલાલી જોઇ, ગસરીવેજ પોતાના મનમાં ઘણોજ બળવા લાગ્યો. જયારે કંગદેઝથી ગસરીવેજ પાછો તુરાંન ગયો, ત્યારે તેણે અફ્રાસીયાબને જણાવ્યું કે:--"અયે શાહા, તુએ શીયાવક્ષ માટે જે આસા રાખી હતી, તે બીલકુલ ફોકત ગઇ છે. મને તેની રીત ભાત ઉપર બીલકુલ ભરૂસો આવતો નથી. અમાઉના જેવો તે મીલનસાર અને નમાનો નથી. તે ઘણોજ ફેરાઉન, સરકશ, અને તુમાખી થઇ ગયો છે. પાદશાહ કાઉસના એક કાસદને મેં ઇરાંનથી શીયાવક્ષ પાસ આવેલો જોયો, જેની સાથ તે લાંબો વખત વાતચીત કરવામાં રોકાયો હતો. તપાસ

કરતાં મને એવી ખબર મલી છે, કે શીયાવક્ષે કંગદેઝમાં એક મોટું લશકર એકઠું કીધું છે, અને જે વખત જાય છે તેમાં તે તુરાંન ઉપર ચહડાઈ લાવવાનો વીચાર રાખે છે."

આ સમાચાર ગસરીવેજને મોહોડેથી સાંભલી, અફ્રાસીયાબ વીચારમાં પડયો, અને બોલ્યો કેઃ—"ભાઇ ગસરીવેજ, તુએ આપેલી ખબર જોકે બરવખતની છે, મગર શીયાવક્ષ પોતાનું બાપીકું વતન, દેશ, અને એશ છોડી, મારે આસરે આવી વસ્યો, અને મેં તેને મારા જમાઇ તરીકે સ્વીકારી, ખજાનો અને મુલક આપી સગાઈનો ગાંઠ બાંધ્યો, અને હવે હું તેની સાથ બુરાઈ કરૂં, એ બનેજ નહી. બહેતર તો એ છે, કે હું શીયાવક્ષને તેના બાપની પાસે રવાના કરૂં."

પણ અફ્રાસીયાબની આવી વલાંણુ ગસરીવેજને ગલે ઉતરી નહી, અને તેથી તેણે અફ્રાસીયાબને વધુ ભમાવવાની તજવીજ કરી કહ્યું કેઃ—"આવી ગંભીર બાબતને તું એટલી બધી નજીવી ના ગણ. તું જો શીયાવક્ષને તેના બાપ પાસે રવાના કરશે, તો જરૂર તે આપણો મુલક વેરાંન કરશે. શીયાવક્ષ તુરાંનની અંદરના તેમજ બાહારના તમામ રાહઘાટથી જાણીતો છે, તેમજ તુરાંની લશકરની નબલાઇ અને કારસાજીથી તે પુરેપુરો ખબરદાર છે, અને જો તે ઇરાંન ગયો, તો બેશક રૂસતમની મદદ લેઇ તુરાંનની શાહી જરૂર તારાજ કરશે. માટે આવા સંજોગ વચ્ચે શીયાવક્ષને ઇરાંન જવા દેવો નહી જોઇએ. બહેતર તો એ છે, કે કંગદેઝથી તેને હીયાં બુલાવી કેદ કરવો, કે જેથી તુરાંનની શાહી વેરાંન થતી બચે, અને તુરાંન ઉપર તે હુમલો કરતો અટકે.

કહું ભાઇ બોલી શું જીયાદા જબાંન,
બનીયો છે શ્યાવક્ષ બહુ બદગૂમાન.

નથી તેની આંખોમે રહી કંઇ શરમ,
ભૂલી તારી મહોબત, થયો બેરહમ.

દુખ્તર ફિરંગીઝ છે લખ્તે જીગર,
જીગરથી ફીદા છે શિયાવક્ષ ઉપર.

મળી સંગ ખાવિંદ કિધો છે વિચાર,
કરે તારી શાહી ને અમલ ખૂવાર.

કરી મુલ્ક તારાજ તુરાંનનો,
ઉડાવે તે ઝુંન્ડો ઇરાંનનો.

જો જીવતો અગર ત્યાંથી શીયાવક્ષ જશે,
જરૂર તારો વેરાંન મુલક થશે.

બિગાનાને કીધો તેં તારો સગો,
સીનામે કીધી તેં તેની જગો.

૨૭૦૦

અફસોસ નહી ચેતીયો તું શાહા,
દુશમંનને આપી તેં તારી પનાહા.

કહ્યા છે દાનાવોએ આ સુખંન—
કે ઘરમાંથી નિકલી ગયલા પવંન—

ને બંધ કરવાનો નથી કોઇ ઇલાજ,
રખે થાય દુશમંનથી તારો પરાજ.[૮૦]

* * *

આ ફિતના ઉપર શાહ ગયો ભોલવઈ,
સમજીયો નહી ભાઇની તે ઠગઈ.

હુકમ ગસરીવેજને કિધો એકદમ,
લઇ જા તું પયગાંમ કંગદેઝ ગમ.
કહે જઇ શીયાવક્ષને મારી સલાંમ,
ને સમજાવી કહેજે તું મારો પેગાંમ.
“ચશંમ છે ઉમેદવાર જોવા દિદાર,
મલવા તુને શાહા છે ઇંન્તેજાર.
દુખ્તર ફિરંગીઝ આંખોનું નુર,
તેથી પડી છે, મુદત થાઇ દુર.
ભલે લઈ ફિરંગીઝ ત્યાં તું સીધાર,
ખુશી દિલ થશે જોઇ રોશંન દિદાર.
ત્યાં આવી મારો તું થા મહેમાંન,
મળી સંગ કરશું હિયાં ખાંનપાંન.

રહી સાથ થોડા દિવસ તું ગુજાર,
બાદઝ ભલે ‘કંગદેઝે’ સીધાર.”
આ પયગાંમ લઇને તે નિકલી ગયો,
ઉભોબી રાહામા નહી તે રહ્યો.
મળીને શીયાવક્ષ કીધું નમંન,
કિધાં તેણે ચાલુ કરતુક-ફંન.
પૂગાડી શ્યાવક્ષને પેગાંમ ખાસ,
મનાવીને મેળવી લિધો વીશ્વાસ.
ખુશી થાયો શિયાવક્ષ સૂણીને ખબર,
મળવા શાહાને થયો બેસબર.
તૂરત તેણે હુકમ કીધો સિતાબ.
તઇયાર કુચનો કરો અસબાબ.

## ગસરીવેજે શીયાવક્ષને નવો ફરેબ આપવો.

શીયાવક્ષનો કુચ કરવાનો ઇરાદો જોઇ ગસરીવેજ વીચારમાં પડ્યો, કેમકે તેણે શીયાવક્ષને ફસાવવા જે કરતુકની જાળ બીછાવી હતી, તે જુદીજ હતી. ગસરીવેજે જોયું, કે અગરજો શીયાવક્ષ અફ્રાસીયાબના પેગામને માંન આપી તેની પાસે તુરાંન જશે, તો તેની રચેલી બાજી બીલકુલ બગડી જશે. એટલાં માટે ગસરીવેજે શીયાવક્ષને તુરાંન જતો અટકાવવાનું નવું કાવતરૂં રચવા માંડ્યું. તેણે શીયાવક્ષને સલાહ આપી, કેઃ—“મુસાફરી માટે એટલી ઉતાવલ કરવાની જરૂર નથી.” શીયાવક્ષે જવાબ દીધો કેઃ—“મારૂં દીલ શાહા અફ્રાસીયાબને મળવા તલપી રેહ્યું છે, અને તેના સખુનોને માંન આપવાની મારી પેહલી ફરજ છે.”

આ જવાબ સાંભલતાંજ ગસરીવેજે પોતાના કરતુક ચલાવવા શરૂ કીધાં. તેણે શીયાવક્ષ તરફ જોઇ દયા અને પ્યારનું ડોલ ઘાલી, આંખોમાં આંસુ લાવી રડમસ અવાજે કહ્યું કેઃ—“મારા ભાઇ અફ્રાસીયાબની ચાલ ઉપર મને અફસોસ કરવો પડે છે. શીયાવક્ષ મને તારી દયા આવે છે. મારો ભાઈ અફ્રાસીયાબ એક એવું હીચકારૂં કાંમ કરવા તઇઆર થયો છે, કે જેથી મારાં બુઝોર્ગ ખાંનદાંનની કીરતીને કલંક લાગશે. શું કહું શીયાવક્ષ, ખરી હકીકત તારી આગલ બોલતાં મારી જબાંન લરજે છે. અફ્રાસીયાબનો વીચાર તુને તુરાંન બુલાવી કેદ કરવાનો છે. તેથીજ હું તુને તુરાંન જતો અટકાઉં છું. શીયાવક્ષ, હાલ તુરત શાહનો ગુસ્સો નરમ પડે ત્યાં સુધી તું હીયાંજ રહે. હું પોતે તુરાંન જઇ શાહાને

સમજાવી કહીશ, કે બાંનું ફીરંગીઝ બીમાર છે, તેથી શીયાવક્ષ હાલ તુરત આવી શકે એમ નથી."

આ ફરેબથી શીયાવક્ષ, ભોલવાયો, અને ઠગાયો. ગસરીવેજના સમજાવ્યાથી શીયાવક્ષે અફ્રાસીયાબ ઉપર તેવીજ મતલબનો એક રૂકો લખી ગસરીવેજને સ્વાધીન કીધો, અને કરતુકી ગસરીવેજ તે રૂકો લેઇ અફ્રાસીયાબને પોહોચાડવા એકદમ તુરાંન તરફ નીકલી ગયો. શીયાવક્ષે ગસરીવેજને પોતાના વફાદાર રફીક તરીકે માની લીધો.

## ગસરીવેજે અફ્રાસીયાબને ભંભેરવો.

કંગદેઝથી નીકલી પવન વેગે ગસરીવેજ તુરાંનમાં શાહા અફ્રાસીયાબને જઇ મલ્યો, અને શીયાવક્ષનો રૂકો, અફ્રાસીયાબને તુરતજ સ્વાધીન કીધો. રૂકો પુગાડી ગસરીવેજે પોતાના ફીતુર ચલાવ્યાં. તેણે કહ્યું કે:—"અએ શાહા, તુરાંન ઉપર આફતનું વાદલ ઘેરાવા માડયું છે. શીયાવક્ષની આંખોમાથી શરમ બીલકુલ નીકલી ગઇ છે. કંગદેઝમાં તેણે મને મોટું અપમાંન કીધું છે. તારો પેગાંમ વાંચવાની પણ તેણે દરકાર કીધી નહી. દરબારમાં તેણે મને એક ખુંનામાં બેસવા માટે જગા આપી. તેણે લશકર જમાવ કરવા માડયું છે, અને તુરાંન ઉપર ચહડાઇ લાવવાની તઇઆરી કરવામાં તે રોકાયો છે." આ વાત સાંભલતાંજ અફ્રાસીયાબના દીલમાં ગુસ્સો ભડકી ઉઠયો, અને શીયાવક્ષની સાંમે લશકર લેઈ જઇ તેણે તેને પકડવાનો એકદંમ હુકમ કીધો. એ લશકરની સરદારી તેણે ગસરીવેજને આપી, અને હુકમ મુજબ ગસરીવેજ તે લશકર લઇ કંગદેઝ તરફ જવાની તઈઆરી કરવા લાગ્યો.

## શીયાવક્ષની સરજત.

અફ્રાસીયાબનું લશકર કંગદેઝ તરફ ધસ્યું આવે છે, એવી ખબર જયારે શીયાવક્ષને મળી, ત્યારે તેની ખાતરી થઇ કે ગસરીવેજે તેને અફ્રાસીયાબ વીશે ખબર આપી હતી, કે "તે તેને કેદ કરવા માગે છે," તે ખબર ખરી પડે છે. તુરાંની લશકરના ધસી આવવાની નાખુશ ખબર શીયાવક્ષે તુરતજ ફીરંગીઝને જાહેર કીધી. તે નેક બાંનુના ગભરાટનો પાર રેહો નહી. આ ન ધારેલી આફતમાથી પોતાના ખાવીંદને બચાવવા માટે ફીરંગીઝે એકજ ઇલાજ, તેને ઈરાંન તરફ નહસાડી મુકવાનો જોયો. તેણીએ શીયાવક્ષને જીવ બચાવવા ઘણું સમજાવ્યું, પણ શીયાવક્ષે ફીરંગીઝને એકલી મુકી જવા ના પાડી. ફીરંગીઝથી શીયાવક્ષની સાથે નહાસી જવાય તેમ હતું નહી, કેમકે તે નેક બાંનુ તે વખતે હમેલદાર હતી, અને તે સબબે રસતાની મુસાફરી અને ઠાક તે નાજુક નાર ઉઠાવી શકે એમ હતું નહી. શીયાવક્ષની સરજત બદલાઇ જવાનો વખત આવી લાગ્યો હતો, એમ તેણે હવે

નકી જાણ્યુ. ફીરંગીઝના વીલાપનો પાર રેહો નહી.[૮૧] ફીરંગીઝનો વીલાપ જોઇ શીયાવક્ષે કહ્યું કેઃ——

"દગલબાજ ગરદિશનો છે એ ધરમ,
ઘડીમાં હસાવી ને પાડે સીતંમ.

ઉભું આવી રહેશે લશકર તમાંમ,
નથી કોઇ મદદગાર કે આવે કાંમ.

તજી કેમ જાઉં તુંને ગુલબદંન,
થતી કેમ નહી આ જમીન મુજ કફંન.

નથી કોઇ જીવવાનું જગમે સદા,
દફંન છે આખર, અમીર કે ગદા.[૧]

થયું તે થયું, ના થયું નહિ થશે,
ગયું તે ગયું, જે રહ્યું તે જશે.

કજા જોઇ મારી તું ના ગમ કર,
ધરી હાંમ હિમત ગમ કમ કર.

વફાદાર મહાબુબ તુને છે સલાંમ,
સંભાલી લેજે પેદર સાથ કાંમ.

ના થા તું દિલગીર એ જાંનેમંન,
જરા તું સૂણી લે છેલ્લા સુખંન.

જનશે પીસર એક તું ખુબરૂ,
જરૂર રાખજે નાંમ 'કએખુશરૂ.'[૨]

નથી મારી જીવવાની કંઇબી વકી,
જરાબી ન કરતી તું ગમ મુજ ઠકી.

સદાની નિન્દમાં નચિંત હું પડશ,
તુરાંની જલ્લાદોથી હું મરશ.

જફા પાડશે તારો તૂજ પર પેદર,
થશે તારો પીરાંન-પીર રાહાબર.

થશે તારો બેટો જગત આશકાર-
કએખુશરૂ પાદશાહ નામદાર.

કિનો મારો લેવાને બાંધી કંમર-
નિકલશે મયદાંને મારો પિસર.

મને કર તું મહાબુબ છેલ્લી સલાંમ,
પુરૂં મારૂં થાયું છે, ગેતીમાં કાંમ."[૮૨]

* * *

કુટી સર ફિરંગીઝ રડે ઝાર ઝાર,
કહાં જાય શીયાવક્ષ તજી દિલદાર.

ગયો ત્યાંથી શીયાવક્ષ બહેજાદ[૩] પાસ,
સીનામે દાબી રડતો નિરાસ.

કહ્યું તેણે હલવે રહી કાંનમાં,
"બહેજાદ સૂખન રાખજે ધ્યાંનમાં.

થવા દે તો કોઇનેબી ના તું સવાર,
થજે કએખૂશરૂનો તું તાબેદાર.

કિનો મારો લેવા તે આવે તુરાંન,
તેને તું દેજે સવારીનું માન.

ભલા મારા સાથી હવે હિયાંથી જા,
ચરાગાહે[૪] જઇને છુટો તું થા."

૧ ગદા યાને ગરીબ, મૂફલીસ.

૨ અવસ્તા, તેમજ બુંન્દેહેશમાં કએખુશરોને શીયાવક્ષના બેટા તરીકે જણાવ્યો છે. અવસ્તામાં કએખુશરોને 'કવીહુસ્રવંઘ' ને નામે ઓલખાવ્યો છે.

૩ શીયાવક્ષનો માનીતો ઘોડો, જેનું તેણે 'બહેજાદ' નામ આપ્યું હતું.

૪ ચરાગાહ યાને જાનવરો માટે ચારો ચરવાની જગ્યા.

## શીયાવક્ષનુ નાહસવું.

બહેજાદ ઘોડાના કાંનમા શીયાવક્ષે એટલા સખુનો કહી, તેને તબેલામાથી છોડીને છુટો કીધો, અને તેજ વખતે તે સમજદાર જાનવર, જાણે પોતાના માલેકનુ ફરમાંન સમજી ગયું હોય, તેમ તબેલામાથી છુટો થતાંજ બીયાબાંન વંન તરફ તે નીકલી ગયો.

એ પછી શીયાવક્ષ પોતાના મેહલ અને બાગોબગીચાને, તેમજ પોતાની મોહોરદાર ફીરંગીઝને છેલ્લી સલાંમ કરી, પોતાના ત્રણસો ઇરાંની સવારો જેઓને તે પોતાની સાથે તુરાંન લઇ આવ્યો હતો, તેઓ સાથ નહાસી ઇરાંન તરફ જવા નીકલ્યો. બાંનુ ફીરંગીઝ પોતાનો ખાવીંદ સલામત ઈરાંન જઇ પુગે એવી દુવા તે બરેહકતાલાની જનાબમા વીલાપ કરતી ગુજારવા લાગી.[૮૩]

## ફીરંગીઝની અફ્રાસીયાબને મીનત.

પણ શીયાવક્ષની સરજતના લેખ જુદાજ હતા. ગસરીવેજ કંગદેઝમા દાખલ થયો, અને તેને તુરતજ ખબર પડી, કે શીયાવક્ષ ઇરાંન તરફ નહાસે છે, તેવીજ તેણે પોતાના લશકર સાથ તેની પુઠ પકડી, તેને પકડી પાડયો. એક મોટું જંગ શીયાવક્ષના ઇરાંની સવારો અને ગસરીવેજના લશકર વચે થયું, અને અંતે શીયાવક્ષ જીવતો કેદ પકડાયો. એટલામા અફ્રાસીયાબ ત્યાં આવી લાગ્યો. શીયાવક્ષને જોતાંજ અફ્રાસીયાબ ખુન પર ચહડી તેને બેજાંન કરવા જતો હતો, પણ વઝીર પીરાંનના ભાઈ પીલસમે વચ્ચે પડી, શીયાવક્ષને કેદ કરવાની સલાહ આપી. શીયાવક્ષને તે ઉપરથી જંજીરથી જકડી કેદ કીધો, અને ખુવારીથી ઘસડતા તેના મેહલમા તેને પાછો લઇ ગયા.

આવી ખુવારી ભરી હલતમા પોતાના વાહલા ખાવીંદને જોઇ, બાંનુ ફીરંગીઝ હા-વ-ઝારી કરી પોતાના પેદર શાહા અફ્રાસીયાબને તે સમજાવવા લાગી.[૮૪]

પેદર કાં કરે આ જફા ને જુલમ,
થયો કાં તું શીયાવક્ષ પર બેરહમ.
અરે દાદખાં તું જરા કર વિચાર,
કરે કાં નિરદોશને તું ખૂવાર.
કિધો શું શીયાવક્ષે તારો ગુનાહ,
કે ખોઇ તારી મહોબત, ને માયા પનાહ.
નથી એને એવી કિધી કંઇ કસુર,
થયો કેમ શીયાવક્ષ પર તું ક્રુર.

તજી તારે ખાતર તે આયો વતંન,
ગુજારે તું તે પર આવાં વિઘ્ંન?
જરા કર, આ બેઢંગી જગનો વિચાર,
થયા તાજદારો છે કેમ ખૂવાર.
નિરાધાર થઇ બેટી તારી રડે,
અરજ એમ ગુજારી પગો પર પડે.
રહ્યો નહી જગમાં ઝોહાકી જુલમ,
થઇ શાહી તેનીબી એક રોજ ખતમ.

વળી તુર સલમના થયા કેવા હાલ,
કિધું શું ઇરાંને તું કર તેનો ખ્યાલ.
અગર જો શીયાવક્ષ થાશે એજાંન,
કિનામે ગજબનાક થાશે ઇરાંન.
જરા કર રૂસતંમના કીનાનો ખ્યાલ,
ધ્રુજાવશે તે ધરતી, ગંગને ને પતાલ.
તૂરાંનમે ચલાવશે લોહીની નદી,
ન ભુલશે શીયાવક્ષનો કીનો કદી.
ફરીબુર્ઝ, ગોદરેજ, ગેવ પેહલવાંન,
તુસ ને ફરાંમર્ઝ પડશે મેદાંન.
બદીનું જમીનમાં તું રોપે છે ઝાર,
ઉગશે કિનાના ફળ બેસુમાર.
શીયાવક્ષનો કીનો ન ભુલશે ઇરાંન,
તુરાંની શેહનશાત કરશે વેરાંન.
દુખી તારી દુખ્તર ઉપર મેહેર કર,
વિના કારણે ના તું એમ કેહેર કર.

* * *

એ આદીલ અદલ મારા ખાવિંદ ખુદા,
ભુલશ તુજ કજાનો નહી ગમ સદા.
અફસોસ કિધો તારો વિશ્વાસઘાત,
દગો તુને દીધો આપીને હાત.
તુટા તારા સોગંદ અફ્રાસીયાબ,
ગગંન પર ધ્રુજસે સૂરજ—માહેતાબ.
ફુટી મારી આંખો જતી કેમ નહી,
કજા તારી જોઇ શકું એમ નહી.
લગાડી પેદર તુંએ તંન માહે આગ,
થયો ગુલ મારા જીગરનો ચેરાગ.

## શીયાવક્ષને જબેહ કરવાનો હુકમ.

ફીરંગીઝની આજુજી અને કલપાંતથી અફ્રાસીયાબના ઘાતકી દીલ ઉપર જરાબી અસર થઇ નહી. ફીરંગીઝને શીયાવક્ષની આગલથી દુર કરી, મેહલના એકાંત દીવાંનખાંનામા તેણીને બંધ કરવાનો તેણે હુકમ કીધો, અને શીયાવક્ષને એકદંમ જબેહ કરવા ગસરીવેજને ફરમાવ્યું. પણ શીયાવક્ષને જબેહ કરવા આગમજ અફ્રાસીયાબે ખાસ હુકમ કીધો, કે તેના લોહીનુ એકબી ટીપું તુરાંન જમીન ઉપર પડે નહી, તેની સંભાલ રાખવી, કેમ કે શીયાવક્ષના લોહીના ડાઘ જો તુરાંન જમીનને લાગશે, તો તુરાંનમા શીયાવક્ષના કીનાનો પુકાર ઉઠશે.

નીરદોશ શીયાવક્ષ. તેને કીયાં કારણુ અને કીયા ગુનાહ માટે જબેહ કરવામા આવતો હતો, તેની પણ તેને ખબર આપી નહી ના તેનો ઇનસાફ થયો, ના તેનો કોઇ યાર થયો. ના કોઇએ તેની દાદ લીધી, ના કોઇએ તેનો પુકાર સાંભલ્યો. શીયાવક્ષે અફ્રાસીયાબને મનાવવા આજુજીથી કહ્યું કેઃ——

"અરે એ તુરાંની શાહ જુલમગાર,
કરે કાં તું નિરદોશને એમ ડાર.
જરા સૂણુ હકીકત કહું જે ખરી,
નથી મેં કિધી કંઇ સુખનપરવરી.

શીયાવક્ષને અફ્રાસીયાબના હુકમથી કસરીવેજ કતલ કરાવે છે.



"અગર મુજને નાહક કતલ તું કરે,
તું જોશે કે ઇરાન તુને શુ કરે.
દુનિયામેં જીવવું છે મરવાને કાજ,
કોઇ આજે, કોઇ કાલે, અંતે તારાજ.
નેકોની નેકીના રહી જાશે બુ,
બીના સર્વ ખાકિ, સિવા પાક રૂહ."

જરા કર નજર તારી દુખ્તર ઉપર,
પછી ફ્રેવી બેહોશ, કર કંઇ કદર.

નથી મારો કોઇબી મદદગાર હિંયાં,
નથી મારા પેહલવાંન, હથિયાર હિંયાં.

અગર મુજને નાહક કતલ તું કરે,
તું જોશે કે ઇરાંન તુને શું કરે.

અફસોસ થઇ મારીથી ભુલ જબુન,
કે દુશમંનનો માની લિધો મેં સખુન.

અફસોસ વતંનથી થયો બેવતંન,
વતન પ્યારાં તુજની ન કીધી જતંન.

અફસોસ જવાંની ને જોબંન ઉપર,
અફસોસ ભવિશની ન રાખી ખબર.

દુનિયાંમે જીવવું છે મરવાને કાજ,
કોઇ આજે, કોઇ કાલે, અંતે તારાજ.

નેકોની નેકીની રહિ જાશે બુ,[1]
ફના સરવે ખાકી, સિવા પાક રૂહ.

આખીર સલાંમ, ઓ પ્યારાં વતંન.
આખીર સલાંમ, તુને તહેમતંન.

કુલ ઇરાંની પેહલવાંનોને છે સલાંમ,
ખતા માફ કરજો મહારી તમામ.

ઉમેદ મારાં દિલની રહી દિલ અંદર,
કરી લે ફિરંગીઝ, છેલ્લી નજર.

હવે મલશું મહાબુબ મિનોચ જેહાંન,
તૂટી સરવે ઉમેદ અને અરમાંન.

લઇ જા તું મુજનો પયગાંમ હવા,
રહેજે તું મારા ખુંનનો ગવાહ.

અરજ એક ગુજારૂં ખુદા તારી પાસ,
લિએ મારૂં ફરઝંન્દ કિનો મારો ખાસ.

૨૮૪૬

## શીયાવક્ષનુ સેવટ.

ગસરીવેજ જેણે જલ્લાદોને તઇઆર રાખ્યા હતા, તેણે જલ્લાદોને ઇશારત કીધી. જલ્લાદોએ તેજ વખત શીયાવક્ષના સર ઉપરથી તેનુ તાજ ખેચી કાહાડી ફેકી દીધું, અને શીયાવક્ષને જબરીથી જમીન ઉપર પટકી, તેનુ સર તેના બદનથી જુદુ કરી, જબેહ કીધો.

હુકમ પ્રમાણે એક સોનેરી તશ્તમા શીયાવક્ષનુ લોહી ઝીલી લીધું, કે જેથી તુરાંન જમીન ઉપર તે પડે નહી. પણ ઘણીબી તજવીજ અને સંભાલ રાખવા છતાં, શીયાવક્ષના લોહીના છાંટા તુરાંન જમીન ઉપર પડયા, અને પાછલથી તે જગ્યા ઉપર એક ફુલનુ ઝાડ ઉગ્યું, જે ફુલને શીયાવક્ષનુ નામ આપવામા આવ્યું.

કહેછે કે શીયાવક્ષને જેવો જબેહ કીધો, તેવુંજ એક સખત તુફાંન એકાએક આખા શેહરમા થયું. આખા શેહરમા એવું તો અંધારૂં ફરી વલ્યું, કે આદમીઓ એક બીજાંના ચેહરા પણ જોઇ શકયાં નહી. અફ્રાસીયાબ આ બનાવને ખુદાઇ કેહર સમજી ગભરાવા

---

૧ બુ યાને ખુશબો.

લાગ્યો, અને તુરાંનની રઈયત અફ્રાસીયાબ તરફ ધીક્કારથી જોવા લાગી. કંગદેઝની તમામ રઈયત શીયાવક્ષના કવખતના મૌત ઉપર માહેતંમ કરવા લાગી.

શીયાવક્ષે એક છેલ્લી ચીસ પાડી પોતાનુ પાક રૂહ તે દાદગરને સ્વાધીન કીધું. તે ચીસ બેહોશ ફીરંગીઝને કાંને પડતાંજ તે હોશમા આવી દીવાની મીસાલ દોડી ગઈ, અને શીયાવક્ષને જબેહ થયલો જોઇ, તેના રવાંન ઉપર માહેતમ કરવા લાગી.[૮૧]

ફીરંગીઝના કલપાંતનો પાર રેહ્યો નહી. અફ્રાસીયાબે ફીરંગીઝને બેજાંન કરવાનો હુકમ કીધો, કેમકે નજુમીઓએ કરેલી આગાહી પ્રમાણે, તેણીને પેટે અવતરનાર ફરજંન્દ અફ્રાસીયાબનો જીવ લેશે, એમ તે જાણી ચુકયો હતો. પણ પીરાંન વઝીરને અફ્રાસીયાબના વીચારની ખબર પડતાંજ એનેક રીતે તેને સમજાવી ફીરંગીઝને તેણે પોતાને સ્વાધીન લીધી, અને એવી કબુલાત પીરાંને અફ્રાસીયાબને આપી, કે "જયારેબી ફીરંગીઝને પેટે બાળક જનમશે, ત્યારે તેને હું પોતે તારી આગલ હાજર કરશ."



## ઇરાંનનો પાદશાહ કયખુશરૂ.




કયખુશરૂના સુખુન'—" યઝદાન જે છે તે આસમાંનનો પાદશાહ છે, અને પાદશાહ છે, તે જમીનનો હાકમ છે.

[ ૨ ] નાદાન તે શખ્સને જાણવો કે જેનું
દીલ પરવરદેગાર તરફ બેપરવા હોય

[૩] દાનાવ તે શખ્સ જાણવો, કે
કોઇની પણ ધાસતી કીધા વગર
પાપના કાંમથી શરમાય

# બેજંન અને મનીજેહ.



### બેજંનના દાસ્તાંન ઉપરથી મળતો બોધ.

આ[1] દાસ્તાંન એક દલેર ઇરાંની બચાની દલેરી સાથ તેની પાક મોહબતને લગતું છે. બેજંનનું દાસ્તાંન એ કે પ્યાર અને મોહબતની એક કહાંણી છે, પણ તે ઉપરથી આપણા આજના સંસારને કાંઇક બોધ મળે એવી એ કહાંણી છે. બેજન અને મનીજેહનું દાસ્તાંન મોહબતના મુદદા ઉપર રચાયું છે. ઇનસાંનની બહેતરી માટે પ્યાર અને મોહબતની હસ્તીની જગતમાં ખાસ જરૂર છે, એ કદી બી ભુલી જવું નહી જોઇએ. એ નજરથી જોતાં માલમ પડે છે, કે પ્યાર અને મોહબત દુનીઆઇ સંસારમાં સર્વથી બુલંદ દરજજો ધરાવે છે. આ દાસ્તાંન પરથી માલમ પડશે, કે પ્યારને ખાતર એક સદગુણી બાંનુ શું શું સંકટ ઉઠાવી રહી છે. સદગુણી નારોએ દુનીઆઇ સંસારમાં પોતાના ખાવિંદો તરફ કેવી ફરજો બજાવવી જોઇએ, તે બેજંનની મહાબુબ મનીજેહ શીખવે છે.

ઘણીક વાર આપણુ એવું સમજવાની ભુલ કરીયે છીએ, કે આપણા ન્યાગાંનોના ભલાં કાંમો ઉપરથીજ આપણને બોધ અને નસીહત મળી શકે છે, માટે તેવાજ બનાવોને ચાનક રૂપી સમજી રજુ કરવા. પણુ આ બીના ધ્યાંનમાં રાખવી જરૂરની છે, કે ભલાં કાંમોના દાખલાઓ ઉપરથી આપણને જેમ બોધ મળે છે, તેમજ આપણા ન્યાગાંનોએ કરેલી કસુર અને ભુલ ગમે એવી ગંભીર પ્રકારની હોય, તો તેવી ભુલવાલા બનાવો ઉપરથી પણ આપણને બોધ અને ચાનક મળી શકે છે. એના પુરાવા તરીકે મારાં આજના દાસ્તાંનના નાયક—બેજન—તરફ જોઇશું. બેજને એક ઘણીજ ગંભીર ભુલ કીધી હતી, અને તે ભુલના પરીણામમાં તેનો જીવ જોખમમાં આવી પડયો હતો. પોતાના બાપની મંજુરીઆત વગર બેજંન એક પારકી ઓરતની મોહબતમાં પડયો, અને તેણે તેણીને પરણુવાનો કોલ આપ્યો, અને તેમ કરી તે એવી આફતમાં વિંટળાઇ ગયો, કે

---

૧ આ વાંચન મુંબઇમાં તા૦ ૫ મી સપટેમબર ૧૯૧૪ ને દીને મુંબઇની જશંન કમીટીની ફરમાસથી, ફીરદોસી તુસીના મરણ દીવસની યાદમાં થયેલાં જશંન પ્રસંગે, શેઠ બેરામજી જીજીભાઇ ઇન્સ્ટીટયુટવાલા હાલમાં સાંજના ૭ વાગે મેં પહેલી વાર સંગીત સાથે રજુ કીધું હતું. કરતા.

જેમાંથી તેનો છુટકો પાછળથી રૂસતંમ પેહલવાને કીધો. કોઇ બી રીતે જોતાં બેજને ભુલ કીધી હતી, એ તો નક્કીજ હતું. તેની એ ભુલ ઉપરથી જે કાંઇ દુખ તેને વેઠવું પડયું, તે ઉપરથી પણ મોટો બોધ મળી શકે છે. હવે આપણુ આજના દાસ્તાનની બાબદ ઉપર આવ્યા છીએ.

સાકી ગુલાબી ભરી પા તું જામ,
ધરૂં હું જબાં પર યઝદાંનું નાંમ.
સંતાપ અને સુખનો તે ધણી,
આબાદી વયરાંની છે તેહની.
કસું મુજ કલંમ યાદ તેની કરી,
ચિતારૂં ચિતાર એક નવો હું ફરી.
બુલંદ શાંન તેની, બુલંદ જેના કાંમ,
રાસ્તીનો માલેક દિસે હર ઠાંમ.

* * *

એક રોજ કૈખુશરૂ તાજદાર,
બેઠો ભરીને હતો દરબાર.
બુઝોરગો, જવાંનો, બિજા નેકનાંમ,
ગોદરેજ ફરીબરૂજ અને ઘસ્તહાંમ.
કેશવાદ, ફરહાદ, ને ગેવ નેક,
મીલાદનો ગુરગીન, ને બીજા અનેક.
હતો જંગી બેજન જંગ જીતનાર,
દરબારે શાહીમા દિલખૂશ અપાર.
હતો શાહે ઇરાંન અતી ખૂશ ખૂશાલ,
હતા સરવેના દીલમા ખૂશ ખીયાલ.
યાકુતી જાંમો શરાબે ભરી,
ફરતીતી સાકીઓ શીશા ધરી.
ખિલેલું સરોદનું હતું ખુબ બઝાર,
એકાયક ફરિયાદનો આવ્યો પૂકાર.

નકીબને કિધો શાહે એવો હુકંમ,
તુરત લાવે દૂખીયાને ત્યાં એકદંમ.
ઝુંકીને નકીબે હુકંમ માનીયો,
દાખલ કિધા દુખી અરમાનીઓ.

* * *

કહ્યો સર નમાવી દૂખીઓએ હાલ,
"રહો શાહે ઇરાંન, સદા ખૂશ ખૂશાલ.
રહો તારૂ કાયમ રોશંન રવાંન,
જીવો હફતકેશ્વર ઉપર જાવેદાંન.
હમ છીએ અરમાનીઆના રઇસ,
દૂખી થઈ પડીયાં છીએ રાત દીસ.
ભારી છે પડીયો હમો પર ગજબ,
ગજબ છે બૂરો પારવંનનો અજબ.
હમો ત્યાંના બુરજીગરો ખેતિકાર,
હમારાં દુખ સંકટોને નિવાર.
ખેતી હમારી રસીલી રસાળ,
જંગલના ભુંડો કરે પાયમાલ.
ભૂંડો છે ભયંકાર, નથી કંઇ સુમાર,
મુદત થઇ કરે છે ખેતી ખૂવાર.
તારાજ કિધી છે ખેતી તમાંમ,
નથી રાખીયું ફલ ફુલનું નાંમ.
બલા છે કે આફત બૂરી બદ ખિસાલ,
બદન પાહાડ સમ, દાંત હાથી મિસાલ.

કાયર છે અરમાની રૈયત તમાંમ,
અરજ઼ છે હમારી એજ નેકનાંમ."

* * *

સુણી આવી આફતને ગંમનો હેવાલ,
દૂખી થયો કૈખુશરૂ નેકફાલ.

નવાજી રવાના કિધા ખેતિકાર,
બાદ્દશ્ બોલ્યો, તે શહેરીયાર.

"કે અએ નામદારો સૂરા પેહલવાંન,
છે કોઇ આ મિજલસમા એવો જવાંન.

કે, તે મારાં દૂખને પોતાનુ ગણે,
દૂખી જોઇ મુજને દૂખી તે બને.

છે કોઇ આ મિજલસમે એવો દલેર,
આ ભુંડોને મારી, કરે દુર કહેર.

કરે મારી રૈયતના દૂખનો નિકાલ,
કરૂં જર ગોહરથી હું તેને નિહાલ.

કરે દુર બલાને જે બખ્શે કરાર,
કરૂં માન શાહી તે ઉપર નેસાર.

કરૂં મારી દરબારમે સરફરાજ઼,
ઉઠાવે જે સરપર મહારો અવાજ."

* * *

સુણી શહેનશાહની અરજના કલાંમ,
થઈ કુલ્લે દરબાર ખાંમોશ તમાંમ.

નહિ એવી દરબારમે રહી તાબ,
ઉઠી કોઇ પહેલવાંન દીયે જવાબ.

જોઇ હાલ દરબારનો બહુ કઠંણ,
એકદમ ઉઠીયો, દિલાવર બેજંન.

રૂપે રૂપાળો, બળ બોશીયાર,
હિકમતમે પુરો, હિંમત અપાર.

નબીરો તે ગોદર્જ઼, ગેવનો પેસર,
કહ્યું શહેનશાહને, ઝુકાવીને સર.

કે, "અએ શાહે ઇરાંન, હું તારો દાસ,
ફરમાવ મુજને હુકંમ તારો ખાસ.

કરૂં તારી ખિદમતમે સર નિસાર,
રજા હોય તો જઇ, કરૂં ભુંડો ઠાર.

કરૂં દુર અરમાનીઓની બલા,
કરૂં મુજ ફરજ઼, તુજ તરફની અદા."

* * *

પીસરની જોઇ આવી હિંમત ને હાંમ,
કહ્યું ગેવે, "દીકરા, એ શું કીધું કાંમ?

જવાંની ઉપર તેં કિધો કાં ગરૂર,
આ બલામે જવાની તુંને શું જરૂર.

હીંમત તો છે, પણ તું નાદાંન છે,
અનુભવથી દીકરા તું અંજાણ છે.

ભુંડોના જંગથી તું છે બેખબર,
શું કરશે તું જઇને જંગલ અંદર.

અએ જાહેલ કિધું છે તુંએ એવું કાંમ,
લુટીયું તેં ઘડપણમાં મારૂં આરાંમ."

* * *

કહ્યું બેજનને, "સુણ પ્યારા પેદર,
નાહિંમત મુજને એ રીતે ન કર.

જવાંન હું ખરો, પણ નાદાંન નથી,
અકલ હોશથી હું અંજાણ નથી.

દૂ:ખી છું સુણી તારો એવો વિચાર,
શું બેસી હું ઘરમા કરૂં દીન પસાર?

ના કર પેદર મારી તું કાંઇ ફિકર,
ના કર તું રંજીદા મારૂં જીગર.

નરે શેર હોય મારો જો બાપ તું,
રજા જંગે એકદંમ જવા આપ તું."

* * *

ખૂશી થાયો શેહેનશાહ સૂણીને જવાંન,
બેજનની તારીફમા બોલી જુબાંન.

"ખૂશી છું જોઇ તારી હિંમતને હાંમ,
બેજંન તું કરશે, ફતેહ મારૂં કાંમ.

મને તું દિસે છે હુંનરમંદ પૂરો,
ખુરઇનો પલકમા તું કરશે ચૂરો.
૨૫૫૦

બેજંનની હિંમત, ન કર ગેવ ખરાબ,
જવા દે તું જંગે ખૂશી થઇ સિતાબ.

મગર તું છે મંજલથી બેખબર,
થશે તારો ગુરગીન ભલો રાહબર.

રાહ છે ખતરનાક, મુશકિલ હજાર,
થશે તારો ગુરગીન મદદગાર યાર.

સદા રહેજે ગુરગીન, બેજનની સાથ,
કદી રહેતો ના દૂર, શું દિન કે રાત."

પલકમા થઇ ફાજ ઘોડે સવાર,
બેજન નિકલીયો વતંનની બહાર. ૮૮

*     *     *

મંજલ મંજલની કરતો સફર,
ઉભો જંગી જઇ એક જંગલ અંદર.

જોઈ બેજંને ત્યા બલા બીશીઆર,
ભયંકર ભુંડો ને ડુક્કર હજાર.

બલા જોઇ બેજંન થયો બહુ ક્રફા.
ગુજારી ભુંડો પર કંઇ કંઇ જફા.

જફા જોઇ ભુંડો થયાં પુર જોશ,
કરી શોર ભારી, થયાં ફૂલ બેહોશ.

ઘણાંકો ગયાં મારથી બહુ ડરી,
ઘણાંકો બિહીકથી ગયાં બસ મરી.

ઘણાંકો થયાં જોમ ધરી મસતાંન,
ઘણાંકોએ નાહસી ને કીધું તુફાંન.

જોઇ હાલ બેજંને ખેંચી કમાંન,
વરસી રેહ્યા ચોતરફ બાંન–બાંન.

પંલગ શીર જંગીએ થઇ બેફિકર,
કેંકોના વિંધીયાં, તિરોથી જીગર.

કેંકોને મારી કિધાં મુરદાલ,
કેંકોનો કીધો ગુરજથી નિકાલ.

નેજાની નોકે કિધાં બહુ ફના,
કતલ થઇ મુવાં શંમશીરથી ઘના.

ગરજનાથી ગરજી રહ્યું વંન તમાંમ,
કિધું બેજંને એકલે હાથે કામ. ૮૯

## બેજનની દલેરી અને ફતેહ જોઇ ગુરગીનનું અદેખું બનવું.

એવી રીતે દીલાવર બેજંને અરમાનીઆંના જંગલમાં ગુરગીનની મદદ વગર જ્યારે એકલે હાથે જંગલી ભુંડો અને ડુકકરોનો નાશ કીધો, ત્યારે બેજંનની ફતેહ જોઇ ગુરગીન પોતાના દીલમાં બળવા લાગો. બેજંને ગુરગીનને કહ્યું, કેઃ-" જંગલને એક છેડે તું ઉભો રહે, અને હું જંગલના ભીતરમાં જઇ સઘળાં ભુંડોને ઠાર કરૂં. પણ જે ભુંડો મારા હાથમાંથી છટકીને નાહસે, તે જ્યારે તારી આગલથી પસાર થાય, ત્યારે તું તારા તીરોથી તેમને વિંધી નાંખી ઠાર કરજે."

પણ ગુરગીને બેજંનને કાંઇ બી મદદ આપવા સાફ ના પાડી, અને કહ્યું કેઃ—" પાદશાહની દરબારમાં માનપાંન મેળવવાતું જ્યારે એકલો

તઇયાર થયો, ત્યારે ભુંડોને ઠાર કરવાનું કાંમ પણ તુંએ એકલેજ હાથે કરવું જોઈએ. પાદશાહનું ફરમાન એટલુંજ છે, કે મારે તારો રાહબર થઇ, તુંને જંગલની રાહ દેખાડવી. એથી વધારે મદદ હું તુને કાંઈ બી કરી શકનાર નથી.”

ગુરગીનના એવા સુખુનો સાંમલી બેજંન જરાબી નીરાસ થયો નહી, અને અરમાનીઆના જંગલ માહેલાં તમામ ભુંડોનો તેણે એકલે હાથે મારીને નાશ કીધો. બેજંનની આવી ફતેહ જોઈ ગુરગીન પોતાના દીલમાં અદેખાઇથી બળવા લાગ્યો. રખે બેજન પાદશાહ પાસ તેની ફરીયાદ કરે, અને તેથી તે શાહી ઠપકા અને નામોસીને લાએક થઇ પડે, તેના ખ્યાલથી હવે તે દીલમાં બીહીવા લાગ્યો. એવા વિચારમાં તે હતો, તેવામાં હરેમેને તેના દીલમાં એક ખ્યાલ સુજ પાડયો. બેજંનને કોઇ બી રીતે ફરેબના ફાંદામાં ફસાવી તેને દુર કરવાની યુકતી તેણે રચી. ભુંડો સાથનું જંગ પુરૂં થતાંજ બેજંન સાથ ગુરગીન પાછો મળી ગયો, અને ફરેબી સખુનોથી બેજંનને પોતાની મતલબના પેચમાં લાવવા તેણે કહ્યું કેઃ—

ફતેહ જોઈ ગુરગીન ડઘાઇ ગયો,
અદેખો બની ફાલ ખાઇ ગયો.

મનશાની બુરી જઇ ચહડી તેને સર,
પરીણામની નહિ કિધી કંઇ ફિકર.

ફરેબ દીધો બોલી મધુર પુર વેન,
સિફત ગાઇ ગુરગીને મલકાવી નેન.

“સાંભલ અએ બેજંન જંગી જવાંન,
આ રસ્તો છે સિધ્ધો મુલ્કે તુરાંન.

હાંથી છે દૂર એક જશનગાહ આનંદ,
અજબ છે બગીચા, ફુલ ફલ સુગંધ.

દિસે ચોતરફ સર્વ પીલું ને લાલ,
કુદરતે ગોયા કરી છે કમાલ.

હવા છે સૂગંધીભરી તેજદાર,
વસે તે જગે છે પરી સમ નાર.

એ નારોમા રહેછ, એક તુરાંની કમળ,
તે મહાબૂબ નામે મનિજેહ અસલ.

સરવ સંમ સિધ્ધી, ચંદર સમ તે નાર,
સજની સુંદર સંગ કરે ગેલ હજાર.

હસતી ને ફરતી જગેજગ દિસે,
રમતી ને ભમતી કદી નહી રિસે.

જોબંનમાં જાણે છે ખીલતો ગૂલાબ,
પેદર છે મનીજેહનો અફરાસિયાબ.

લાખોમાં છે એક તે સરવરી,
મહેકે બદન જેમ મૂશ્ક અંમ્બરી.

કરૂં શું સીફત ગાઇ તેની વખાંણ,
છે લાઇલાજ આએ મારી જબાંન.”

## ગુરગીનને મોહડેથી મનીજેહની તારીફ સાંભલી બેજંનનું લલચાવું.

અફરાસીયાબની દીકરી મનીજેહની ખુબસુરતીની તારીફ ગુરગીનને મોહડેથી સાંભળી, બેજંન પોતાના દીલને કાબુમાં રાખી શકયો નહી, અને મનીજેહને નજરે નજર જોવા તે લલચાયો. તુરતજ બેજંને ઠરાવ કીધો, કે એ મનમોહન મહાબુબને નજરે જઇ જોવી. તેણે

તરતજ પોતાનો દરબારી પોશાક મંગાવી પેહડયો, અને પોતાના સર ઉપર શાહી કોલાહ મુકી, કંમરબંધ સજી મનીજેહના જશનગાહ તરફ જવા તે ઘોડેસવાર થઇ નીકલ્યો. અંતે તે પોતાની ધારેલી જગ્યાએ જઇ પુગ્યો. ત્યાં જતાંજ તેણે પોતાના ઘોડાને ચરતો મુકી, પોતે જશનગાહની બાહાર આવેલાં એક મોટાં ઝાડનાં છાંયાં હેઠળ બેસી, આસપાસ નજર કરી જોવા લાગ્યો. બાંનુ મનીજેહનુ એવામાં ત્યાં આવવું થયું, અને બેજન ઉપર તેની નજર પડતાંજ તેની ઉપર તે આશક પડી. મનીજેહએ પોતાની એક વિશ્વાસુ દાસીને પોતાના વિશ્વાસમાં લીધી, અને બેજન પાસ તેણીને પોતાનો પેગામ આપી તેણીએ રવાના કીધી.

સિકલ જોઇ બેજનની થઇ તે અજબ,
સૂરતમા દિઠો કંઇ પ્રિતનો ગજબ.
તૂરત દાસીને કીધો એવો હુકંમ,
"જઇને તું કર ઝટ તલાશ એકદંમ.
છે કોણ બિગાનો, દિપે ચંદ્ર સંમ,
ચિરે મુજ જીગરને કરીને જખંમ.
અજબ નનો તેના બદન રૂપ રંગ,
દિસે છે બદન બળ 'શીરે પીલંગ'.
સિકલમાં પરીજાદનો નકસ છે,
યા જીવતો થઇ આયો શ્યાવક્ષ છે.
હૂ હર સાલ વસંતમા કરૂં ત્યાં જશંન,
કિધું આ બિગાનાએ આજે વધંન.
દીલમા લગાડી બિગાનાએ આગ,
કિધો મારો વેરાંન ખિલેલો બાગ.
સખી જઇને પુંછ તેની જલ્દી પિછાંન,
અદબથી પુછી જો, કરેછ શું બયાંન.
પછી કહેજે તું તેને મારો પેગાંમ,
અગર ચાહતો હોય ત્યાં ભલે કર મુકાંમ.
કરી કોઈ તદબીર સમજાવી લાવ,
બને તો વીરાને લઇને તું આવ."૯૧

## બેજનનો મનીજેહ સાથ મીલાપ થયો.

મનીજેહની દાસીએ પોતાની મલેકાનો પેગાંમ તુરતજ જઇને બેજનને સંભલાવ્યો, અને બેજનના દીલનો ખરો ભેદ જાણી લેવાની તેણીએ તદબીર કીધી. બેજને પેલી ચંચલ દાસીના સવાલના જવાબમાં જણાવ્યું, કે:—"હું નથી શીયાવક્ષ, કે નથી પરીજાદ. હું ગોદરેજના બેટા ગેવનો દીકરો બેજન છું મારા પાદશાહ કેખુશરૂના હુકમથી અરમાનીઆના જંગલમાં જંગલી ભુંડોના વધી પડેલા ત્રાસથી હેરાંન થતી રઇયતને બચાવવા માટે, ભુંડોનો શીકાર કરવા આવ્યો છું. ભુંડોનો શીકાર કરી હું મારે વતન પાછો ફરતો હતો, પણ તેવામાં તુરાંનના પાદશાહ અફરાસીયાબની દીકરી મનીજેહની ખુબસુરતીની તારીફ સાંભલી, તેણીને નજરે જોવા આ તરફ હું નીકળી આવ્યો છું." મનીજેહની સખી સાથ બેજનને લંબાણ વાતચીત થયા પછી,

તે હાસી બેજંનને પોતાની સાથ જશનગાહ મધે લઇ ગઇ, અને ત્યાં બંને દીલદારોની મુલાકાત થઇ. એ મુલાકાત ત્રણ દીવસ અને રાત સુધી ચાલુ રહી. રંગરાગ અને ખાંનપાંનનો મહીમા તે જશનગાહના દેરામાં ચાલી રહ્યો. ચોથે દીવસે બેજંને મનીજેહને કહ્યું કે:—

"મનીજેહ, મહાબુબ, ઓ ગુલકળી,
બુલંદ મારાં બખ્તે તું મુજને મળી.
સાંભલ મહાબુબ દિલદાર મોહંન,
લગાડી તેં દીલમાં પ્રિતની અગંન.
સોહેલ સીતારા દિપે જેમ ગગન,
બગલમાં તું બેજંનની દીપે મોહન.
દીલ મારૂ તુજપર થયું છે નિસાર,
ખૂબી શું વખાણું પરી ગુલેઆર.
સિકલ મન મોહન તું ઓ સુંદર પરી,
દીપે તેજ તારૂં મીસલ મુશતરી.
સિફત સુણી તારી હું માઇલ થયો,
નજરથી તુંને જોઈ ઘાઇલ થયો.
કહું રાસ્ત સુણ તુજને મુજ બયાંન,
મનીજેહ વીના છે બેજંન બેજાંન.
મનીજેહ તું લે આ મહારો વચન,
કે બેજંન મનીજેહના થાશે લગન."૯૨

* * *

મળી સંગ પ્રીતે હસી ગુલકળી,
બેજંનની સઘળી ઉમેદો ફળી.
કિધી ખુબ અશરત, કરી ત્યાં વતંન,
ગુજરીયા ચમંનમે દીવસ એમ ત્રણ.
જૂદઇનો વખત જોઇ મનીજેહ રડે,
કરે બહુ વિચારો, નહી સુજ પડે.
૩૦૫૦
સખી સંગ મળીને ઘડીયો એક ઘાટ,
કે લેઇ જવો બેજંનને તુરાંન સાથ.
થઇ જ્યારે હસ્તી બુલંદ રાતની,
કિધી એક તદબીર નવી જાતની.
મળી સંગ સખીઓએ મજલિશ ભરી,
બેજંનની ખિદમતમે સૌ કોઇ ખરી.
મચી હર તરફ બઝમમાં ધાંમ ધુમ,
નાચી રહી હર સખી છુંમ છુંમ.
બિરાજી તખતપર મનીજેહ નાર,
લઇ સાથ બેજંન કરે ખુબ પ્યાર.
હસાવી મનાવી લિધો મંનમોહન,
લટાવી ભમાવીને કીધો શરણ.
રિજવી રિજાવીને કીધી ઠગઇ,
દારૂમે મેળવી બેહોશ દવઇ.
બેજંનને પાયો દગાથી શરાબ,
બની તેની હાલત તે પીતાં ખરાબ.
ચહડી ઘેન ઘુંમરી, મગજ બહુ ફરે,
થયું શું એકાએક નહી સુજ પડે.
પડયો પેચ ખાઇ જમીનપર બેહોશ,
રહી નહી સૂધ્ધી, રહી નહી હોશ.
થઇ તેની હાલત બિલકુલ બેફાંમ,
દગલબાજ શરાબે કિધું કાંમ તમાંમ.
પડયો જયારે બેજંન થઇ પુર બેભાંન,
મનીજેહ ઉઠાવીને લઇ ગઇ તુરાંન.

* * *

પૂરી થઇ બેહોશીની જ્યારે અસર,
ઉઠી બેજંને કીધી સૌ પર નજર.

ઝૂકી સાહેલીઓએ કીધી આદાબ,
મનીજેહે દીધો નમીને જવાબ.

"દિલદાર બેજંન એ છે મૂજ મકાંન,
હું લાવી છું મૂજ સાથ તુને તુરાંન.

આ રંગ મહેલ મારો સજ્યો તું થકી,
નથી હ્યાં ફિકર કે દગાની વકી.

બેજંન તું છે મારો સાહેબ ધણી,
મનીજેહ હવે તારી દાસી બની."

* * *

ચહડયો જોશ ભારી સુણી આ ખબર,
પૂકારીયો બેજંન બની બેસબર.

અરે ઓ દગલાજ, દગો તેં દિધો,
મને તેં ફસાવીને તારાજ કિધો.

મદદ તારી યઝદાંન ! દુશમંન મકાંન!
થશે કેમ છુટકો ! મુલક છે તુરાંન !

અએ ગુરગીન નાપાક,ઓ બદસીફાત,
મને તેં ફસાવી ઘડયો મારો ઘાટ.

દેખાડી મને જશનગાહની રાહા,
ફરયો મોહેનીમા, થયો હું તબાહા.

કિનો મારો તે પર લે દાદગર,
તે હિચકારો મુજ સંગ રમ્યો મક્કર.

અફસોસ પ્રીતપર હજારો હજાર,
અફસોસ પ્રીતપર ફિતકાર અપાર."૯૩

જોઇ હાલે બેજંન, બોલી તે નાર,
"કરે કાં તું બેજંન, ખોટા વિચાર. ૩૧૦૦

નથી મેં દિધો તુંને કંઇબી દગો,
નથી મુજ સિનામા કપટની વગો.

ખરા પ્યાર ખાતર, કિધું મે એ કાંમ,
ના બોલ બેજંન, તું કડવા કલાંમ.

વાહલા સુણી લે તું મારા સુખંન,
દિસે મૂજને તુંજ વંન સુહનુ ચમંન.

જીગરમાં લગાડી તેં મહોબત અગંન,
રખે તારી મોહોબત, બને મુજ કફંન.

ખરા પ્યાર ખાતર તુંને લાવી સંગ,
હવે તું કરે મુજ ઉમેદાનો ભંગ.

ખુશીથા તું દીલભર, બુરા તજ વિચાર,
નરે શેર થઈ કેમ બને બેકરાર.

ખુશીથા ઓ બેજંન, જરા પીઇ શરાબ,
દુર કર દિલથી કહેરને સિતાબ.

મનીજેહ છે દાસી તહારી નફર,
કસુર હોય જો થઇ, કતલ મુજને કર.

અગર તારો જાહેર થશે ઇસરાર,
તો તુજને બચાવા કરશ જીવ નીસાર."૯૪

**બેજનના આવવા વીશેની ખબર અફ્રાસીયાબને કાંને પડવી.**

લાંબે વખતે આ બનાવની ખબર મનીજેહના મેહલના દરવાંનને પડી, કે એક ઇરાંની બચ્ચાને બાંનુ મનીજેહ પોતાની સાથે જશ્નગાહ તરફથી લઇ આવી છે. પોતાની પુરેપુરી ખાતરી કીધા પછી દરવાંને એ ખબર કસરેવેજને જઇ કહી, અને કસરેવેજે તુરતજ એ ખબર પોતાના ભાઇ અફ્રાસીયાબને જઇને જાહેર કીધી. અફ્રાસીયાબ આ ખબર

સાંભળી ઘણોજ ગુસ્સે થયો, અને બોલ્યો કે:--"જેને ત્યાં છોકરી હોય, તે જો કે પાદશાહ 'ની હોય, તોપણ તેના જેવો કમનસીબ બીજો કોઇ બી હશે નહી." તુરત અફ્રાસીયાબે કસરેવેજને હુકમ કીધો, કે:—"સવારોની એક ટુકડી લેઇ, મનીજેહના મેહલ તરફ ધસી જા, અને પેલા ઇરાંની બચ્ચાને પકડી મારી પાસ લેઇ આવ."

પોતાના ભાઇ અને પાદશાહના હુકમ પ્રમાણે કસરેવેજ તુરતજ લશ્કરી સરદારોની એક ટુકડી લઇ મનીજેહના મેહલ તરપ ગયો, અને મહેલને ચોતરફથી ઘેરી લેઈ, પોતે અંદર દાખલ થયો. દાખલ થતાંજ તેણે જાણ્યું, કે દીવાંનખાંનાના દરવાજા અંદરથી બંધ હતા, અને અંદર રંગ રાગ અને ખાંન પાંનની ધુમ મચી રહી હતી. વગર ધીલે તેણે દીવાનખાનાના દરવાજા ભાંજ્યા, અને પોતે અંદર દાખલ થયો. તેણે તખત ઉપર એક ઇરાંની બચ્ચાની ગોદમાં મનીજેહને બેઠેલી જોઇ. મહેફીલના રંગમાં અચબુચ ભંગ થયો. રંગ રાગ બંધ પડયો, અને મનીજેહ ગભરાટમાં પડી. સરવે કોઇ ફીકકાં પડી કાંપવા લાગ્યાં. કસરેવેજે પુકાર મારી કહ્યું કે:—

પૂકારી કહ્યા કસરીવેજે કલાંમ,
કે,"અએ બેહયા બદનસલ બદલગાંમ.

વીના હક પર ઘર ઘુસે ચોર તું,
કરે એશો અશરત, ઓ સરજોર તું.

નથી નહાસવાની રહી એક રાહા,
કરી લે તું દુનિયાને છેલ્લી નિગાહા.

લિધો છે મેં ઘેરી મહેલ ચોતરફ,
શરણ થા વિના બોલવે એક હરફ."

* * *

પલકમાં પડયો ફૂલ બંધ રાગ રંગ,
બેજંને ગરજીને મારી છલંગ.

કિધી ચોતરફ તેણે એકદંમ નજર,
અચાંનક આફત દિઠી સર ઉપર.

"ખુદા થા તું મુજનો મદદગાર હ્યાં,
લડસ કેમ નથી પાસે હથીઆર હ્યાં.

કહાં છે પેદર મારો ગેવ મહેરબાંન,
બચાવે કોણ આ સમે મારો જાંન.

નથી મારો ઘોડો, નથી તલવાર,
પરાયા મુલકમાં નથી દોસ્તદાર.

ઓ સાહેબ ખલકના, કરીમ દાદગર,
મૂજ આફત રસીદા ઉપર કર નજર."

* * *

હતો તે વમાસનમાં નેકજાદ,
પડી તેટલાં તેને અચબુચ યાદ.

છૂપાવી તે રાખતો'તો ખંજર એક,
પગનાં મોજાંની અંદર છેક.

તુરત બેંચ્યું તે ખંજર આબદાર,
ને બોલ્યો બહાદુર મારી પુકાર.

કે "ઓ બેહયા બેશરમ બદગૂમાંન,
અગર હોય લડવું નિકલ મયદાંન.

જેવનો છું બેજંન હું ગોદરેજીઆંન,
નરે શેર કેશવાદ મુજ ખાંનદાંન.

અગરચાહતો હોય જંગ તું મારી સાથ,
તો તૈયાર છે બેજંન ભીડવાને બાથ.

૩૧૫૦

કરશ મારાં ખંજરથી સો સર કલંમ,
દેખાડશ તુંને હું નવો કંઇ સિતંમ.

અગર ચાહ તો હોય જો તું કરવા ભલઇ,
તો કર આ સમે મારી તું રહાનુમઇ.

મને પાદશાહ પાસ લેઈ જા સિતાબ,
ખરી વાતનો તેને આપું હિસાબ."૬૫

## કસરેવેજે ફરેબ આપી બેજનને કેદ પકડવો.

કસરેવેજે જયારે બેજંનતું નામ સાંભળ્યું, અને તેને હથીઆરબંધ બનેલો જોયો, ત્યારે તેણે લડાઇ કરવાથી હાથ ઉઠાવવાનો એકદમ ઠરાવ કીધો, અને ફંદ તથા મકકરથી તેની સાથ કાંમ લેવાની તજવીજ કીધી. તેણે બેજનને નરમાસથી સમજાવી કહ્યું કેઃ-" અગર જો તું તારા હાથ માહેલું હથીઆર નાખી દીએ, તો હું કસંમ ખાઇ તુંને કોલ આપું છું, કે હું તારો એક વફાદાર દોસ્ત અને રહાનુમા થવશ. વળી અફ્રાસીયાબ પાસ તારે માટે સારા બોલો બોલી, તુને માફી અપાવવાની હું દરેક તજવીજ કરશ.* * *" બેજને તેની મીઠી મીઠી વાતો ઉપર વીસ્વાસ મુક્યો, અને તુરતજ પોતાના હાથ માહેલું ખંજર ફેંકી દીધું. આવો મામલો જોઇ કસરેવેજે તુરતજ પુકાર કરી બેજનને ઘેરી લેવા પોતાના સવારોને ફરમાવ્યું, અને તેજ વખતે દીવાંનખાંનામાં બેજંન ઉપર તુરાંની સવારો ધસી ગયા, અને તેને કેદ કરી જંજીરથી જકડી, ધસડતા અફ્રાસીયાબની આગલ તેની દરબારે લઇ ગયા. બેજંન જયારે અફ્રાસીયાબની આગલ જઇ પુગ્યો, ત્યારે તેણે અફ્રાસીયાબને કહ્યું કેઃ—

"કહું હાલ તુંને રાસ્ત અફ્રાસિયાબ,
કર રાસ્ત ઇનસાફ સૂણી ફરીયાદ.

હકિકત એ છે અવલ શહેરીયાર,
નિકલ્યો હું ઇરાંનથી કરવા શિકાર.

લડી સંગ ભુંડો કિધાં સરવે ઠાર,
પડી રંજ ભારી, બહુ બેશુમાર.

નિકલ્યો તે જંગલમાં કરવા સફર,
પૂગો જઈ એકાએક જશેનગાહ ઉપર.

તપતો'તો સરપર બુલંદ આફતાબ,
થયો જીવ ગરમીથી બિલકુલ બેતાબ.

બુલંદ એક દરખત પડીયું નજર,
સિતલ છાંયડે જઇ પડયો બેફકર.

પરી એક અચબુચ હાજર થઇ,
મને ગોદમાં લઈ ઉડી તે ગઇ.

ચહડી નિંન્દ મગજે બેહોશીભરી,
ખુલી આંખ તો જોઇ મનીજેહ પરી.

મલાકાત થઇ કોઇ કંમબખ્ત ઘડી,
બલા મારે સર આસમાંની પડી.
વિચાર દીલમાં કર ઓ જેહાંપનાહ,
નથી તારી બેટીનો કંઇ બી ગુનાહ.
નથી એમાં મારી જરાબી કસુર,
મળી ગઇ મને કોઇ પરી બેશઉર."
હસી બોલીયો શાહ અફરાસિયાબ,
"અરે કમસમજ શું જૂવે છે તું ખાબ.
કિધો છે ગૂનાહ એવો નહિ થાય માફ,
કરે ખાલી બકબક મારીને લાફ.[1]
ગલત વાત સઘલી, ખરી નહિ જરી,
બચાવા જીવને બતાવે પરી.
સફર તારી દૂનીયામે થઇ છે ખતમ,
પલકમાં તું પુગશે 'મુલ્કે–અદમ.'[2]"
કહ્યું બેજંને બહુ બનીને નિરાસ,
"અરે નાતરસથી શું રાખું હું આસ.
એ એ શાહે આલમ ઓ તાજદાર,
કરે કેમ એવા બેહુંન્દા વિચાર.
જંગલના શેરોને ભુંડો હેવાંન,
પંજાને દાંતે કરે છે તુફાંન.
પેહલવાંનો બી તેમ કરે છે જંગ,
શંમશીર ગૂરજથી કરે છે બતંગ.
ખંજર ને નેજા, તીર ને કમાંન-
થી લડીને કહાડે છે દુશમંનનો ઘાંન.
દગાથી કિધો છે મને બંદીવાંન,
લડે કેમ હથીઆર વિના પેહલવાંન.
અગર જોતું હોય જો તૂને મારૂં બળ,
તો કર મુજને છુટો તું થોડીક પળ.
ફકત એક ઘોડો ને ગુરજ તું આપ,
દેખાડું દલેરીનો તુંને હિસાબ.
હજાર એકમાંથી જીવે એક જંણુ,
તો બેશક તું બેજંનને નામર્દ ગંણુ.

* * *

## અફ્રાસીયાએ બેજંનને ફાંસી ચહડાવવાનો હુકમ આપવો.

બેજંનના આવી રીતના સખુનો અફ્રાસીયાબને ગમ્યા નહી. તેણે ગુસ્સે થઇ બેજંનને તરેહવાર અપમાંનભરાયા સખુનો કેહ્યા, અને કસરેવેજને હુકમ કીધો કેઃ—"આ ઇરાંની બચ્ચો ચોરી ઉપર સરજોરી કરે છે, અને મારી સાંમે આવા નાલાએક સખુનો બોલવાની હિંમત કરે છે, વાસતે એને એકદમ ફાંસી દે, કે જેથી ભવીશમાં કોઇબી ઇરાંની એવું નાલાએક કાંમ કરવાની હિંમત કરે નહી." બેજંનને સખત પાહારા હેઠલ કસરેવેજ દરબારમાંથી બાહાર લેઇ ગયો, અને બેજંન પોતાના જીવવાની આશા છોડી સંતાપ કરવા લાગ્યો.

ફિકરમંદ બનીને બેજન રડે,
નહિ કોઇ કદરદાંન રફિક ત્યાં જડે.
"અગર દાદગરનો હશે એજ હુકંમ,
તો નથી મુજ કજાનો મને કાંઇ ગમ.

---

૧ લાફ યાને ગપ મારવી. ૨ 'મુલ્કે અદમ' યાને મીનોઇ જેહાંન.

મગર છું દૂખી કે મરૂ પરદેશ,
નહિ પાસ મારી પેદર કે બેશ.
બૂરી કોઇ ઘડીએ પડયો હું બહાર,
જોવા ન પામ્યો માદર દિદાર.
અફસોસ! હું પડીયો વતનથી દુર,
અફસોસ! જવાંની થઇ ગઈ ધુર.
અફસોસ પેદરના ન જોયાં દિદાર,
ખબર મારી સુણી થશે બેકરાર.
અફસોસ! પેદરના થશે કેવા હાલ,
અફસોસ! દુશમંન થશે ખુશહાલ.

તુને કોણુ કહેશે આ મારા પદર,
ગૂજરી જફા શૂં શૂં મારી ઉપર.
ખબર કોણુ પૂગાડે તૂને આ પદર,
કે, બેજન મરેછ થાર્ઇ જીરોજબર.
વતંન મારે લઇ જા તું પયગાંમ હવા,
ને રહેજે તું મારા ખુનનો ગવાહા.
તુસ અને રૂસતમને દેજે ખબર,
કે કીનામા મારા તે બાંધે કંમર.
ગુરગીન નાપાકે કીધું છે કાંમ,
ગઇ મારી જીંદગીને ઓલાદનું નાંમ.”૭

## ફાંસીની સજામાંથી બેજંનનુ છુંટું થવું.

શાએર કહે છે કે, બેજંનનો આ વિલાપ પરવરદેગારે સાંભલ્યો, અને તેની ઉપર તે મેહરબાંન થયો. અફ્રાસીયાબના વઝીર પીરાંનતું તે જગે એકાએક આવવું થયું, અને ફાંસીને લાકડે ચહડતા એક જવાંનને જોઇ, તેણે તલાશ કીધી. કસરેવેજે બેજંનને ઓળખાવી તેની સઘળી હકીકત પીરાંન વઝીરને જાહેર કીધી. બેજંનનું નામ સાંભલી પીરાંન તુરતજ તેની આગલ ગયો, અને તે ઈરાંનથી શા કાજે ત્યાં આવ્યો હતો, તેનો ખુલાસો પુછયો. બેજંને સઘળી બીના પીરાંન વઝીરને જણાવી, અને પીરાંનને તેના હાલ ઉપર દયા આવી.

તુરાંનના પાદશાહ અફ્રાસીયાબનો પીરાંન વઝીર હતો. તે દાનાવ વઝીર ઉપર અફ્રાસીયબનો મોટો વીસ્વાસ હતો. પીરાંને તુરતજ હુકમ કીધો, કે:—“હું શાહા અફ્રાસીયાબને મળી બેજનના બાબમાં તેનો સેવટનો હુકમ મેળવું, ત્યાં સુધી બેજંનને ફાંસી દેવાનું મોકુફ રાખવું.” પીરાંન તુરતજ અફ્રાસીયાબ પાસ ગયો. તેણે અફ્રાસીયાબની મુલાકાત લીધી, અને બેજંનના બાબમાં અફ્રાસીયાબને અરજ ગુજારી સમજાવ્યું કે:—

“સદા રહે સલાંમત શાહ તું ખુશાલ,
થજો તારા નાબુદ રંજો મલાલ.
ઉભો સર ઝુંકાવી હું તારી હજુર,
ગૂજારૂં અરજ માફ કરજે કસુર.

કિધો જયારે શ્યાવક્ષને તેં કતલ,
કિધો મૂજ શિખામણુ પર નહિ અમલ.
વતંન છોડી શ્યાવક્ષ આયો તુરાંન,
પનાહ આપી તેને કિધો તેં બેજાંન.

હજી તો છે શ્યાવક્ષનો કીનો ગરમ,
જગાડે નવો તું ફિતનો અલંમ.
હવે જો તું બેજનને કરશે બેજાંન,
તો ઉઠશે કિનામાં કુલ્લે ઇરાંન.
તુસ જેવા જંગી ને ઘસ્તંમ દલેર,
ગેવ અને રૂસતમનો ભુલીયો શું કહેર?

ભુલશે ન ગોદરેજ નબીરાનું વેર,
ચલાવશે તુરાંનમે લોહીની નહેર.
ગયો કેમ તું રૂસતમનો ગુસ્સો ભુલી.
કે નિકલીયો તું બેજનને દેવા સુલી.
કરે કાં તું નાહક કારે જબુન,
ના કર તું બેજનનું નાહક ખુંન."

## પીરાંનની સમજાવટથી બેજંનની સજામાં ઘટાડો થવો

પીરાંન વઝીરની સમજાવટથી અફ્રાસીયાબના ઘાતકી દીલ ઉપર અસર થઇ, અને પીરાંનને તેણે જવાબ દીધો કેઃ—"અએ વઝીર દીલપઝીર, તું જાણુતો નથી કે બેજંનની આવી ચાલથી ઇરાંન અને તુરાંનમાં મારી અને મારાં કુટુંબ ।। રૂસવાઇ થઇ છે. મારાં કુળની તમામ બાંનુઓની ઇજતને બેજંને કલંક લગાડયો છે. માટે એને સજા તો થવીજ જોઈએ." પીરાંને જવાબ દીધો કે: –"અએ આલમપનાહ, જો તેમજ હોય, તો તું એને મોતની સજા ના કર. એની સજામાં ઘટાડો કર. બહેતર તો એ છે, કે એને કેદની સજા કર, જેથી ઇરાંનીઓને ઢડો મળશે, અને ફરીથી તેઓ તુરાંની બાંનુઓ તરફ એવી આડી નજર કરતા અટકશે." આ સમજાવટથી અફ્રાસીયાબે ફાંસીનો હુકમ ફેરવી, બેજંનને મજબુત સાંકલથી જકડી એક ઉંડા કુવામાં બંદ કરવાનો હુકમ કીધો, અને તે કુવાના મોહડાં ઉપર એક જબરદસ્ત ભારી પથ્થર ઢાંકવા ફરમાવ્યું, કે જેથી તે ગારમાં દીવસ ।। રોશણી કે આફ્તાબનુ એકબી કીરણુ દાખલ થઇ શકે નહી. વળી બાંનુ મનીજેહના બાબમાં તેણે એવો હુકમ કીધો, કે તેણીના મહેલને એકદંમ તારાજ કરવો, અને તેણીનું તાજ છીનવી લેઇ તેણીને શેહેરબદર કરી તેજ કુવા આગળ તેણીને રખડતી મુકવી.

અફ્રાસીયાબના આ હુકમ પ્રમાણે કસરેવેજે બેજંનને ગારમાં કેદ કીધો, અને મનીજેહને તાજ અને સાજથી બેતાજ અને સાજવનાની બનાવી બેજંનવાલા ગાર પાસ જંગલમાં એકલી રઝડતી મુકી.

મનીજેહની મોહબતનું આવું પરીણાંમ આવ્યું. તે દરરોજ રખડી રઝડી કાંઇક ખાવાનું મેળવતી, અને તે ખાંણુ બેજંનને તેના ગારમાં એક સુરાખમાંથી પહોંચાડતી. એ રીતે મનીજેહ પોતાની જીંદગીના દુખી દીવસો બેજંનના ભયંકર બંદીખાના આગલ પડી રહી ગુજારતી હતી. ૬૮

## બેજંનના ગુમ થવાની ખબરનું ઇરાંનમાં જઇ પુગવું.

એક હાથ ઉપર દીલાવર બેજંન, જ્યારે તુરાંનના જંગલમાં આવી આફતમાં પડયો હતો, ત્યારે બીજા હાથ ઉપર બેજંન મનીજેહના જશનગાહ તરફથી હજી સુધી પાછો નહી ફરેલો હોવાથી, ગુરગીનની ઇન્તેજારીનો પાર રહ્યો નહી. બેજંનને પાછો ફરેલો જયારે ગુરગીને જોયો નહી, ત્યારે તે ગભરાવા લાગ્યો, અને તેની શોધમાં તે વેરાંન જંગલમાં ફરવા નીકલ્યો. બેજંનને શોધી કાહડવાની તેની તમામ મેહનત ફોકટ ગઇ. તેની કાંઇબી નીશાંણુ કે પતો તેને મલ્યો નહિ. એવામાં બેજંનનો ઘોડો તે વેરાંન જંગલમાં પોતાના સવાર વગર ભટકતો ગુરગીનની નજરે પડયો. ગુરગીને તે ઘોડાને તુરતજ ઓળખ્યો, અને બેજંન વગર બેજંનના ઘોડાને જોઇ તે રડવા લાગ્યો.

ગુરગીનના પસતાવાનો હવે કાંઇબી પાર રહ્યો નહી. અંતે ગુરગીન બેજંનનો ઘોડો લેઇ રડતી આંખે ઇરાંન જઇ પુગ્યો. પેહલવાંન ગેવે જયારે ગુરગીનને બેજંનના ખાલી ઘોડા સાથ પાછો ફરેલો જોયો, ત્યારે તેના વીલાપનો પાર રહ્યો નહી. ગેવે તુરતજ ગુરગીનને બેજંન વીશે પુછયું, અને ગુરગીને બેજંનના ગુંમ થવાની બનાવટ ભરી ખબર આપી. ગેવે તેની વાત બીલકુલ માની નહી, અને ગુસ્સામાં આવી તેને ઘસડતો પાદશાહ કેખુશરૂની દરબારમાં લેઈ ગયો.

## બેજંનના કેદખાનાનો પતો શાહા કેખુશરૂએ જાંમે જેહાંનુંમાં મારફતે મેળવવો, અને બેજંનના છુટકારાની તદબીર કરવી.

બેજંનના ગુમ થવાનો હેવાલ ગુરગીનને મોહડેથી સાંભલી પાદશાહ કેખુશરૂ ગુરગીન ઉપર ઘણોજ કફા થાયો. શાહા કેખુશરૂએ ગેવને સમજાવી કહ્યું કેઃ— "દીલાવર ગેવ, તું ફિકર ના કર. મને લાગે છે, કે તારો દીકરો બેજંન જીવતો છે, સબબ નામીચા મોબેદો અને નજુમીઓએ એવી આગાહી કીધી છે, કે હું જયારે અશો શીયાવક્ષના કીનામાં તુરાંન જમીન ઉપર ચહડાઇ લેઇ જવશ, ત્યારે તે લડાઇમાં તારો દીકરો બેજંન મોટો ભાગ લેશે."

ગુરગીનની ફીતુરી ચાલ માટે શાહા કેખુશરૂએ તેને બંદીખાંને નાખવાનો તુરત હુકમ કીધો, અને ગેવને જાહેર કીધું કેઃ—"બેજંન જીવતો છે, પણ તે કયાં છે તેની ખબર હમણા મળી શકે એમ નથી. માટે ગેવ તું ફરવરદીન મહીના સુધી સબુરી પકડ; કારણ કે તે વખતે આફતાબનો પ્રકાશ દીપી રહેશે, બહારની મોસમ ખીલી

રહેશે, અને તમામ કુદરત બોલતી થશે, ત્યારે હું મારી 'જામે ગેતીનુમાં' (યાને જામે જેહાંનુમા) માં તમાંમ હફ્તકેશ્વર જોવશ, અને તેમાંથી તારો દીકરો જયાંબી હશે, ત્યાંથી તે મને દેખાશે."

આ સખુનોથી ગેવને ધીરજ મળી, અને ઉમેદવાર દીલે તે ફરવરદીન મહીનાની રાહા જોતો રહ્યો. અંતે નૌરોજનો મુબારક દીવસ આવી લાગ્યો. તે દીવસે પાદશાહ કૈખુશરૂએ બંદગી કરી પોતાની "જામે જેહાંનુમામાં" નજર કીધી, અને સઘળા ખંડોમાં જામ મારફતે તપાસ કરી જોયું તો અંતે બેજંન કર્કસારના વેરાંનમાં, એક ઉંડા સીહા ગારમાં જંજીરથી જકડાઈ કેદ પડેલો, અને દુખથી બેજાર થતો તેને દેખાયો. વળી તેજ ગારની આગલ એક ખાંનદાંની સીકલની બાંનું, બેજંનની પાસબાંની કરતી દેખાઇ. આ ખબર શાહા કૈખુશરૂએ દરબારને ખુશી સાથ જાહેર કીધી, અને ગેવ તેથી ઘણોજ ખુશાલ થયો. પાદશાહે કહ્યું કે:—"બેજંન જીવતો છે, માટે હવે તેને છોડવવાની તજવીજ કરવી ઘટે છે. મને લાગે છે, કે એ કાંમ રૂસતમથીજ પાર પડશે."

### બેજનના છુટકારા માટે જેહાં પેહલવાંન રૂસતમને બોલવવાનો કૈખુશરૂએ હુકમ કરવો.

પાદશાહે તુરતજ રૂસતમને બોલાવવા તાકીદનો પેગાંમ રવાના કીધો, અને તેમાં બેજંનની ગીરફતારી વીશે જણાવી, તેનો છુટકો કરવાનો રૂસતમને અરજ કીધી. રૂસતમ પેહલવાંન બેજંનની આફત સાંભળી ઘણોજ દલગીર થયો, કેમકે ગેવ તેની દીકરી બાંનું ગોસસ્પ સાથ પરણેલો હતો, અને એ લગનથી બેજંન બાંનું ગોસસ્પનો દીકરો થતો હતો. રૂસતમ તુરતજ પાદશાહની દરબારમાં આવી ઉભો, અને બેજંનને છોડવવાની યોજના તેણે ઘડી કાહડી.

ગુરગીનને જેવી ખબર પડી, કે જેહાં પેહલવાંન રૂસતમ આવી પુગ્યો છે, અને બેજંનના છુટકારાની તે તજવીજ કરે છે, ત્યારે તેણે રૂસતમને આજીજી ભરેલો પેગામ કહેવાડી પોતાનો છુટકારો કરવા અરજ કીધી. તેણે પોતાના કરતુક માટે માફી ચાહી, સઘળી ખરી બીના જાહેર કીધી.

રૂસતમે પેહલ્લાં ગુરગીનને બંદીખાનામાંથી છોડવી પોતાના કબજામાં લીધો, અને પોતાના રસાલામાં તેને દાખલ કીધો. એ પછી પાદશાહે પુશકલ ખજાંનો અને મુસાફરીનો અસબાબ રૂસતમને સ્વાધીન કીધો, અને રૂસતમ વેપારી વેશ ધારણ કરી, એક મોટા રસાલા સાથ બેજંનને છોડવવા ગુપચુપ તુરાંન તરફ નીકલી ગયો.

## વેપારી વેશે રૂસતમનું બેજંનને છોડવવા તુરાંન તરફ જવું.

રૂસતમે છુપે વેશે અને છુપા નામે બેજંનને કેદખાંનામાંથી છોડવવાનું વધારે પસંદ કર્યું, કેમકે તે એવું ધારતો હતો, કે લડાઇ કરી બેજંનને છોડવવાની તજવીજ કરવા જતાં, મબાદા અફરાસીયાબ તેના જીવને હલાક કરશે. એ સબબને લીધે રૂસતમે પોતાના રસાલાના તમામ આદમીઓને વેપારી વણુજારનું રૂપ આપી, પોતે પણુ એક વેપારીનો વેશ સજી તુરાંન સરહદમાં દાખલ થયો, અને ત્યાં વેપારના સાંમાનની તે એક પેહડી ખોલી બેઠો. ખુતનના મુલકમાં જ્યાં વઝીર પીરાંન રહેતો હતો, ત્યાં રૂસતમે છુપા વેશે જઇ પીરાંન વઝીરને ભેટ સોગાત નજર કીધી, અને ખુતન શેહરમાં વેપાર ચલાવવાની તેણે રજા માંગી, જે પીરાંન વઝીરે તુરતજ તેને ખુશીથી આપી.

એક ઇરાંનનો શાહ વેપારી ઇરાંનથી મોટી વંણુજાર લેઇ આવેલો છે, એવી ખબર જ્યારે ફકીરી હાલે ભટકતી મનીજેહને કાંને પડી, ત્યારે તે બાંનું તુરતજ તે ઇરાંની વેપારીની પેહડી ઉપર દોડી ગઇ, અને રૂસતમ જે છુપા વેશમાં પેહડી ઉપર બેઠો હતો, તેને તેણીએ અરજ કરી કહ્યું કેઃ—

"ઇરાંન સરજમીનના સખી દીલ મર્દ,
સદા રહેજે સુખી ને બિલકુલ બેદર્દ.

દીલની પડો પાર ઉમેદો બુલન્દ,
જમાનો દેખાડે ન દુખ કે ગઝન્દ.

રહેજો ખુશીમાં તમારૂં ઇરાંન,
સદા શાદ રહેજો તમારા જવાંન.

કેવી છે શાહ ખુશરૂની ખબર ?
કેમ છે પહેલવાંન ગેવ નામવર ?

ઇરાંનીઓને છે ખબર કે નહી,
બેજંનની ફીકર કરેછ કે નહી ?

પડેલો છે તે સિહા ગારમાં,
રડે રાતો દીન તે અંધકારમાં.

પડી છે ભારી પગે જંજીર,
દૂખમાં ગીરફતાર છે રણધીર.

બદંન તેનું લહુથી થાયું છે તર,
રૂદન સાંભળી તેનું ફાટે જીગર.

પુરી તું કરે જ્યારે તારી સફર,
તૂરત જઇને ઇરાંન કરજે ખબર.

કે, પડીયો છે બેજન થઇ બંદિવાંન,
નથી રહી તનમાં તાકત કે જાંન."

## રૂસતમ અને મનીજેહનો મીલાપ.

વેપારી વેશમાં જેહાં પેહલવાંન રૂસતમે ખુતનમા જે પડાવ નાખ્યો હતો, તેની મતલબ એટલીજ હતી, કે કોઇભી રીતે બેજંન વીશે ત્યાંના લોકોની અંદર થતી ચરચા જાંણી કાંઇક બાતમી મેળવવી. એક ભીખારી હાલતમાં આવી રીતે એક ઓરતને બોલતી સાંભળી, રૂસતમે પેહલ્લાં તો તેણીનું કાંઇભી સાંભળવા ના પાડવાનું ડોળ

ઘાલી તેણીને ત્યાંથી ચાલી જવા હુકમ કીધો. રૂસતમે કહ્યું કેઃ—" બાઇ, હું તો એક વેપારી છું, અને બેજંન અને એવા બીજાઓ સાથ મને શું લાગે વળગે, કે તું એ વીશે મને કંટાળો આપવા આવી છે !" મનીજેહ આવા સખુનો સાંભલી ઘણીજ નિરાસ અને રંજીદા થઇ બોલી કેઃ—૯૯."

"ના કર સખી મર્દ એવી જબાંન,
હું દૂખીઆનું સૂણુ તું જરા દાસતાંન.
મગર કમનસીબે ફૂટી તકદીર,
હું દરવિશ નથી, કે નથી હું ફકીર.
છું અફરાસિયાબની હું દિકરી દૂખી,
મનીજેહ મહેલમાં હતી જે સૂખી.
નથી તેને વસતર પુરાં આજ અંગ,
ભટકતાં રખડતાં ગયાં નુર–રંગ.
બેજંન થકી છે બૂરા મૂજ હાલ,
બેજંન થકી આએ રંજો મલાલ.
બેજંન થકી મારી ગઇ ઉંઘ સુખ,
બેજંન થકી વેઠું છું આએ દુખ.
બેજંન છે મારાં સૂખની સુરઈ,
છે પાસ તેની આ દૂખની દવઇ.
તવલતો રહે તે વીના પાંણી–અંન,
સિહા ગારમાં તે રડી કાહડે દંન.
છે ગાર પર એક ભારી પથ્થર,
ઉડાવી શકે તે નહી કોઇ નર.
હું કમબખ્ત દૂખી નાર શું શું કરૂં,
અગર મોત આવે ખુશીથી મરૂં."

**રૂસતમે પોતાના આવી પુગવાની ખબર બેજંનને પુગડાવી.**

આ આફતરસીદા ઓરતને મોહડેથી આવા સખુનો સાંભળી રૂસતમે તેણીને દીલાસો દીધો, અને બેજંનને માટે ખાંણુ તઇઆર હોય તો તે લાવવાનો રૂસતમે પોતાના બાવરચીને હુકમ કીધો. બાવરચીએ મસાલેદાર પકવાંન લાવી હાજર કીધું, અને રૂસતમે મનીજેહની નજર ચુકાવી, ખાણા માહેલા મુરગની એક ટાંગમાં પોતાની નીશાંણવાલી વીંટી બેમાલુમ ખોસી, તે પકવાંન મનીજેહને સવાધીન કરી કહ્યું કેઃ— "બાનુ આ ખાંણુ તું લઇ જા, અને તારા બેજંનને ખવાડ."

મનીજેહ તે પકવાંન તુરતજ બેજંનના ગાર આગલ લઇ ગઇ, અને ગારના મુખ આગળ આવેલી એક સુરાખને રસતે તેણીએ તે ખોરાક બેજનને સવાધીન કીધો. બેજંને તે ખોરાક લીધો, અને તે ગારમાં મોટે અવાજે હસવા લાગ્યો. બેંજનને આવી રીતે બેધડક હસતો જોઇ મનીજેહ અજબ થઇ તેના હસવાનું કારણ પુછવા લાગી. બેજંને ખરો ભેદ કેહવાની આનાકાંની કીધી, અને તેણે મોટે અવાજે હસવું ચાલું કીધું. આવો મામલો જોઇ મનીજેહ રડમસ થાઈ બોલી કેઃ—

"બેજન રે બેજન! બોલ આ જીગર!
શું કાંમ હસે છે? શું છે ખબર?
દુશમંન શું અંતે જમાનો થયો?
શૂં દૂખ વેઠતાં તું દીવાંનો થયો!
જરા દે આ બેજંન તું સિધ્ધો જવાબ,
શિહા ગારમાં કાં હસે બેહિસાબ."

*  *  *

હસી બોલીયો, નેક બેજન ફરી,
"મનીજેહ મહાબુબ, સૂણુ સુંન્દરી.
કહુ કેમ હસવાનો ખોલીને ભેદ,
હવે દુર થશે મારાં સંકટ ખેદ.
કહું કેમ તૂંને આ જીગર ગુપ્ત વાત,
થઈ છે નારોથી નરની ઘાત.
લબો પર લગાડી દિધું હોય 'સાલ,'
રહે ભેદ કદી નહિ મીસલ આમે નીલ."

*  *  *

રડી બહુ મનીજેહ, સૂણી આ ગૂમાંન,
થઇ દદમંદ બહુ, સૂણી બોહતાંન.
"બેજંન મે દીધું તુંને મારૂં દેલ,
તજ્યાં તૂંજ થકી મેં વતંન ને મહેલ.
જે થકી છોડા મેં શાહી ને તાજ
જે થકી તારાજ કિધો મારો સાજ.
તે જ્યારે મુજથી છુપાવે ભરંમ,
આ દાવર તું કેમ એટલો બેરહંમ."

*  *  *

કહ્યું બેજને, "અએ મોહંન મની,
જીંદગીથી જ્યાદા મેં તુને ગણી.
ખરેખર થઈ મૂજ થકી તું ખુવાર,
તજી તુંએ શાહી, તજ્યો સંણુગાર.
કસુર માફ કર જે થઈ હોય ખતા,
હવે જોઉં છું મારાં સૂખની ઘટા.
સાંભલ મનીજેહ, ધરીને તું કાંન,
આવી પૂગોછે રૂસતમ પેહલવાંન.
જલ્દી મનીજેહ તું જઇ તેને મલ,
કરશે તે મારી ઉમેદો સફલ.
જઈને તનાહીમાં પુછ એકદંમ,
કે, અએ નામવર તુંજ છે રૂસતંમ.
સિધારી સંગ તેને જલ્દી તું લાવ,
દૂવા જઇને બેજંનની તેને સૂણાવ."
મનીજેહ પવન વેગે ગઇ નીકલી,
ઉમેદ છાતીમાં રહી ખીલી કુલ ભલી.
મલી રૂસતંમને કહ્યો સર્વે હાલ,
ખશીથી ખીલાં બે રહ્યા ગાલ-લાલ.
કહ્યું રૂસતમે, "નાર આ નામદાર,
રહો રહેમ તુંજ પર પરવરદેગાર.
બાંનુ મનીજેહ, જોઇ લે મને,
ઉભો છે રૂસતંમ તું સાંમને.
બેજન થકી છોડી જાબુલ શહેર,
પૂગો આવી ત્યાં, હું ધરી દીલ કહેર.
હવે જા મનીજેહ હીંયાંથી સિધાર,
આવશ હું રાતે લઇને સવાર."

*  *  *

કર્ગસારના જંગલમા આવેલા ઉંડા ગારમાથી રૂસતમ બેજનનો છુટકારો કરે છે.



"થયો અસ્ત ખુરશેદ પડી જ્યારે રાત,
નિકલીયો રૂસતમ સવારોની સાથ.
સજી શસ્ત્ર અંગે, ને બખ્તર તમાંમ,
મદદ માગી રબની, પહડી નેક કલાંમ.

તવાના, એ દાના, કરીમ, દાદગર,
અરજ એક ગુજારૂ ઝુંકાવીને સર.
મને દે તું દાવર બળ બિશીયાર,
છુટે મુંજથી બેજન, સીહા તોડું ગાર."

થયો અસ્ત ખુરશેદ, પડી જ્યારે રાત,
નિકલીયો રૂસતંમ સવારોની સાથ.

તવાના ઓ દાના, કરીમ દાદગર,
અરજ એક ગૂજારૂં ઝૂંકાવીને સર.[૧૦૧]

સજી શસ્ત્ર અંગે ને બખ્તર તમાંમ,
મદદ માગી રબની, પહલી નેક કલામ.

'મને દે તું દાવર, બલ બીશીઆર,
છૂટે મુજથી બેજંન સીહા તોડું ગાર.
૩૩૪૪

## કર્કસારના જંગલમાં આવેલા ગારમાં કેદ પડેલા બેજંનને જેહાંપેહલવાંન રૂસતમે છોડવવો.

કર્કસારના જંગલમાં રાતની સીહાઇ વચે બેજંનને તેના બંદીખાનામાંથી છોડવવાનું કાંમ મુશકીલ જેવું લાગવાથી, બાંનું મનીજેહએ તે જંગલમા પડેલાં લાકડાંનો એક મોટો જથ્થો એકઠો કરી રાખ્યો હતો. રાત પડતાજ જેહાં પેહલવાંન રૂસતમ પોતાના ચુંનંદા પેહલવાંનો સાથ હથીઆરબંધ થઇ તે જંગલમાં ગુપચુપ જઇ પુગ્યો. મનીજેહએ એકઠાં કીધેલાં લાકડાંની એક ચેહ બનાવી સલગાવી, જેથી રાતની અંધારી રોશનીમાં ફેરવાઇ ગઇ. બેજંનને જે ગારમાં કેદ કીધો હતો, તે ગારના મોહડાં ઉપર રૂસતમે એક ગંજાવર કદનો પથ્થર ઢાંકેલો જોયો. રૂસતમે તે પથ્થર ઉઠાવવા પોતાના પેહલવાંનોને કહ્યું, પણ તે પથ્થર વજનમાં એટલો તો ભારી હતો, કે સઘળા પેહલવાંનોએ સાથે મલી ઉઠાવવાની તજવીજ કીધા છતાં, તે હીલી શકયો નહી. જ્યારે રૂસતમે એવો મામલો જોયો, ત્યારે તેણે પોતે તે પથ્થર ઉઠાવવનું કાંમ માથે લીધું. દાદગર દાદારની જનાબમાં તેણે સર ઝુંકાવી મદદ ચાહી, અને એક જોર કરી, ગારના મોહડાં ઉપર ઢાંકેલા તે પથ્થરને તેણે ઉઠાવી ફેંકી દીધા, અને બેજંનને તે સીહા ગારમાંથી બાહાર કાહડવાની તજવીજ કીધી.

પણ બેજંનને બાહર કાહડવા આગમજ રૂસતમે બેજંન પાસ ગુરગીનને માટે માફી મેળવી. રૂસતમનો સુખન બેજને માંન સાથ કબુલ કીધો, અને ગુરગીને કરેલી કસુર માટે બેજંને તેને માફી બક્ષી. રૂસતમે તુરતજ પોતાની કમંદ તે ગારની અંદર ફેંકી, અને બેજંન તે કમંદ પકડી ગારમાંથી બાહર આવ્યો. બેજંનને હાથે અને પગે પડેલી ભારી જંજીર રૂસતમે તોડી નાખી, અને ગુરગીને બેજંન પાસ પોતાની અગલી કસુર માટે માફી ચાહી. બાદઅજ બેજંન ઇરાંન તરફ પોતાની માનીતી મેહબુબ મનીજેહ સાથ ગયો, અને ત્યાં બેજંને મનીજેહને આપેલા કોલ પ્રમાણે, મનીજેહ સાથ શાહા કેખુસરૂની મંજુરીઆતથી તથા પોતાના પેદરની રાજીખુશીથી શાદીના ગાંઠથી જોડાયો.



# *ગુસ્તાસ્પ અને અસ્ફંન્દીયાર.



## જરથોશ્તી ધર્મની પવિત્ર લડાઇઓ.

### જરથુશ્ત્રા.



અહુરમઝદની પાક દીન લાવનાર હજરત જરથોશ્તે કીસમ કીસમના કરેલા મોજેજાની હકિકત ઇરાંનથી ઉડતી તુરાંન શહેર તરફ જઇ પુગી. શાહા ગુસ્તાસ્પના ફરમાનથી ઇરાંનીઓએ જરથોસ્તી દીન કબુલ કીધી, અને જરથોસ્તી દીનનો નવો જમાનો ગુસ્તાસ્પના અમલ નીચેના તમામ મુલકોમા ચાલુ થયો. પેગમ્બર જરથોશ્તના ફરમાંનને માન આપી શાહા ગુસ્તાસ્પે શહેરમાં નવાં આતશકદેહ બધાવ્યાં, અને જે જુનાં હતાં, તેમને આરાસતે કરાવ્યાં. જમશેદનો આતશ, જે "ખોરાસીમયામા" હતો, તેને ત્યાંથી મંગાવી ગુસ્તાસ્પે "દારાબર્ગર્દ"મા તખતનશીન કીધો. સીસ્તાંન, રૂમ, (કોન્સ્તેન્તીનોપલ) બગદાદ, યુનાંન અને હિંન્દુસ્થાંન વીગેરે મુલકોના આતશકદેહને આરાસ્તા કરવાના નવાં ફરમાનો ગુસ્તાસ્પે બાહાર પાડ્યાં.

### બાર હજાર બલદોના ચાંમડાં ઉપર અવસ્તા લખાઇ.

એજ વખતે પેગમ્બર જરથોશ્તે જામાસ્પ વજીરને બાર હજાર બલદોના ચાંમડાં ઉપર સોનેરી હરફે પવીત્ર અવસ્તા લખાવ્યા, જે લખાંણોને સલામત રાખવાની મતલબથી, ગુસ્તાસ્પે "દરબીશ્ત"ને નામે જણાયલી જગ્યામાં મોકલાવી આપ્યાં હતાં.

જરથોસ્તી દીન ઇરાંનમાં ફેલાઇ રહી. હજરત જરથોશ્ત દસ્તુરાંન દસ્તુર, દાવરાંન દાવર અને ઇરાંનના પેગમ્બર તરીકે એકમતે મંજુર થયા.

### બંદગીથી દુખ દરદ દફે કીધાં.

એજ વખતે ગુસ્તાસ્પનો ભાઇ ઝરીર, તેમજ તેનો બાપ પાદશાહ લોહોરાસ્પ જે પોતાનું તખત છોડી એકાંતમા પોતાની જીંદગી ગુજારતો હતો, તેઓ બંને એક એવાં

---

* આ વાંચન ઇ૦ સ૦ ૧૯૦૬ ના એપ્રેલ માસમાં ભરૂચની પારસી અંનજુમનની ફરમાસથી, ત્યાંની પારસી પંચાયતના વડા ટ્રસ્ટી ખા૦ બા૦ શેઠ આદરજી મંચેરજી દલાલના આમંત્રણને માન આપી, શેઠ મંચેરજી વખારીઆના બંગલામાં, તેમજ ઇ૦ સ૦ ૧૯૦૭ એપ્રેલ માસની ૨૨ મી તારીખે નવસારીના લક્ષમન હોલમા, ત્યાંની જ્ઞાન પ્રસારક મંડળીની ફરમાસથી, તેમજ કરાંચી અને બીજે રજુ કીધું હતું. કરતા.

ઈરાંનનો પાદશાહ ગુસ્તાસ્પ.



જરથોશ્તી દીન પહેલ વેહલ્લી કબુલ કરનાર ઈરાંનનો પાદશાહ.

બુરાં દરદથી પીડાતા હતા, કે તેમના સાજાં થવાની આશા તબીબોએ છોડી દીધી હતી. એ દરદો હજરત જરથોસ્તે મંદગી કરી સાજા કીવાથા, પેહલવાન ઝરીરે અને શાહા લોહોરાસ્પે જરથોસ્તી દીન કબુલ કીધી હતી.

## "કિશમરનુ ઝાડ."

ગુસ્તાસ્પે જરથોસ્તી દીન કબુલ કીધી તેની યાદમા હજરત જરથોસ્તે ખોરાસાંન મધે એક સરવનું ઝાડ રોપ્યું, જેનો ઉધર ભાવ ટુક વખતમા અજબ જેવી રીતે વધી ગયો હતો. તે ઝાડ માટે કહે છે કે "તેના દરેક પાતરાં ઉપર "ગુસ્તાસ્પે બલી દીન કબુલ કરી છે" એવા લેખ કોતરાએલા હતા. આ ખબર જેમ ઈરાંનથી તુરાંન ગઇ હતી, તેમજ તે હિંન્દુસ્થાન પણુ જઇ પુગી હતી

## હિંન્દુ ફિલસુફ "ચંગ્રઘાચ."

હિન્દુ ફિલસુફ ચગ્રઘાચ, હિન્દુસ્થાનથી મુસાફરી કરતો જરથોસ્તી ધરમનુ ખંડણુ કરવા ગુસ્તાસ્પની દરબારે ગયો હતો. એ ચંગ્રઘાચ આખા ભરતખંડમા જાણીતો હતો. કહે છે કે વજીર જામાસ્પના આ ચગ્રઘાચ ગુરૂ હતો. એ ખબર ચગ્રઘાચને પડતાંજ, જરથોશ્તને નજરે જોવા, તથા તેની સાથ વીચારોનો આવજો માવજો કરવા, પોતાના ચેલાઓના એક મોટા રસાલા સાથ, તે બલખ શેહર ગયો હતો. બનેની મુલાકાત થતાંજ, અને ચગ્રઘાચ જરથોશ્તને કાંઈબી સવાલ કરે, તે આગમજ ઇરાનના પેગંબરે તેના મનના વીચારો જાણી લઈ, તેના સવાલના જવાબો જાહેર કરી દીધા એ તકરારમાં ચંગ્રઘાચ શીકસ્ત પામ્યો, અને તે પોતાની હાર કબુલી જરથોસ્તનો ચેલો બન્યો. ત્યાર બાદ જરથોશ્ત પાસ અવસ્તાવાણીના કલામોની એક નકલ મેલવી, તે પાછો હિંન્દુસ્થાંન ફરયો, અને ત્યાં જઇ એસી હજાર આદમીઓને જરથોસ્તી દીનમા દાખલ કીધાં.

## ગોશ્તેફ્રયાંન.

એ પછી તુરાંની ખાનદાંનના એક નબીરા "ગોશ્તેફ્રયાંને" બલી જરથોશ્તી દીન કબુલી હતી. એ ગોશ્તેફ્રયાંનના ફ્રોહરને ફ્રવરદીન યશ્તમા બુરી મનશાનાના અખ્ત નામના જાદુગરનો જાન લેવા માટે આરાધેલું છે.

## અખ્ત જાદુગર.

અખ્ત નામનો એક જાદુગર લોકોને ભેદી સવાલો એવી સરતે પુછતો હતો, કે જેના જવાબ આપતાં તે શખસ નીરાફલ થતો, તો તે તેનો જીવ લેતો હતો. એવી રીતે સવાલો પુછી તે જાદુગરે ઘણાકોના જીવ લીધા હતા. એ ખબર ગોશ્તેફ્રયાંનને થતાં,

એ અખ્ત જાદુગરની સામે તેના સવાલના જવાબ આપવા તે ગયો. એ તકરારમા ગોશ્તેફ્રયાંને અખ્ત જાદુગરના ૨૭ સવાલોના જવાબ આપ્યા, અને ૨૮ મા સવાલમા વાંધો પડયો. અખ્ત જાદુગરનો ૨૮ મો સવાલ એ હતો, કે :--

"ઓરતની મોટાંમા મોટી ખુશાલી શાંમા હોય છે?"

ગોશ્તેફ્રયાને જવાબ દીધો કે :--

"ઓરતની મોટાંમા મોટી ખુશાલી તેના ખાવીંદની સંગતમા હોય છે."

આ જવાબ પેલા જાદુગર અખ્તે ના કબુલ કીધો, અને કહ્યું કે:--

"ઓરતની મોટામા મોટી ખુશાલી સારાં સારાં કપડાં અને ઘરેણા પહેરવામાં હોય છે." ગોશ્તેફ્રયાંને આ જવાબ કબુલવા ના પાડી, અને બંને વચે વાંધો પડયો. અખ્ત જાદુગરે આ વાંધાનો નીવેડો લાવવા, ગોશ્તેફ્રયાંનને સમજાવી કહ્યું કે:--"તુને જો મારો ખુલાસો નામંજુર હોય, તો એ સવાલનો ચુકાદો તારી બેહન જે મારી બાઇડી છે, અને જે કદીબી જુઠું બોલતી નથી, તેની પાસે મેલચ્યે. જે ચુકાદો તે બાંનુ આપે તે મને કબુલ છે." બંનેજન તે નેક બાંનુ પાસ ગયા, અને તકરારી સવાલથી તેણીને રોશન કીધી. તે નેક બાંનુએ વીચાર કીધો કે, "જો ધણીની વીરૂધ બોલીશ, તો તે મારી ઉપર જુલમ ગુજારશે, અને જો ભાઇની વીરૂધ બોલશ તો તે તેનો જીવ લેશે. વળી જુઠું બોલશ તો ગુનેહગાર થવશ. પણ સાચું બોલતાં જીવ જશે, તો પવીત્ર થવશ." એમ વીચારી તે નેકબખ્ત નારે જવાબ દીધો કે:--"ઓરતની મોટી ખુશાલી જાત જાતના કપડાં અને ઘરેણા પહેરવામાં છે, પણ ખાવીંદની સંગતમા મલતી ખુશાલી સૌથી મોટી છે."

આ ચુકાદો સાંભલી, બદમનશનીના અખ્ત જાદુગરે તે નેક બખ્ત નારનો જીવ લીધો.

સરવે સવાલો આપ્યા બાદ, ગોશ્તફ્રયાને કરાર મુજબ અખ્ત જાદુગરને સવાલો પુછયા, તેના જવાબ તે આપી શકયો નહી, અને તે ઉપરથી ગોસ્તફ્રયાંને સરત મુજબ તેનો જીવ લઇ, પોતાના દેશીઓને તેના જુલમાતમાથી બચાવી લીધા. તે ગોસ્તફ્રયાંને જરથોસ્તી દીન કબુલી, કે જે એક જાણીતાં તુરાંની ખાંનદાંનનો નબીરો હતો

## જરથોશ્તી ધરમની જીહાદ.

અહુરમઝદનું ફરમાન જરથોસ્ત સાહેબને એવું હતું, કે ભલી મઝદીયશની દીન દુનીયાંમે ચારો તરફ ફેલાવવી. એટલે જરથોસ્તની ભલાંમણથી પાદશાહા ગુસ્તાસ્પે તે કાંમ મોટા પાયા ઉપર ચલાવવાની શરૂઆત કરવા માંડી. પેહલાં ગુસ્તાસ્પે દીનનો ફેલાવો કરવા માટે તુરાંન તરફ નજર ફેરવી, અને ધરમની જીહાદનો જરથોસ્તી દીન ખાતર પુકાર ઉઠાવ્યો.[૧૦૨]

## જરથોશ્તી દીનની જીહાદનો પેગાંમ તુરાંનમાં પુગયો.

પુગી જયારે એવી તૂરાંને ખબર,
કે થઇ છે ધરમની નવી કંઇ જીકર.

જીકરનો છે કરનાર જરથુશ્ત એક,
નવો છે ધરમ ને વિચીત્ર વિવેક.

ગયા દેવયશનીઓ લાખો ફરી,
ગયા તેઓ જરથોશ્તી દીનપર મરી.

ધરી હાથમે દિન અને તલવાર,
લડઇનો ઉઠાવ્યો ઇરાંને પુકાર.

બની લાલ ગુસ્સાથી શાહે તુરાંન,
હુકમ કીધો લશકર જવાંને ઇરાંન.

કિધી ફોજ તેયાર પયદલ સંગ,
કરવા જરથોશ્તીઓને બતંગ.

રવાના લશકર કિધું લાખ ત્રણ,
ધરી દીલે કીના કપટની અગન.[૧૦૩]

### ગુસ્તાસ્પનો અરજાસ્પને પયગામ.

જરથોશ્તી દીનની તવારીખ કહે છે, કે ગુસ્તાસ્પ શાહે જરથોશ્તી દીન કબુલ કીધા પછી સતર વરશે ધરમની આ પવીત્ર લડાઈ તેણે ઉઠાવી હતી. એ લડાઈનો પેગાંમ અરજારપને મલતાંજ તેણે એક જબરૂ લશ્કર ઈરાંન તરફ મોકલવાનો હુકમ કીધો. અને ગુસ્તાસ્પે મોકલાવેલા પેગામનો જવાબ મોકલ્યો કે:—

"અએ ગુમરાહ અને ગાફેલ ગુસ્તાસ્પ શાહા, તુંએ ખરી દીનથી તારૂં સર ફેરવ્યું છે, અને પેલા તરા નવા પેગમ્બર જરથોશ્તની શીખવણી પ્રમાણે ચાલી મારા જેવા મીત્ર તરફ તું બેવફા થયો છે, તો તુને તારી એવી સરકશીનો બદલો એકદમ હું ચખાડું છું. તારો બાપ લોહારાસ્પ ખુદાની સીતાયેશ કરવા રાજ છોડી એકાંતમા ગયો, ત્યારે તુંએ આવો પાપી અને પાંખડી મારગ અખત્યાર કીધો? એ તારી ગુસ્તાખી તોડવા હું તૈયાર છું, અને તારાં રાજ અને તુને પાયમાલ કરવા હવે હું જરાબી વિલમ્બ લગાડનાર નથી."

## ગુસ્તાસ્પનો જવાબ.

અવલ જબાં પર ધરી રબ નાંમ,
બાદજ લખું આ તૂંપર પયગાંમ.

"કરી દંમ તૂમાખી તૂં મુજસે કરે,
નહિ શાહ ગુસ્તાસ્પથી તું ડરે.

કરૂ બંધ તુજનો હું એકદમ ગરૂર,
નાબુદ કરૂં તારી ઓલાદે તુર.

હવે દોર જોઈ લે તું જરથોશ્તીનો,
ખતમ કરશું દીન તારી કુલ હસ્તીનો.

જગાડું છું યજદાં પરસ્તીનું જંગ,
જે નામે ને કાંમે છે શીરો પીલંગ.

હમો છેએ તૂખ્મે ફરેદુનથી,
નથી હમ ઇરાંની તૂરક ખુનથી.

હમારા છે પ્હેલવાંન મિસલ માહેતાબ,
સાચા ને સીધ્ધા બળ બેહિસાબ.

સદા જેની જંગે સાબૂત રકાબ,
જોઇને હરીફો બને લાજવાબ.

છે તેઓ જરથોશતી દીન પાલનાર,
દૂખીઓના દૂખને છે તાલનાર.

નવી દીન કરે છે ફરમાંન એક,
મનશની, ગવશની, કુનશની નેક.

જરથોશતી દીનનો છે એવો કરાર,
વિચારો, ઉચારો, કરો નેક કાર.

હસ્તી ને નિસ્તીનો એકજ ખૂદા,
જાહેર ને બાતેન વસે છે સદા.

નહી દીન હમારી કરે જો કબુલ,
થશે તારી શાહી ને ઇજ્જત ધુલ.

અગર હોય ચાહતો નહિ દુખ ગઝંન્દ,
કબુલ કર તું યઝદાંપરસ્તી પસંદ.

અગર તું કરે દેવયશની મનંન,
આ ફાંનીમે મલશે ન તુજને કફંન.

ઝરીર મારો ભાઇ છે નામી સવાર,
રૂઇનતંન બેઠો છે અસ્ફંન્દીયાર.

સજી અંગ બખતર નિકલશે બહાર,
કરશે ખલક તારી કુલ ખારજાર.

જગાડી છે જરથોશતી દીનની જીહાદ,
છે મારી આગલ શું તું બિશાદ.[104]

## જરથોશતી લશકરની ગોઠવણ.

આ સઘળાંનું પરીણાંમ જરથોસ્તી દીનને માટે ઉઠાવેલી જીહાદની લડાઇમા આવ્યું. તુરાંનના પાદશાહ અરજાસ્પે

## ત્રણ લાખ સવારો

એકઠા કરી એક લશકર ભેગું કીધું, અને જીહુન નદીના કીનારા તરફ તે લશકર રવાના કરવાનો હુકમ કીધો.

## જરથોશ્તી લશકર.

જરથોસ્તીઓ કાંઇ બેસી રહયા નહી હતા. શાહ ગુસ્તાસ્પે પણ એક મોટું લશકર ઉભું કીધું, અને દીનની જીહાદને ખાતર તે તુરાંનીઓ સામે થવા મયદાંન પડયો.

૧ પાદશાહ ગુસ્તાસ્પે પોતાના ભાઇ ઝરીરને બોલાવી મંગાવી, ગાવેયાંની ઝુન્દો તેને સવાધીન કરી, તેને લશકરનો વડો સીપાહસાલાર નેમ્યો, અને પચાસ હજાર સ્વારોનું લશકર તેને હસ્તક સોંપ્યું.

૨ પોતાના દીકરા અસ્ફંન્દીયારને બીજા પચાસ હજાર સવારોનું એક બીજું લશકર સોંપ્યું, અને તે લશકરની જમણી બાજુએ મયદાંન ઘેરી ઉભો.

૩ તેવીજ એક નાંમીચા સવારોની ટુકડી ગુસ્તાસ્પે પોતાના બીજા દીકરા **શેદસ્પની** સરદારી હેઠળ મયદાંનની ડાબી બાજુએ રવાંના કીધી, અને તેની સાથે **વઝીર** જામાસ્પના બેટા **ગેરામી** અને પોતાના દીકરા **અરદશીરને** રાખ્યા.

## 'જરથોશતી લશકરનાં કુચ.

### લશકરના ગોઠવણનો નકશો.

ગુસ્તાસ્પના દીકરો } અર્દશીર અને શેહાસ્પ.

અસ્ફન્દીયાર.

( ગુસ્તાસ્પનો દીકરો. )

ગેરાંમાં, વજીર જામાસ્પનો દીકરો.

( લશ્કરની સંખ્યા આપી નથી )

૫૦૦૦૦ લશ્કર સાથે

ઝરીર ( ગુસ્તાસ્પનો ભાઈ )

લશ્કરનો સીપાહસાલાર.

૫૦,૦૦૦ લશ્કર સાથે.

લશ્કરનો મોહટો ભાગ

નશ્તુર ઝરીરનો દીકરો.

( હરોલના લશ્કર સાથે. )

૪ * "નસ્તુર" જે ઝરીરનો દીકરો થતો હતો, તેને લશકરનો પાછલો ભાગ સ્વાધીન કીધો.

૫ આ સઘલી લશકરની ગોઠવણ કીધા બાદ શાહ ગુસ્તાસ્પ પોતે એક ઉંચી જગે પોતાના લશકર સાથ જઇ જંગ મયદાંનનો મહીમા જોતો ઉભો.

## *તુરાંની લશકર.

૧ તુરાંનીઓનું લશકર સુમારે ત્રણથી ચાર લાખનુ હતું. અરજાસ્પે એક લાખ સીપાહોને આગળી હરોલમા લશકરને મુખડે રાખ્યા.

૨ બીદરફ્ષ નામના પેહલવાનને વરૂની આકૃતીવાલો ઝુન્દો આપી, એક લાખ સવારોના લશકર સાથ, તેને મયદાનની ડાબી બાજુની સરદારી આપી.

૩ ગુર્ગસાર પેહલવાનને બીજુ એક લાખ લશકર સ્વાધીન કરી, તુરાંની ઝુંન્દા સાથ જંગના મયદાંનની જમણી બાજુ ઘેરી લેવાનો હુકમ કીધો.

૩ અરજાસ્પે પોતાના ભાઇ અંદરીમાંનને પચાસ હજાર લશકરનો સરદાર બનાવયો, અને લશકરના મધ્ય ભાગમાં તેને પોતાના ડાભા હાથ ઉપર રાખ્યો.

૪ કાહરમ નામના પોતાના બીજે ભાઇને તેટલુજ લશકર અને ઝુંન્દો આપી તેને પોતાના જમણા હાથ ઉપર રાખ્યો, અને પોતે બંનેના લશકરોની વચમાં રહયો.

૫ હુંશદીવ નામના પેહલવાંનને તમામ લશકરની પાછલના ભાગ ઉપર દેખરેખ રાખવા મુકરર કીધો.

## જીહાદની પેહલ્લી લડાઇ.

જરથોસ્તી દીનની આ પેહલી લડાઇ "જીહુન" નદીના કીનારા ઉપર થઇ હતી. આજના જમાનામાં એ "ઑકસસ નદી"ને નામે જણાઇ છે. એ પેહલ્લી લડાઇમાં ઝરીર, તેનો દીકરો "બસ્તવર" અને "શાહજાદો અસ્ફંન્દીયાર" મોટી નામદારી મેળવે છે.

## જામાસ્પે લડાઇના પરીણામ માટે આગાહી વર્તવી

જંગનુ મેદાંન ગાજી રહે છે. ગુસ્તાસ્પનું લશકર જંગનુ મેદાંન ઘેરે છે. લડાઇની શરૂઆત આગમજ, શાહ ગુસ્તાસ્પ વજીર જામાસ્પને નજુમ જોઇ આગાહી વર્તવા હુકમ કરે છે. વજીર જામાસ્પ દલગીર થઇ આગાહી વર્તવા ના પાડે છે, અને કહે છે, કે:—"એ આગાહી જાણ્યાથી તું ઘણો નારાજ થશે, અને મને તું નુકસાન કરશે."

શાહ ગુસ્તાસ્પ પોતાના દીકરા અસ્ફંન્દીયરના જીવના કસમ ખાઇ જામાસ્પને

---

* નસ્તુર અવસ્તાનો "બસ્તવઇરી." ૧, ૨, જરથોસ્તી, અને તુરાંની લશકરની કુચના બંને (પ્લાનો) નકશા ડા૰ જેકસનના Zoroaster The Prophet Of Ancieut Iran માથી ઉતારી લીધો છે. કરતા.

## [૨]તુરાંની લશકરની કુચ.

### લશ્કરનાં ગોઠવણનો નકશો.

ખશાશ.
અરજાસ્પનો દીકરો.
લશ્કરના આગલા ભાગ સાથ.

એક લાખ સવારોનુ લશ્કર.

બીદ્રફ્શ.
એક લાખ લશ્કર અને ઝુંન્દા સાથે.

ગુર્ગસાર.
લશ્કરનો વડો સીપાહસાલાર.



એક લાખ લશકર સાથ.

અંદરીમાન.
અરજાસ્પનો ભાઈ.

૧૫૦૦૦૦ લશ્કર સાથે.

અરજાસ્પ.
તુરાંનનો પાદશાહ.
વચલાં મોટાં લશ્કર સાથ.

૧૫૦૦૦ લશ્કર અને ઝુંન્દા સાથે.

કુહરમ.
અરજાસ્પનો ભાઈ.

હરોલનાં લશ્કર સાથે.

કુશહીવ.

કાંઇબી નુકસાન નહી કરવાની ખાતરી કું આપે છે, અને વજીર જામાસ્પ નીચે પ્રમાણે લડાઇનું ભવીશ વરતે છેઃ—

અફસોસ! ગજબ છે આ ચરખે કહુંન,
દેખાડે છે સરજત, આ શું ગઝંન્દ.

અફસોસ, અલંમની પડી છે પ્રભાત,
થયો કાં ન મારો જન્મતાંજ ઘાત.

બહેતર થતે હું ન લેતે જનંમ,
નહી આજ જોતે હું આ સિતંમ.

અરે દાદગર શું સરજીયો મને—
કહેવા ભવિશનો સિહા આ સને.

કહું હું ભવિશને સૂણુ શાહે–દીન,
સિહા મામલો મૂજ જુવે દુરબીન.

* * *

જાગી છે જરથોશતી દીનની જીહાદ,
થશે આ જગે ભારી બરપા ફિસાદ.

થશે આ જગે એક જબરી લડઇ,
એ જંગે જશે નામીચા નર કપઇ.

હજારો એ જંગે મરશે પેદર,
મરશે હજારો નારીના નર.

રડશે હજારો બેહન ભાઇ વંન,
મુવેલાંઓને નહિ મલશે કફંન.

પેદર પુત ખાતર રડશે હજાર,
વેહશે લહુની નદી ખુંનખાર.

સિહા થાશે રોશંન રૂઝે સપીદ,
લરજશે અબરમે[1] છુપઇ ખુરશીદ.

નિકલશે મયદાંનમે અર્દેશર[2],
ઓલાદે કિયાંની તારો પેસર.

સિતારાની ચાલે જશે તે મરી,
નહિ તેને જીવતો તું જોશે ફરી.

નિકલશે સીહા[3] અસ્પવાલો સવાર,
શેદસ્પ[4] તહારો પેસર નામદાર.

થશે તેનું કિસ્મત રોશંન સેયાહ,[5]
કજા જંગમાં તેને કરશે તબાહ.

બાદઅ મારો પેસર દીલજાંન—
ગેરાંમી[6] નિકલશે રોશંન રવાંન.

તારાજ કરશે કુલ લશ્કરી,
કરશે તુરાંની તબાહ કેશ્વરી.

જમીન પર પડશે ઇરાંની ધજા,
બચાવતાં ગેરાંમીની થાશે કજા.

ઝરીર ભાઇ તારો નિકલશે બહાર,
ચલાવશે રણુમે લોહી નવધાર.

થશે અંતે તેનુબી જંગે મરણુ,
પડી ખાક થાશે કજાને શરણુ.

કજા જોઇ ઝરીરની નિકલશે પેસર,
હજારોને કરશે તે જીરોજબર.

ઝરીરના કિનાનો ઉઠશે પુકાર,
સૂણી બહાર પડશે અસ્ફન્દિયાર.

જમીન કરશે જંગે લોહીથી ભરી,
એ જંગે જશે તુજ વહાલાં મરી.

ફતેહ જંગ કરશે અસ્ફન્દિયાર,
થશે દીન જરથોશ્તી આશ્કાર.

---

૧ અબરમે યાને વાદલમે. ૨ અર્દેશર–ગુસ્તાસ્પનો દીકરો.
૩ સીહા અસ્પવાલો યાને કાલા ઘોડા ઉપર સવાર થયલો સવાર. ૪ શેદસ્પ–ગુસ્તાસ્પનો દીકરો.
૫ સેયાહ યાને કાલુ. ૬ ગેરામી–વજીર જામાસ્પનો બેટો.

જામારપ વજીરને મોહડેથી લડાઇની આગાહી સાંભલી પાદશાહ ગુરતારપ બીલકુલ બેફામ થઇ ગયો, અને જયારે તે હોશમા આવ્યો ત્યારે બોલ્યો કેઃ—

"જયારે એ જંગનું પરીણામ એવું ખાનાખરાબી ભરેલું આવનાર છે, અને મારા દીકરાઓ, અને ભાઇ તથા ખેશાઓ સાથ મારા નામીચા નરો બેજાન થનાર છે, તો પછી શા ખપની મને મારી શાહી, અને સલતનત. જો ઝરીર જેવો મારો જંગી ભાઇ મારીયોજ જવાનો છે, તો તેને તેમજ મારાં દીકરાઓ અને ખેશાઓને હું જંગમા જવા ન દેઉ, તો પછી દુશમનને હાથ તેઓ મરેજ કયાંથી?"

જામારપે દલીલ કરી શાહને સમજાવ્યું, કે "તારો એ ખ્યાલ મહાલ છે. જો તારા એવા પેહલવાંનો જંગમાં જશે નહી, તો લડાઇમાં તુરાંનીઓ સામે કોણ લડશે, અને જરથોશ્તી દીન કેમ આશ્કાર થશે? માટે એવો વીચાર દીલથી તું દુર કર. બનવાના જે બનાવો, તે બન્યા વગર રેહતા નથી. પરવરદેગાર કાંઇ જુલમગાર નથી, તેનો ઇનસાફ રાશ્ત છે."

જામારપની દાનેશમંદી આગલ ગુરતારપ લાચાર થયો; અને હકતાલાના ઇનસાફ ઉપર તેણે રાજી ખુશીથી સંતોશ પકડી જંગની તઇયારી કરવાનો હુકમ આપ્યો.

## જરથોશ્તીઓનું જંગ.

ગુરતારપ પાદશાહે પોતાના ભાઇને તુરત બોલાવી લશકરની સરદારી તેને સ્વાધીન કીધી, અને લડાઇ શરૂ કરવાનો હુકમ કરી, પોતે એક પાહાડ ઉપર પોતાની બેઠક લેઇ, લશકર અને પેહલવાંનોની હાલચાલ જોવા લાગયો.

"નિકલીયા જંગે ઇરાંની તમામ,
ધરી દાદગરનું, જબાં પર નાંમ.
ભલી દીન ખાતર પડીયા બહાર.
જરથોશ્તી દિનનો ઉઠાવી પૂકાર.
મચી જંગીઓની જંગે લડઈ,
હજારો ગયા જરથોશ્તી કપઇ.
મૂવા કંઈ કતલ થઇ શંમશીરથી.
હજારો મુવા કંઇ વિંધાઇ તીરથી.
જગોજગ લોથો દિસે સમ પહાર,
હજારો જખમી મારે બરાર.

હતું જંગ ગોયા ગએબી કહેર,
જમીન પર ચાલી લોહીની નહેર.
નિચે ધ્રુજે ધરતી ને ઉપર ગગંન,
ખરખર હતો તે કિયામતનો દંન.
* * *
આવી હરોલમે ઉભો અર્દેશીર,[૧]
બલવંત, બહાદુર, રૂપે બેનજીર.
હતો શાહ ગુશ્તાસ્પનો તે પેસર,
કજાએ ઇલાહી હતી નહિ ખબર.
તુરાંની તીરથી વિંધાઇ ગયો,
આધીન અજલને તૂરત તે થયો.

૧ ગુશ્તાસ્પનો બેટો.

કરમ કમ્બખત બાપનુ ફુટીયું,
પલકમા બલખનુ લાલ લુટીયું.

થયો મસ્ત શેદસ્પ[1] જોઇ આ મહંન,
કિનામે નિકલીયો તે લશ્કરશેકંન.

[મિસલ-આબે નીલ તે ગયો બસ ધસી,
પરાગંન્દે કરવા કંમરને કસી.

કહ્યું એમ પૂકારી બાગેબુલંન્દ,
કહાં છે "કોહરમ"[2] બહુ જોરેમંન્દ.

કમંદ લઇ કોહરમ પડીયો બહાર,
ઉભો સાંમને જઈ મારી બરાર.

હતો તે કિનાનો દિવસ યાદગાર,
કોહરમનું વિંધીયું તંન આરપાર.

જોઇ હાલે કોહરમ તુરાંની રડે,
નહિ તાબ શેદસ્પ સાથે લડે.

થયો હા-વ-જારીનો જબરો પૂકાર,
છુટા તીર શેદસ્પ ઉપર બેસૂમાર.

છુટો એક તીર કોઇ તૂરકીને હાત,
વિંધાયો શેદસ્પ, થઇ તેની ઘાત.

એ જોતાંજ નિકલીયો એક નામવર
જંગી "ગેરાંમી"[3] જામાસ્પ પેસર.

ધરી ધુંઇ કિનાની બનીને નિડર,
પડયો જઇ તુરકી લશ્કર ઉપર.

કતલ ચાલી ચોમેર! લડે જંગજોય,[4]
જમીન કાંપી લરજે, જમાનો રોય.

ગીરદથી સિહાઇએ છાંઈ ઘટા,
પડી ખાકમે ગાવેઆંની ધજા.[5]

ઉઠાવી ધજાને ગેરાંમી લડે,
નહી ખાકમે કોઈથી તે પડે.

હતી હાથમાં જે ધજાને ધરી,
કિધી કોઇ તૂરકીએ શંમશીરગરી.

કપાઇ પડયો હાથ ત્યાં વાટમાં,
ગેરાંમીએ પકડી ધજા દાંતમાં.

લડી એક હાથે કિધું ભારી જંન્ગ,
લડયો રણુમાં જેમ દિવાંનો પલંન્ગ.

બચાવી ધજા તે મુવો નામવર,
કિધું નાંમ જરથોશ્તીઓમે અમર.

* * *

ચહડયું જંગ રણુપર, બુમ એક પડી,
થયા તંગ તૂરાંની, ગયા કુલ ડરી.

પહચો જઇ નસ્તુર[6] તૂરાંનીઓ પર,
કતલ થઇ મૂવા ચાર શાહી પૂતર.

ઉઠીયો ગજબનાક ગમનો પૂકાર.
કરે ચશ્મગીરીયાં,[7] શાહા શહેરીયાર.

ચહડયો જોશ ઝરીરને[8] જોઇ હાલ તંગ.
તૂરત બેઠો ઘોડે મારી છલંગ.

ધરી હાથ શમશીર, બની મસ્ત પીલ,
ધસી તે ગયો જેમ દરીઆએ નીલ.

હુવા થાઇ ધંન્ધોર, જમીન સુર્ખ લાલ,
હજારોને કાપી તે કરતો નિકાલ.

જવાંનોને બુઠા કરે શોરોશાર,
ઝરીરે કિધું એવું મરદાંને કાર.

---

૧ ગુરતાપનો બીજો દીકરો. ૨ અરજાસ્પનો ભાઇ. ૩ વજીર જામાસ્પનો બેટો.

૪ જંગજોય યાને લશકરને જીતનાર. ૫ જરથોસ્તીઓનો વાવટો યાને ઝુંન્ડો, જે ફરેદુનના રાજમાં કાવે નામના લોહારે ઉભો કીધો હતો, અને જે યઝદજરદ શેહરીઆર, છેલ્લા પારસી પાદશાહના રાજમાં જયારે પારસી પાદશાહ પડી ભાગી ત્યારે લુંટાઇ ગયો હતો. ૬ ઝરીરનો દીકરો, જેને અવસ્તામાં "બસ્તવઈરી"ને નામે ઓળખાવ્યો છે. ૭ ચશ્મગીરીયા-આંખમાં પાણી લાવી રડવા લાગ્યો.

૮ ઝરીર, પાદશાહ ગુસ્તાસ્પનો ભાઈ.

## જરથોશ્તી સીપાહસાલાર ઝરીરનું માર્યા જવું.

## ઝરીરની દીલાવરી.

જ્યારે દીલાવર ઝરીરે એવો મામલો જોયો કે ગાવેઆંની ઝુંન્દો બચાવતાં વજીર જામાસ્પના દીકરા ગીરાંમીનો એક હાથ કપાઇ ગયો છે, અને તે છતાં ગીરાંમી દાંત વચે તે ઝુંન્દાને પકડી, એકજ હાથે દુશમનો સાથ એકલો લડે છે, અને વળી તેનો દીકરો નશ્તુર પણ બહાર પડયો છે, તેમજ ગુસ્તાસ્પના ચાર ચાર જવાન બેટા, અરદશીર, શેદસ્પ, હોરમઝદ અને નવઝર લડાઇમે મારયા ગયા છે, ત્યારે પોતાની કાંઇ પણ દરકાર કીધા વગર તેણે તુરતજ જંગના મેદાનમાં ઝીપલાવ્યું, અને ચોમેર તુરાંની લશ્કર ઉપર ખુનરેજી ચલાવવા માંડી. તુરાંની લશ્કરની એક બાજુના ભાગ ઉપર જ્યારે નશ્તુર પોતાના પીત્રાઇ ભાઈઓનુ વેર લેતો હતો, ત્યારે બીજી બાજુના લશ્કર ઉપર દીલાવર ઝરીર ગોરપંન્દ મીસાલ તુરકીઓને કતલ કરતો હતો.

## બે અઠવાડીયાં ચાલુ રહેલું જંગ.

આ જંગ બે અઠવાડીયાં સુધી ચાલુ રહયું. અગણીત સંખ્યામાં તુરાંની લશ્કર કપાઇ જતું જયારે અરજાસ્પે જોયું, અને તુરાંનીઓમાંથી કોઇબી પેહલવાંન ઝરીરને જેર કરવા તેની સામે જઇ શકયો નહી, ત્યારે અરજાસ્પે પોતાના લશ્કર ઉપર પુકાર મારી કહયું કેઃ—

" અરે પેહલવાનો, તમે જાગો છો કે ઉંઘાઓ છો ? આજ બે અઠવાડીયાં થયાં તમારા ભાઇબંધો કપાઇ જાય છે, છતાં આ જંગમાં તમો કાંઇ પણ દીલાવરી કરી પેલા મુજી ઇરાંની બચ્ચા ઝરીરને જેર કરી શકતા નથી ? શું તમે તુરાંન શેહરનો નાશ કરવા ચાહો છો ? પેહલવાંનો, તમે જુવો કે ઇરાંનીઓ આપણા લશ્કરનો નાશ કરી રહયા છે, અને મરા સબળા નામાચા નરોને ગોરપંન્દ મીસાલ તે લોક જમે કીધા છે. તમારામા શું કોઇબી એવો માવનો પુત નથી, કે જે પેલા ઇરાંની ઝરીરને જેર કરે, યા બેજાન કરે, યા તેને ઘોડા પરથી જમીન પર પટકે? તમારામાંથી જેબી કોઇ ઝરીરને જીવતો યા મુવેલો મારી આગળ લેઇ આવશે, તેને હું ખજાનાથી ભરપુર કરી, મારી દીકરી સાથ તેને નેકાના પેવંદથી બાંધશ.

## બીદફેશ.

આ દરખાસ્ત સાભલવા છતાં, કોઇબી તુરકી ઝરીર સાંમે જવા બાહાર પડયો નહી. બબ્બે વાર અરજાસ્પે પોતાની આ દરખાસ્ત લશ્કરમાં બાપુકાર જાહેર કીધી, પણ ઝરીર સામે જઇને લડવાની કોઇએબી હીંમત કીધી નહી.

અંતે આ લાલચના સખુનો સાંભલી બીદ્રફ્શ નામનો એક તુરકી બાહાર પડયો, અને તેણે અરજાસ્પ આગલ પોતાની મરજી ઝરીર સામે જવાની જણાવી. અરજાસ્પે તેની હીંમતની બઅજા વખાણ કીધી, અને બીદ્રફ્શ લડાઇના મેદાંનમાં ઝરીરની સામે થવા ગયો.

## બીદ્રફ્શની હિચકારી લડત.

ઝરીરની તરફ બીદ્રફ્શ ગયો, પણ દુરથી તેને જોતાંજ, તેમજ તેની આજુબાજુ પડેલાં તુંરકીઓની લાસના ઢગલા જોઇ તેણે પોતાની હીંમત છોડી દીધી, અને ઝરીરની સામે તે થઇ શકયો નહી. પણ ઝરીરને મારવા માટે તેણે એક બીજી તદબીર કીધી. બીદ્રફ્શ, ઝરીરની નજર આગલથી દુર એક ઝાડને ઓઠે છુપાઇ રહયો, અને તે જંગી સવાર ઉપર હુમલો કરવાની જેવી તેને તક મળી, તેવોજ તેણે પીઠ પાછલથી એક ઝેરી જંબ્યો ફેંકી ઝરીરને જખમ કીધો. આ જંબ્યાએ કમનસીબે ઝરીરના બખતરને ચીરી, તેના બલવંત બદનને વિંધી નાંખ્યું, અને તેજ વખતે ઝરીર પોતાના ઘોડા ઉપરથી જમીનપર પડી મરણ પામ્યો.

હિચકારા બીદ્રફ્શે તુરતજ ઘોડાપરથી નીચે ઉતરી ઝરીરના શરીર ઉપરથી તેના હથીઆરો, બખ્તર, અને તાજ કાહડી લીધાં, અને તેનો ઘોડો પકડી લેઇ તુરત તે અરજાસ્પ આગલ દોડયો. ઝરીરની કજાની ખબર તુંરાંની લશ્કરમાં ફેલાતાં ખુશાલીના પુકારો થઇ રહ્યા.

## ઝરીરના મરણથી ગુસ્તાસ્પનો ગભરાટ.

આ ગજબભરી ખબર શાહા ગુસ્તાસ્પને કહેવા એક એહલેકાર દોડયો, અને તે બુરી ખબર સાભલતાજ ગુસ્તાસ્પના ગંમનો પાર રહયો નહી. તે કલપાંત કરી કહેવા લાગ્યો કે :—"આ સઘલી આગાહી વજીર જામાસ્પે મને જણાવી હતી, અને તે અંતે ખરી પડી છે. આ માહેતમ ભરી ખબર હું પાદશાહ લોહરાસ્પને કેમ પહોંચાડું ! તેની બુજોરગીમા આ બુરી ખબર તે કેમ સાંખી શકશે ! સરદારો, સીતાબીથી મારો ઘોડો લાવો, અને રેકાબ નાખી તૈયાર કરો. ઝરીરનો કીનો લેવા હું પોતે જંગમાં જવા ચાહું છું."

## ઝરીરનો કીનો લેવા માટે ગુસ્તાસ્પે ઇનામ જાહેર કરવું.

પણ વજીર જામાસ્પે ગુસ્તાસ્પને જંગ મયદાંનમાં જતાં અટકાવી અનેક શાખામણો કહી તેને મનાવ્યો. ગુસ્તાસ્પે જામાસ્પના સખુનોમાં દાહપણ સમાયલુ જોઇ, તેણે પોતાનો વીચાર ફેરવી કહ્યું કે :—"મારા દલેરો, પેહલવાનો, તમારામાં એવો કોણ નર છે, જે પેહલવાંન ઝરીરનો કીનો તુરકીઓ ઉપર લેઇ, તેનો ઘોડો અને જીન ત્યાંથી પાછું લેઇ આવે ? પરવરદેગારના પાક નામથી હું જાહેર કરૂં છું, કે જે કોઇ એ કીનાનુ કામ બજાવશે, તેને હું શાહી ઇનામથી નવાજી, મારી દીકરી હોમાયને નેકામા આપશ."

પણ આ સવાલ કોઇબી ઇરાંની પેહલવાંને ઉઠાવી લીધો નહી. જયારે પાદશાહે એવો મામલો જોયો, ત્યારે તે ઘણોજ નીરાસ થઇ ગયો. ફરીથી તે પોતાની આસપાસ સજ થયલાં લશકર તરફ જોઇ બાગે બુલંદ અવાજે ભાશણ કરવા લાગ્યો કેઃ—

"અમીરો, પેહલવાંનો અને પાદશાહો, સાંભલો. ઇરાંન સર જમીનને બચાવનાર સ્થંભો, તમો મારા તન બદનના જીવ સમાન છો. આ સમો ઇરાંનીઓ માટે ઘણોજ બારીક થઈ પડયો છે. તમો નાહિંમત થાશો ના. યકીન રાખજો કે આપણી સરજતમા નહાસવાનું છેજ નહી. હું જાહેર કરૂં છું, તે સાંભલો. પાક જરથોશ્તી દીનના, મારા દીકરા અસ્ફંન્દીયારના, અને મારા વાહલા ભાઇ ઝરીરના પાક રૂહના કસંમ લેઇ હું જાહેર કરૂં છું, કે જો આપણુ આ જંગ ફતેહ કરશું, તો તેજ વખત મારૂ તાજ અને તખત હું મારા બેટા અસ્ફંન્દીયારને આપી દેહશ, અને મારૂં તમામ લશકર હું પેશોતનને હવાલે કરશ."

## અસ્ફંન્દીયારનું ગુસ્તાસ્પ આગલ આવી પુગવુ.

આવી રીતનો ગુસ્તાસ્પનો બુલંદ અવાજ શાહજાદા અસ્ફંન્દીયારને દુરથી કાંને પડયો. તુરતજ અસ્ફંન્દીયાર હથીઆરબંધ થઇ પોતાના બાપની તરફ દોડયો, અને ઝરીરના કીનામા તે પોતે બાહાર પડવા તૈયાર થયો છે, એમ તેણે જાહેર કીધું. પોતાના સવારો તરફ નજર ફેરવી, ચોતરફ જોઇ અસ્ફંન્દીયારે બાગેબુલંદ તેમને કહ્યું કેઃ—

"સૂણો તમ દલીરો, સૂણો નામદાર,
સૂણો પહેલવાંનો, સૂણો શહેરીયાર.

સૂણો તમ સવારો, પીરો—જવાંન,
બદલે છે રંગ આ જૂનું આસ્માંન.

વખત આયો બારીક છે સર ઉપર,
ધરી હાંમ લડવા, કસો સહુ કંમર.

ડરી મોતથી ના જતા શુરવીર,
કદી છોડતા ના જીગરમાંથી ધીર.

મૂકે નહિ કજા કમબખત એક ઘડી,
ધરે નહિ દયા દિલ સખત એક ઘડી.

નથી કોઇ મરતું કમોતે સદા,
મરવું તો બહેતર કરી ફરજ અદા.

ખબરદાર રહેજો, જરથોશતીયાંન,
ખબરદાર રહેજો કુલ મર્ઝબાંન,[1]

ખબરદાર રહેજો, તંમ ગશ્તીબાંન.[2]
મરવું તો દેજો લડી જંગે જાંન.

લડો દિન થકી પાક શંમ્શીરઝંન,[3]
છે તમ આધારે કુલ અનજુમંન.

ન કરતા મૂવેલાં તરફ તમ નજર,
ન ધરતા દયા દિલે જખમી ઉપર.

---

૧ મર્ઝબાન યાને જાગીરદાર પેહલવાંનો. ૨ ગશ્તીબાંન યાને ચોકીદાર પેહલવાંનો.

૩ શંમ્શીરઝન યાને તલવારના મારનારાઓ,

ખબરદાર જંગથી જતા ના હટી, | અગર મૂજ હુકમ પર કરશો અમલ,
સૂખન યાદ કરજો કહું છું ખટી. | થશે જંગ ઇરાંનીઓનું સફલ.

## અસ્ફન્દીયારનું જંગના મેદાનમે જવું.
## નસ્તુર અને અસ્ફંન્દીયારની દલેરી.

પોતાના તમામ લસ્કરને આવી રીતના હિંમતના સખુનો કહી, પોતે મ્યાંનમાંથી શમશીર ખેંચી તુરાંનીઓના લશ્કર અંદર ધસી ગયો, અને જે કોઇ તેને સામે મળતું, તેને તે તલવારથી કતલ કરતો ગયો. તુરાંની લશકરના એક ભાગમાં જ્યારે અસ્ફંન્દીયાર આવી કતલ ચલાવતો હતો, ત્યારે ઝરીરનો દીકરો નસ્તુર પોતાના બાપના કીનામા તુરાંની લસ્કરના બીજા ભાગમાં કાતીલ ખુનરેજી ચલાવી, પોતાના પીતાની લાસની શોધ જંગના મેદાંનમા કરતો હતો. જે કોઇ તેની રાહમા વચે આવતું, તેને તે બેજાન કરતો હતો.

## ઝરીરની લાસનું મળવું.

અંતે જંગના મેદાંનમા નસ્તુંરે પોતાના બાપની લાસને ધુલમાં પડેલી જોઇ. તુરતજ તે ઘોડાપરથી ઉતરી પડયો, અને પોતાના બાપની લાંસને પીછાંની તે માહેતમ કરવા લાગ્યો. નસ્તુર તે લાસને ઉઠાવી ઇરાંની છાવણીમા લઇ ગયો, અને પેહલવાંનોને તે લાસ સ્વાધીન કરી, પાછો જંગના મેયદાંનમા તે દોડયો.

## બીદ્રફશ અને નસ્તુર વચે જંગ.

બીજા હાથ ઉપર બીદ્રફશ, ઝરીરના તનપરનુ બખતર અને કોલાહ પેહરી, ઝરીરનાજ ઘોડા ઉપર સવાર થઇ, ઇરાંની લશકરમા બેધડક ખુનારી ચલાવતો હતો. નજદીક હતું કે જરથોસ્તીઓની હાર થાય. પણ તેવામાં નસ્તુરની તે સાંમે થયો. નસ્તુર તેની તલાસમાજ હતો. બને જંગીઓ વચે ખુંખાર જંગ ચાલુ થયું, અને બંને જન એકબીજા ઉપર હુમલો કરવા લાગ્યા.

## બીદ્રફશના જંગની અસ્ફંન્દીયારને ખબર પડવી.

બીદ્રફશ અને નસ્તુરના ખુંખાર જંગની ખબર જંગમા લડતા અસ્ફંન્દીયારને પુગી. તે ખબર મળતાંજ અસ્ફંન્દીયાર બીદ્રફશ ઉપર પોતાના કાકા ઝરીરનો કીનો લેવા દોડયો.

અસ્ફન્દીયારને આવતો જોતાંજ,બીદ્રફશે તેની ઉપર પોતાનુ ઝેરી ખંજર દુરથી ફેક્યું, પણ સારે નસીબે તેની નેમ અસ્ફન્દીયારે ચુકાવી. તુરતજ અસ્ફંન્દીયારે પોતાની તલવાર ઘુમાવી બીદ્રફશને એક એવો તો કારી જખમ કીધો, કે એકજ જરબમા તે તલવાર

બીદ્રફ્શની છાતીની આરપાર નીકલી ગઈ, અને તેજ વખતે બીદ્રફ્શ ઘોડાપરથી પેચ ખાઇ જમીન પર ઉંધો પડી મરણ પામ્યો.

## ઝરીરના ઘોડા અને બખતરનું પાછું મળવું.

તુરતજ અસ્ફંન્દીયારે પોતાના ઘોડા પરથી નીચે ઉતરી બીદ્રફ્શના શરીર ઉપરથી ઝરીરના બખતર સાથે તેની કોલાહ કાહડી લીધી, અને તે સઘળાંને તેના ઘોડાની[1] સાથે ઇરાંની છાવણીમા પોતાના પેહલવાંનો સાથ રવાના કીધા બાદ, બીદ્રફ્શના તંન ઉપરથી તેનું સર કાપી પોતાની સાથે લેઈ, તે શાહ ગુસ્તાસ્પની દરબાર તરફ નીકલી ગયો. ઇરાંની લશકરે શાહજાદા અસ્ફંન્દીયારને ફતેહમંદ આવતો જોઇ તેને ખુશાલીના પુકારે વધાવી લીધો.

અસ્ફંન્દીયારે ઝરીરની સઘલી મતા, તેમજ ઘોડો પાદશાહ ગુસ્તાસ્પ આગલ રજુ કીધો, અને ઝરીરના હરીફનું ડોકું તેની આગલ મુકયું.

## તુરાંનીઓની ધરપકડ અને તેમની હાર.

અસ્ફંન્દીયારે હવે પોતાનું લશકર ત્રણ ભાગમા વહેંચી નાખી, તુરાંનીઓ ઉપર હુમલો કરવાની ગોઠવણ કીધી. લશકરનો એક ભાગ તેણે નસ્તુરને સ્વાધીન કીધો. બીજો ભાગ તેણે પોતાના ભાઇને સોંપ્યો, અને ત્રીજો ભાગ તેણે પોતાને હસ્તક રાખી ઇરાંનીઓએ તુરાંની લશકર ઉપર ભેગો હુમલો કરવાની મસલત ચલાવી. બીદ્રફ્શના મરણથી તુરાંનીઓનું જોર તુટી ગયું હતું. તેઓની નીરાસીનો પાર હતો નહી. અરજાસ્પ પાદશાહ વીચારમાં પડયો હતો, તેવાંમા શાહજાદો અસ્ફંન્દીયાર જરથોસ્તી દીનનુ પાક નામ જબાંન પર ધરી, તુરાંની લશકર ઉપર ભુખ્યા વાઘ મીસાલ તુટી પડયો, અને તેઓ ઉપર ખુનરેજી ચલાવી. તુરકીઓ નાસભાગમાં પડયા.

"અરજાસ્પ કયાં છે? જરથોસ્તી દીનનો દુશમંન કયાં છે?" એવો પુકાર કરતો અસ્ફંન્દીયાર અરજાસ્પની શોધમા ચોતરફ ધસ્યો. આ સમો તે તુરકી પાદશાહ માટે ઘણોજ બારીક થઈ પડયો હતો. તુરાંનીઓ નાહસ ભાગમા પડયા. જેઓ નાહસતા હતા, તેઓ ઉપર નસ્તુરનુ લશ્કર તુટી પડી કતલ ચલાવતું હતું. અંતે અરજાસ્પની નજદીક અસ્ફં-

---

૧ ઝરીરનો ઘોડો ઘણોજ નાદર હતો, એમ અવસ્તા ઉપરથી માલમ પડે છે. આવાં યસ્તના ૧૧૨ મા ફકરામા, ઝરીરને "અસ્પાયઓધ" યાને ઘોડા ઉપર લડનાંર તરીકે ઓલખાવ્યો છે, તેનું કારણ એજ કે તેનો ઘોડો ઘણોજ નામીચી તોખમનો હતો. કહે છે, કે તે ઘોડો "અશો શીયાવક્ષ"ના ઘોડાની તોખમથી ઉતરેલો હતો. ઝરીરનો ઘોડો "સમન્દ"ને નામે જણાયલો હતો, અને તે બીદ્રફ્શ જેવા એક તુરાંનીના હાથમાં ગયલો હોવાથી, તે પાછો મેળવવા માટે ગુસ્તાસ્પ ખાસ ઇન્તેજાર હતો.

ન્દીયાર જઇ લાગ્યો. પણ અસ્ફંન્દીયાર તેને પકડે તે આગમજ તે લડાઇના મેયદાંનમાંથી છુપાછુપ નાહસી ગયો. અરજાસ્પને નામની ખુમ તુરતજ પડી.[1] તેનો તંબુ જપત કીધો, અને તપાસ કરી તો માલમ પડયું, કે તે તેનો તમામ સાજ અને મતા મુકી નાહસી ગયો હતો.

તુરાંનીઓને એ ખબર પડતાંજ તેઓ સઘલા પોતાના ઘોડાપરથી તુરતજ ઉતરી પડયા, અને પોતાના લડાઇના બખતર તન પરથી કાહડી નાખી, હથીયારોને જમીન ઉપર મુકી દઇ, અસ્ફંન્દીયારને શરણ થયા. તેઓ બોલ્યા કેઃ—"જો તુ હમારા જીવને સલામતી બક્ષે, તો જરથોશ્તી દીન હમારે કબુલ છે."

### અસ્ફંન્દીયારની ફતેહ.

કહે છે, કે એ જીહાદના જંગમા ત્રીસ હજાર જરથોશ્તીઓ અને એક લાખ તુરાંનીઓ મારયા ગયા હતા. એ રીતે જામાસ્પે વરતેલાં ભવીશ પ્રમાણે, સેવટે જરથોશ્તી દીનવાલાઓની ફતેહ થઇ.

શાહજાદા અસ્ફંન્દીયારે પોતાની ફતેહ થતાંજ, પોતાને શરણે આવેલા હજારો તુરાંનીઓને જરથોશ્તી દીન કબુલ કરવા બાપુકાર જાહેર કીધું.[૧૦૪]

તુરાંનીઓએ જરથોશ્તી દીન કબુલ કીધી. અરજાસ્પ આ પવીત્ર લડાઇમાં હાર ખાઈ મયદાંનમાંથી નહાસી ગયો. ઇરાંની લશકર ફતેહ મેળવી બલખ શહેરમાં પાછું ફરયું, અને એ ફતેહમંદીની યાદગારીમા શાહ ગુસ્તાસ્પે બલખ શેહર મધે એક બુલંદ

### નવું આતશબેહેરાંમ

બંધાવ્યું અને આખાં બલખ શેહેરે એ ફતેહની શોકર ગુજારી માટે એક જાહેર જશન કરી, ખુશી ખુરમીમાં એક આખો માસ ગુજારયો.[૧૦૫]

### ભાગ બીજો.



જરથોશ્તી દીનને ફાએશ કરવા માટે થયેલી આ પેહલી લડાઇ હતી. એ લડાઇ ફતેહ કરી ઇરાંનીઓ બલખ પાછા ફરયા. ગુસ્તાસ્પે પોતાના દીકરા અસ્ફંન્દીયારને તાજ આપી પોતાના તખતના વારેસ તરીકે જાહેર કીધો, અને કહ્યું કેઃ—

૧ અરજાસ્પ માટે ફીરદોસી એ પ્રમાણે શાહનામામાં કહે છે, પણ—અઇયાદગારે જરીરાંનમા લખ્યા પ્રમાણે, અસ્ફંન્દીયારે એ લડાઇમા અરજાસ્પને પકડી, તેને સજા કરવા માટે, તેનો એક હાથ, એક પગ અને એક કાંન કાપી તેની એક આંખ ફોડી નાખી હતી, અને ત્યાર બાદ તેને એક પુછડી કાપેલા ગધેડા ઉપર બેસાડી, તેને તુરાંન જવાની રાહા ઉપર છોડી દીધો હતો.

"હજી તખ્ત મેલવવાનો તારો વખત આયો નથી. માટે તું લશ્કર લઇ જરથોશ્તી દીનનો ફેલાવો કરવા હિન્દુસ્થાંન તરફ જા."

એ ફરમાન મુજબ અસ્ફંન્દીયાર હિંન્દુસ્થાંન તરફ લશ્કર લેઇ જરથોશ્તી દીન ફેલાવા માટે ગયો, અને ત્યાંથી દીનને ફાએશ કરી તે પાછો ફરયો, અને ઝંન્દ અવસ્તાની નકલો તેણે હિન્દુસ્થાંન રવાંના કીધી.

## ગરજમે કરેલી અસ્ફંન્દીયારની બદગોઇ.

શાહજાદો અસ્ફંન્દીયાર જરથોશ્તી દીનનો ફેલાવો કરી પોતાના બાપ ગુસ્તાસ્પની સેવામા જયારે પાછો હાજર થયો, ત્યારે ગુસ્તાસ્પ તેની બહાદુરી અને તાબેદારી જોઇ તેની ઘણાજ વખાણ કરવા લાગ્યો. પણ ગરજમ નામનો એક ગુસ્તાસ્પનો માનીતો રફીક (ખેશી) અસ્ફંન્દીયાર તરફ કાંઇક અદેખાઇ અને વેરની નજરે જોતો હતો. તેણે ગુસ્તાસ્પને અસ્ફંન્દીયાર માટે એવો ફરેબ આપ્યો, કે:— "તારો બેટો પોતાના જોર ઉપર મુસ્તાક થયો છે, અને તે હવે તારૂં તખત લેવાની તજવીજ કરવા પડયો છે. અસ્ફંન્દીયાર જે વખત જાય છે તેમા તારી સાંમે એક મોટું લશ્કર લઇ આવનાર છે, અને તે તારૂં તખત છીનવી લેવાની ગોઠવણ કરી રહેલો છે. અસ્ફંન્દીયારનો કોઈ હરીફ દુન્યાંમા નથી. જો તે તારૂ તખત છીનવી લેશે, તો તુને તે બંદીવાંન કરશે, અને દુનીયાને તે તાબે કરશે."

## ગુસ્તાસ્પનો ગુસ્સો.

આ ફરેબથી ગુસ્તાસ્પ ભંભેરાઇ ગયો. ગરજમનું બોલેલું તેણે ખરૂં માન્યુ. ગુસ્તાસ્પે પોતાની જવાંનીમા, પોતાના બાપ પાદશાહ લોહોરાસ્પ પાસે તેનું તખત મેળવવા માટે જે ચાલ ચલાવી હતી, તેવીજ ચાલ હવે તેનો દીકરો તેની સાથ ચલાવશે, એવી ફીકરમા તે પડયો. તુરત તેણે વજીર જામાસ્પ પાસે અસ્ફંન્દીયારને બોલાવી મંગાવ્યો. અસ્ફંન્દીયાર જામાસ્પની સાથે દરબારમા આવી પેદરની ખીદમતમા નમન કરી ઉભો, અને પાદશાહ ગુસ્તાસ્પે પોતાની દરબારમા બેઠેલા દાનાવો અને પેહલવાંનોને નીચે પ્રમાણે કહ્યું કે:—

"સમજો દૂર દેશ દસ્તુરો તમ,
સમજો દાનાવ રફીકે બઝમ.
કરી ખ્યાલ દેજો સીધો જવાબ,
સિવા રાસ્ત કરશો ન બીજો હિસાબ.
ધારો કે છે એક બહાદુર પેદર,
વેઠીને સખ્તી, પાલે પેસર.
રાખી ઈફાજતમા રાતો દંન,
કરે તેને મોટો કરી ખૂબ જતંન.
કેળવીને તેને કરે પેહલવાંન,
લડાયક વીર સમ કરે કળવાંન.
બની જંગી જયારે થયો તે દલીર,
દીએ તેને ઇજ્જત જવાંનો ને પીર.

જંગે ને રંગે થયો આશ્કાર,
થયો અંનજુમનનો તે સરદાર.
થયો જયારે મોટો તે જંગી દલેર,
પેદર સાંમે રાખે કપટને વેર.
કરી જેર ખલકત થયો સરફરાજ,
થયો બેનજીર લાયકે તખ્તોતાજ.
કિધો તેને પુર સાહેબે સલતનત,
જાહેર કિધો વારસે તાજોતખ્ત.
આખર પેદરથી થઈ બેવફા,
ચાહ્યું ગૂજારે પેદર પર જફા.
શરૂ થયો એક રોજ મસ્તીનો દંન,
ખતમ કરતે પેદરની હસ્તીનો દંન.

બની મસ્ત ધુરંધર ગૂન્દાગારી,
ચાહી પેદરની ઉપર અફસરી.
ચશ્મમાં ધરી નહિ જરા બી શરંમ,
સર ચાહ્યું કરવા પેદરનું કલંમ.
મલી સંગ લશ્કર કિધી તદબીર,
ચાહ્યું પીદરને કરવા અસીર.
બુલંદ બખ્ત પેદર હતો નામદાર,
એકાએક જાહેર થયો ઈસરાર.
કહો મુબેદો, દાવરે-દસ્તુરાંન,
કદી એવું સૂણીયું હતું દાસ્તાંન.
કહો હોય તમ પેટ એવો પેસર,
કરો શું સજા તેને કહો તમ પેદર.

### દસ્તુરોનો જવાબ.

દરબાર માહેલા દાનાવ દસ્તુરો અને અકલમંદ મોબેદોએ જવાબ દીધો કેઃ—"પાદશાહ, કોઇબી દીકરો બાપ જીવતો હોવા છતાં તેનું તાજ અને તખ્ત મેલવવા એવું ફીતુર કરે, એમ તો હમે કદીબી સાંભલ્યું નથી. એક દીકરો તાજ અને તખતને ખાતર પોતાના બાપનો જીવ લેવા ચાહે, એના જેવું બુરૂં કાંમ હમે કદી જાણ્યું નથી."

### ગુસ્તાસ્પનો ચુકાદો.

"દરબારીઓ, મોબેદો અને પેહલવાંનો, ત્યારે તમે સાંભલો, કે તેવો દીકરો તે મારો અસ્ફંન્દીયાર છે, કે જે મારૂ તાજ અને તખ્ત લેવા મારી સામે એવું ફીતુંર અને બંદ મચાવવાની તૈયારી કરી રહયો છે. એના આવાં ફીતુરને માટે હું એને બંદીખાનાની સજા કરૂં છું."

### અસ્ફંન્દીયારનો બચાવ.

આ બોહતાંન માટે અસ્ફંન્દીયારે ઘણી દલીલ પોતાના બાપ આગલ રજુ કરી પોતાનું નીરદોશપણું જાહેર કીધું, પણ શાહા ગુસ્તાસ્પે તેનું જરાબી સાંભલ્યું નહી.

પાદશાહે તુરત દરબારમાં લુહાડોને બોલાવ્યા, અને અસ્ફંન્દીયારના હાથમાં, પગમાં, અને ગળાંમાં ભારી જંજીર નંખાવી. શાહાના હુકમથી સવારો અને પેહલવાંનોએ અસ્ફં-ન્દીયારની આસપાસ ભારી સાંકલ વિટાળી તેને જકડી લીધો. તેના બાપની નજર

સાંમેજ અસ્ફંન્દીયારને તેના હાથ પગ બાંધીને કેદ કીધો, અને તેની ગરદનની આસપાસ લોખંડની સાંકલનો ઝુંમખો વિટાળી લીધો, કે બંદીખાંનામાંથી તે નાહસી શકે નહી. તુરતજ બંદીવાન અસ્ફંન્દીયારને બેનાજ અને બેસાજ બનાવી, તેના સર ઉપર ધુલ નખાવી, અને એક જોરાવર હાથીને દરબારમાં મંગાવ્યો, અને તેની ઉપર તેને બેસાડી ગુમદાંનના કોલ્લામાં કેદ કરવા માટે મોકલાવી દીધો. અસ્ફંન્દીયાર પોતાની સરજતને આધીન થયો, અને દુનીયાની ચલન માટે તે પાહડી બંદીખાનામા અફસોસ કરતો પડયો.[૧૦૧]

દીન ખાતર ઉઠાવેલી લડાઇમાં તારાજ થતાં ઇરાંનને બચાવવાના બદલા તરીકે, આવી રીતની સજા અસ્ફંન્દીયાર ભોગવવા લાગ્યો, તેથી તે જગતની વફાઇ ઉપર શકમંદ થઇ રાતો દંન બળાપો કરતો હતો.[૧૦૭]

## ગુસ્તાસ્પનું દીન ફેલાવવા[૧] જાબુલ જવું.

અસ્ફંન્દીયારને કેદ કીધાથી ગુસ્તાસ્પનું ઉકળેલું લોહી શાંત પડયું. ઝંન્દ અવસ્તાનો ફેલાવો કરવાનુ કામ હવે શાહા ગુસ્તાસ્પે પોતે માથે ઉઠાવ્યું. ગુસ્તાસ્પે વજીર જામાસ્પને રાજની લગામ સોંપી, અને પોતે જાબુલસ્થાંન ઝાલ અને રૂસતમને મળવા ગયો. ત્યાં પાદશાહ ગુસ્તાસ્પે ઝાલ અને રૂસતમને પવીત્ર ઝંન્દ અવસ્તાના કલાંમ સંભલાવી, તેઓને જરથોસ્તી દીન કબુલાવી હતી. ત્યાં પાદશાહ ગુસ્તાસ્પ બે વરશ સુધી આરાંમમાં રહ્યો હતો.

## અસ્ફંન્દીયાર વીશે તુરાંનમાં ખબર પડવી.

અસ્ફંન્દીયારને તેના બાપે કેદ કીધો છે, અને પાદશાહ ગુસ્તાસ્પ જાબુલસ્થાંન આરાંમમાં દીવસો ગુજારવા ગયો છે, અને રાજધાંની શહેર વજીર જામાસ્પને હસ્તક છે એવી ખબરો જયારે તુરાંનના પાદશાહ અરજાસ્પને કાંને ગઇ, ત્યારે તેણે જાસુસો મારફતે ખરી ખબર મંગાવી, તે વીશે પોતાની ખાતરી કીધી. જાસુસોથી ખબર મળી કે "બલખમાં સઘળું શાંત છે, અને અસ્ફંન્દીયારના બેટા બહમને, પોતાના બાપને કેદ કીધાથી, બેદીલ બની લશકરનો ઓધો મુકી દીધો છે. તથા શાહા ગુસ્તાસ્પ જાબુલ જઇ પડયો છે, અને શેહરનો નિગેહબાંન કોઈ નથી."

---

૧ એક સવાલ જે સહેલથી ઉભો થઇ શકે છે, તે એ કે અરજાસ્પ સામે ઇરાંને આવી ભયંકર લડાઇ ચલાવી, ત્યારે તેવી લડાઇમાં જાબુલી રૂસતમ અને તેના બાપ ઝાલે ઈરાંનીઓને કાંઇબી મદદ નહી આપવાનું શું કારણ? શાહનામા પ્રમાણે એવું માલમ પડે છે, કે પાદશાહ કેખુસરૂએ જયારે ઇરાંનની ગાદી લોહરાસ્પને આપી, ત્યારે રૂસતમ અને ઝાલ તે સામે વીરૂધ વીચાર ધરાવતા હતા, છતાં જયારે લોહરાસ્પ ઇરાંનની ગાદીએ બેઠો, ત્યારે જાબુલી પેહલવાનો અને ઇરાંનના પાદશાહ વચ્ચે મોટો મીનાકેસો અને મતફેરી બરપા થયાં હતાં. આ સબબને લીધે રૂસતમે ઇરાંન સાથનો પોતાનો તમામ સંબંધ છોડી દીધેલો હોવાથી, અરજાસ્પવાળી લડાઇમાં તેણે ઇરાંનીઓને કાંઈબી મદદ આપી નહી હતી.

જાસુસો તરફથી આવી ખબર મળતાંજ અરજાસ્પે ઇરાંન ઉપર બીજી વાર ચહડાઈ લેઇ જવા માટે એક મોટું લશ્કર પાછું એકઠું કરવાનો હુકમ કીધો.

"ફરી આવે એવો વખત નહિ હાથ,
કરૂં કુલ જરથોશતીઓને મહાત.

હુકમ કીધો લશ્કરને આયો છે લાગ,
કીનાની દિલમાંહે સલગાવો આગ.

નાબૂદ કરો જગથી જરથોશતી દીન,
કરો ઝંન્દ અવસ્તા ચિરી ફિનફીન.

જરથોશતી આતશ કરો તમ સરદ,
ઉઠાવો કિનાની ખલકપર ગરદ.

પડો જંગી જંગે, જવાંનો ને પીર,
ધરો તંન બખ્તર, શંમશીરો તીર.

કરો એકદંમ જઇ જરાથુશ્ત કતલ,
હુકમ મારો એ છે, સૌથી અવલ.

નથી જગમે યજદાંપરસ્તીનું કાંમ,
મને છે જરાથુશતની દીન હરાંમ.

નથી જોઇતો તુરાંનને એ ધરમ,
હમારા ધરમને કરે તે બરહંમ."
૩૫૮૪

## જરથોશતી દીન માટે બીજી લડાઇ. જરથોશતીઓની ખુવારી. અવસ્તાને આગમાં બાલી નાખવી. પવીત્ર મકાંનોનું તારાજ થવું. અશો જરથોશતનું મરણ.

આવો લાગ જોઈ અરજાસ્પ પોતાનું ગંજાવર લશ્કર લઇ બલખ શહેર ઉપર એકદમ ચહડી ગયો. શેહરનો બચાવ કરવા કોઇભી પેહલવાંન શેહરમાં હતો નહી. તુરાનીઓએ એવો મામલો જોઇ બલખમાં કતલ ચલાવી. શેહરમાં ચાલતી લડાઈની ખબર પાદશાહ લોહરાસ્પ, જે ઇબાદતગાહમા એકાંત પડેલો હતો, તેને કાંને પડતાંજ તે શેહરના બચાવ ખાતર થોડાંક લશ્કર સાથ બાહાર પડ્યો, પણ કીલ્લાની દેવાલ આગલ દુશમંનોને હાથે તે મારયો ગયો. આ હુમલો અચમુચ અને અચાનક હોવાને લીધે, જરથોશ્તીઓ લડાઇ કરવા બીલકુલ તઇયાર ન હોવાથી, લાચાર થઇ પડયા. તુરાંનીઓ ખુનપર ચહડયા, અને હજારો જરથોશ્તીઓ આ લડાઇમાં કપાઈ ગયા. નીરદોશોની કતલથી જેહાંન અંધારી થઇ. મેહલો અને કિર્તીવંત અએવાંનોને તુરાંનીઓએ આગ લગાડી પાયમાલ કીધાં. ઝંન્દ અવસ્તાને તેઓએ આગમાં બાલી નાખ્યા. આતશકદેહ અને આતશબેહરાંમોને તેઓએ તારાજ કીધાં, અને પવીત્ર મકાંનોમાં બંદગી કરતા દસ્તુરો અને દાવરોને કતલ કરી, તેમના લોહીથી જરથોશ્તી આતશને સરદ[1] કીધા.

---

૧ કહે છે, કે પેગમ્બર જરથોસ્ત પાક દીનની સાથે મેહર બુરઝીન નામનો આતશ લાવ્યા હતા. આ ચમતકારીક આતશ કાંઇ પણ બલતન વગર હંમેશાં રોશન રહેતો હતો. પાદશાહ ગુસ્તાસ્પે બલખ શેહરમાં એ મેહરબુરઝીન આતશનો કેમલો કીધો હતો. આ પવીત્ર લડાઇમાં જે આતશ તુરાંનીઓએ બુજાવ્યા હતા, તે એજ આતશ હોવા જોઇએ, એવું અનુમાન થઇ શકે છે.

## ગુસ્તાસ્પની બે બેટીઓનું હરણ.

શેહરમાં જબરી લુટફાટ ચાલી રહી. અરજાસ્પ પાદશાહના ખાસ સીપાહો ગુસ્તાસ્પના શબેસ્તાંન યાને ખાસ મેહલમાં લુટફાટ કરવા ધસી ગયા, અને ત્યાંથી ગુસ્તાસ્પની બે ખુબસુરત બેટીઓ, હોમાય અને બેહઆફ્રીદને કેદ કરી, તુરાંન તરફ તેમને મોકલાવી દીધી.

## હજરત જરથોશ્તની કતલ.

એ પછી પેગમ્બર જરથોસ્તને પકડવાની શોધ ચાલી. તુર બરાતુર નામનો તુરકી, જે પેગમ્બર જરથોસ્તનીજ શોધમાં ફરતો હતો, તે પોતાની સાથના સીપાહો સાથ એક આતશ બેહરાંમમાં ધસી ગયો, અને ત્યાં અશો જરથોસ્ત બંદગી કરતા હતા, તેવનને પીઠ પાછલથી તેણે જખમ કીધો. આ જખમ થતાંજ પેગમ્બર સાહેબ પેચ ખાઇ જમીન પર પડી ગુજર પામ્યા.[૧૮] પણ જરવા આગમજ પોતાના હાથમાં પકડેલી તસબી તેવને તુર બરાતુર ઉપર ફેંકી. કહે છે, કે તે તસબીમાથી તેજ વખતે એક અજમતી રોશનીનો શરારો નીકલ્યો, અને તે શરારાના તેજથી બુરી મનશનીનો તુર બરાતુર તેજ વખત બેજાંન થઇ ત્યાંજ પડયો. જરથોસ્તી ધરમ, અને પેગમ્બર જરથોશ્તની, તેમજ ઝંન્દ અવસ્તાની આવા રીતે ખુવારી થઇ.

## અસમાપ્ત.

એ રીતે પેગમ્બર જરથોશ્ત ગુજર પામ્યા. એ રીતે દીનની ખુવારી થઇ. એ રીતે પવીત્ર અવસ્તા પાયમાલ થયા. જેઓએ દીનને ખાતર જીવ આપ્યો, તેઓ દીનના સાચા પરસ્તાર હતા. તેઓ સાચા જરથોશ્તી હતા, તેઓ સાચા ધારમીક હતા. જરથોશ્તના મરણ પછી જરથોશ્તી દીન પડી ભાગી નથી, પણ તેને સજીવન કરવા માટે દીનના યોદ્ધાઓ હજી જીવતા હતા, પણ આ ખુંખાર લડાઇમાં તેઓ ગેરહાજર હતા. તે કીસ્સા સાથ આજે આપણને કાંમ નથી. હજરત જરથોશ્તનું મરણ આવી રીતે આવ્યું હતું, અને તેના મરણ પછી શું થયું, તે આ કીસ્સાના બીજા ભાગનો આગલો ભાગ હોવાથી, તેને હવે પછી આપણુ હાથ ધરીશું.

## ગુસ્તાસ્પની રાણીની જાબુલ તરફ ખબર આપવા માટે કુચ.

આ માહેતમભરી ખબર ગુસ્તાસ્પને પોંહોચાડવા માટે ગુસ્તાસ્પની એક રાણી, મહેલમાંથી તુરકી લેબાસ ધારણ કરી, ઘોડે સવાર થઇ જાબુલસ્થાંન તરફ બનતી ઝડપે નીકલી ગઇ. તેણીએ આ ખુવારીની માહેતમભરી ખબર, તેમજ લોહરાસ્પના મારયા ગયાનો સંદેસો, તથા પેગમ્બર જરથોશ્તની કજાનો બનાવ શાહ ગુસ્તાસ્પને જાહેર કીધો.

વળી એ ઉપરાંત ગુસ્તાસ્પની બે દીકરીઓને તુરાંનીઓ ઉઠાવી ગયા હતા, તે બીનાથીબી તેને જાણીતો કીધો.

## ગુસ્તાસ્પનો ગંમ અને ક્રોધ.

આ ખબરથી ગુસ્તાસ્પ પાદશાહ જેટલો દુખી થયો, તેટલોજ તેના ગુસ્સાનો પણ પાર રહયો નહી. તેણે તુરતજ નવીસંદાઓને બુલાવી દેશે દેશ અને મુલકે મુલક નામા લખાવી ચોતરફ રવાના કરી, લોકોને લશ્કરમાં જોડાવા ફરમાસ કરી, તેઓને હાજર થવાની તાકીદ કીધી. એક ગંજાવર મોટું લશ્કર ગુસ્તાસ્પની મદદે, અને જરથોસ્તી દીનની કુમકે તુરતજ ભેગું થયું.

## નવી જરથોશ્તી લડાઈની તુરાંનમાં ખબર પડવી.

આ ઇરાંની લશ્કરના ભેગાં થવાની ખબર અરજાસ્પને પડી, અને તેણે પણ એક મોટું લશ્કર એકઠું કીધું. બને લશકરો વચે એક મોટું જંગ થયું, અને કમનસીબે

## ઈરાંનીઓની હાર

એ લડાઇમાં થઇ. ગુસ્તાસ્પ પાદશાહે પોતાના રસાલા સાથ નાહસી એક પાહાડ ઉપર આસરો લીધો. આ પાહાડ ઉપર જવાનો એકજ છુપો મારગ હતો, અને તે ફકત ગુસ્તાસ્પનેજ ખબર હોવાથી, તુરાંનીઓ તે મારગને શોધી કાહડી શકયા નહી. ખોરાક વગર ઇરાંનીઓ ત્યાં બતંગ હાલતમાં આવી પડયા, અને ભુખમરો પડવાથી અંતે તેઓ ઘોડાને કાપી તે ઉપર ગુજરાંન ચલાવવા લાગ્યા. એવે સમે ગુસ્તાસ્પે જામાસ્પની સલાહ લીધી, અને જામાસ્પે કહ્યું કેઃ—"આ જંગ અસ્ફન્દીયાર સીવાય કોઇથી જીતી શકાય એમ નથી, માટે તું જો તેને બંદીખાનેથી છોડવે, તો તે જંગ ફતેહ કરે"

ગુસ્તાસ્પે જે ગેરઇનસાફ અસ્ફન્દીયારને કીધો હતો, તેને માટે તે હવે ઘણોજ પસ્તાવા લાગ્યો. તેણે કહ્યું કેઃ—"જો અસ્ફંન્દીયાર આ જંગમાં ઉતરે, તો હું તેને મારૂં તખત આપવા તઇયાર છું. વજીર જામાસ્પ તું અસ્ફંન્દીયારને મારી તરફથી જઇને સમજાવી લાવ."

જામાસ્પે અસ્ફંન્દીયાર પાસ જવાનું અને તેને સમજાવવાનું માથે લીધું. તુંરતજ જામાસ્પે તુરાંની વેશ ધારણ કીધો, અને અસ્ફંન્દીયાર આગલ જવા તે પાહાડને છુપે મારગે બહાર પડયો, કે તુરાંનીઓ જો તેને રસ્તામાં મળે, તો ઓળખે નહી અંતે જામાસ્પ છુપા વેશમાં અસ્ફંન્દીયારને જઇ મલ્યો, અને ગુસ્તાસ્પનો પેગાંમ કહી, તેને સમજાવવા લાગયો.

## અસ્ફંન્દીયારે લડાઇમાં ઉતરવા આગમજ બંદગી કરી લીધેલી માનતા.

વજીર જામાસ્પની સમજાવટ અને મનાવટથી અસ્ફંન્દીયાર પોતાના બાપ ગુસ્તાસ્પનો ગેરઇનસાફ ભુલી ગયો, અને જો તે જંગ ફતેહ કરે તો તેના બાપે તેને પોતાનુ તખ્ત આપવાનો જે કોલ જામાસ્પ પાસે કહેવડાવ્યો હતો, તે ઉપર ઐતબાર રાખી તે જંગે જવા કબુલ થયો. પણ જવા આગમજ તેણે ખુદાતાલા હજુર, કેટલીક માનતા, પોતાની ફતેહ માટે માંગી.

"સેપાસો સના તારી પરવરદેગાર,
ખલક ને ફલકનો તું સરજનહાર.
તવાના ઓ દાના, અરે દાદગર,
કર મહેર તારી હું બંદા ઉપર.
સિહા રોજ રોશંન કર મૂજ સૂરૈદ,
હવે લાવ બર મારા દિલની ઉમેદ.
અગર જંગ જો આ ફતેહ હું કરૂં,
ફતેહ જંગ કરી જો હું પાછો ફરૂં.
કરૂં જો સિહા દીન અરજાસ્પનો,
કિનો ગર જો લેવશ લોહરાસ્પનો.
થયા જંગે મારા જએહ ભાઇ જાંન,[1]
જવાંનીમાં ખીલતા રોશંન રવાંન.
કિધી લાલ લહુથી મયદાંને ખાક,
હકિકત સૂણીને જીગર થાયું ચાક.
અગરજો કિનો લઇ બનું સરફરાજ,
કરૂં તૂરકી મુદઇઓને જો તરાજ.[2]
તો, કબુલ થાઉં છું, હું ઓ યઝદાંને પાક,
પેદરને કિનામાં કરશ નહિ હલાક.
આજેજ બંદો તહારો ગુલાંમ,
ઝુંકી તુંજ જનાબે કરે છે કલાંમ.
અગર જંગ ફતેહ કરશ જો તમાંમ,
સ્થાપશ હું એક સો આતશબેહરાંમ.[3]
કરૂં છું સેપાસો સના દસ્તગીર,
ઝુંકાવે છે સર આએ બંદો હકીર.
અગર જંગે પાંમુ જો મારી મૂરાદ,
તો બંધાઉ એક સો સરા[4] દિલ કૂસાદ.
મુસાફર વસી ત્યાં રહે ખુબ શાદ,
બની રહે વસ્તીથી જંગલ આબાદ.
અગર આ તું જંગથી જો દુશમંન હણું,
કૂવા દસ હજાર હું ખોદાઉ ગણું.
ભુખીયાંને ભોજંન, તરસિયાંને પાંન,
દૂખીયાને હંમેશ દેવશ હું દાંન.
ખલકના ઓ ખાવિંદ અહુરમઝદ ખુદા
કરૂં સર ઝુંકાવી ફરજ મૂજ અદા.
નિગાહબાંન થઇ બક્ષ ફીરોજગરી,
કરજે આ જંગે, તું રહેબરી.

૧ અરજાસ્પ સાથની પેહલી લડાઈમાં ગુસ્તાસ્પ પાદશાહના જે વાહલાંઓ મારીયાં ગયાં હતાં, તેમને માટે અસ્ફંન્દીયાર આ ઇશારો કરે છે. ૨ શીકસ્ત આપું.

૩ શાહજાદા અસ્ફન્દીયારે જો જંગ ફતેહ કરે, તો દુનીયામે એક સો આતશબેહરાંમ બંધાવવાની માનતા લીધી હતી, તે વીશે આ ઇશારો છે. કરતા

૪ સરા યાને મુસાફરખાંના.

## અસ્ફંન્દીયાર લડાઇના મેદાંનમા. રૂઇન દેજ તરફ અરજાસ્પનુ નાહસવું.

જંગ જીતવાના ઉમેદ અને ઉલટમા અસ્ફંન્દીયાર લડાઇના મેદાંનમા જવા તૈયાર થયો. વજીર જામાસ્પે તેના બંદ તોડવા લુહાડને બોલાવ્યા, પણુ લુહાડો આવે તે આગમજ અસ્ફંન્દીયારે પોતાના તન પરની જંજીરો અને બેડીને જોરથી તોડી નાખી, પોતાને હાથે તે છુટો થયો.

ગુમ્બાંનના કીલ્લા માહેલાં કેદખાંનામાથી અસ્ફંન્દીયાર નીચે ઉતરી પોતાના બાપ પાસ ગયો. બંને બાપ બેટા લાંબે વખતે એકબીજાને ભેટી પડયા, અને તેઓ વચે અરસપરસનો ખુલાસો થયો.

એ પછી અસ્ફંન્દીયાર અને તેના લશ્કરે અરજાસ્પ સાંમે લડાઈ ચલાવી. તે લડાઇ બેશક આગલી લડાઇઓ કરતાં વધારે ખુવારીભરી થઇ હતી. અરજાસ્પના લશ્કરની એ લડાઇમા હાર થઇ, અને અરજાસ્પ જંગના મેદાંનમાથી નાહસી તુરાંનમા રૂઇન દેજ નામના કીલ્લામા જઇ ભરાઇ બેઠો. ગુસ્તાસ્પના કહેવાથી, અસ્ફંન્દીયાર સાત હફતેખાંનો તોડી, એક વેપારી વેશે રૂઇન દેજના દાખલ થયો, અને તે કીલ્લામા કેદ પડેલી પોતાની બે બેહેનોને અરજાસ્પના બંદમાથી છોડાવી તેમને ઇરાંન લઇ આવ્યો, અને પોતાના બાપને તે પાછો મલ્યો. ત્યાર પછી ગુસ્તાસ્પે આપેલી કબુલાત પ્રમાણે અસ્ફંન્દીયાર પોતાના બાપ પાસ ઇરાંનનુ રાજ માગવા લાગ્યો.

( અપમામ )

* ——

# રૂસતમ અને અસ્ફંન્દીયાર.



### રૂસતમ અને અસ્ફંન્દીયારના દાસ્તાંનનો કુરાંન સાથનો સંબંધ.

રૂસતમ અને અસ્ફંન્દીયારનું દાસ્તાંન કહે છે કે ઇરાંનમાથી અરબસ્થાંનમાં દાખલ થયું હતું. કુરાંનના ૩૧ મા બાબમા જણાવવામાં આવ્યું છે, કે નઝર-એબને-અલહરથ નામના આરબે ઇરાંનમાંથી રૂસતમ અને અસ્ફંન્દીયારનો કીસ્સો ખરીદયો, અને તે દાસ્તાંનનું વાંચન કુરેશની મહેફીલોમા કીધાથી, તે મોટી વખાણને લાયક માલમ પડયું. અસલ ઇરાંની પાદશાહ અને પહેલવાંનોના દોર અને દમામની તારીફના બયાંનનાં દાસ્તાંનો સાંભલ્યાથી આરબોમાં તે એટલાં તો વખાણવા લાગ્યાં કે, ડેવીદ અને સોલોમન, તથા બીજા એવા પ્રખ્યાત દાસ્તાંનોના કીસ્સા જે કુરાંનમાં દરશાવ્યા છે, તેના કરતાંબી તે વધારે વખાણવા લાગ્યા. એ ઉપરથી માલમ પડે છે, કે રૂસતમ અને અસ્ફંન્દીયારનું દાસ્તાંન ઘણું પુરાણું છે, અને ફીરદોશીએ તે રચ્યું તે આગમજ ઇરાંનમાં તે જાણીતું હતું, અને ઇરાંનમાંથી તે અરબસ્થાંન જવા પામ્યું હતું.

### અસ્ફંન્દીયારના ફરોહરની આરાધના.

ફરવરદીન યશ્તમાં, તેમજ રપીથવંનની આફરીનમાં અસ્ફંન્દીયારના ફરોહરને જરથોસ્તી દીન ફાએશ કરવાના ભલાં કામ માટે યાદ કરવામાં આવેલું છે.

### જરથોસ્તી દીનની પહેલી લડાઇની યાદ.

જરથોસ્તી દીનને ફાએશ કરતાં જે ત્રણ લડાઇઓ થઇ હતી, તે માહેલી પહેલી લડાઇમાં ફતેહ મેલવ્યા પછી, શાહા ગુસ્તાસ્પ બે વરશ સુધી આસાએસ લેવા સીસ્તાંનમાં ઝાલ અને રૂસતમના મહેમાંન તરીકે જઇ રહયો હતો.[1]

ગુસ્તાસ્પની ગેરહાજરીનો લાભ લઇ, તુરાંનનો પાદશાહા અરજાસ્પ ઇરાંન ઉપર બીજી વાર ચઢાઇ લેઇ ગયો, અને બલખમાં શાહા લોહોરાસ્પને, તેમજ હજરત જરથોસ્તને કતલ કરી, ગુસ્તાસ્પ શાહાની બે દીકરીઓને પકડી તે છોડાવી લેઇ ગયો હતો.

---

૧ ઝાલ અને રૂસતમને વતન શાહ ગુસ્તાસ્પે જઇને તેમને જરથોસ્તી દીનની ખુલંદો બીજો સમજ આપી હતી, અને ઝાલ તથા રૂસતમે તે ભલી દીન કબુલી હતી. કરતા

આ ખબર ગુસ્તાસ્પને[1] પડતાજ, તે સીસ્તાંનથી તુરત નીકલી પોતાની રાજધાની શેહરમાં આવ્યો, અને એક મોટી લડાઇ અરજાસ્પ સાથે કરવાની તેણે તૈયારી કીધી.

## રૂસતમે લડાઇમા જોડાવા ના પાડી.

આ લડાઈમાં સામેલ થવા ગુસ્તાસ્પે જેહાં પેહલવાંન રૂસતમને બોલાવ્યો, પણ રૂસતમે બુઢાપાના વખતમાં એકાંત જીંદગી ગુજારવાનો ઠેરાવ કીધેલો હોવાથી તેણે એ લડાઇમાં સામેલ થવા ના પાડી. એ ઉપરથી, ગુસ્તાસ્પના મનમાં વેર વસ્યું, અને તેણે પોતાનું અપમાન માની લીધું.

## અસ્ફંન્દીયારને ગુમદાંનના કેદખાનામાંથી ગુસ્તાસ્પે છુટો કરવો.

રાજધાની શેહર બલખમા આવતાને વાર ગુસ્તાસ્પે પોતાના દીકરા અસ્ફંદીયાર (જેને તેણે કેદમા નખાવ્યો હતો) તેને કેદખાનામાંથી તુરત બોલાવી, પોતાનું તાજ અને તખત આપવાની કબુલાત આપી, અને પોતાની બે દીકરીઓને અરજાસ્પના હાથમાંથી છોડવવા, અને તેના મુલક ઉપર ચહડાઈ લેઇ જવા ફરમાવ્યું.

તખત મેળવવાની આશા અને ઉલટમા અસફંન્દીયારે એ કામ માથે લીધું, અને અરજાસ્પનો મુલક જીતી લેઇ તેને મારીયો, અને પોતાની બે બેહનોને અરજાસ્પના હાથમાંથી છોડવી.[2] આ ફતેહ મેલવી અસફંન્દીયાર પોતાના વતન ઇરાંન તરફ પાછો ફરીયો, અને બલખ શેહરમાં પોતાના બાપ ગુસ્તાસ્પ પાસે તેણે ઇરાનનું તાજ અને તખત માંગ્યું.

## રાણી કયતાયુન અને અસ્ફંન્દીયાર.

રાણી કયતાયુને (અસ્ફંન્દીયારની માદરે) પોતાના દીકરાને ઘણો સમજાવ્યો, કે તખત અને તાજને ખાતર બાપની સાથ મીનાકેસો કરવામાં સાર નથી. તેણીએ મીનત કરી કહ્યું, કે રાજપાતનો વારેસ તું પોતેજ છે, અને સેવટે તે તુંનેજ મળશે. પણ અસફંન્દીયારના ખ્યાંનમાં કયતાયુનનું કહ્યું જરાબી ઉતર્યું નહી, એટલે તે દુખી માદર ફરી આજેજી કરી અસફંન્દીયારને સમજાવવા લાગી. ૧૦૬

---

૧ ગુસ્તાસ્પની બે દીકરીઓને અરજાસ્પ કેવી રીતે તુરાંન ઉઠાવી ગયો. અને તે ખબર ગુસ્તાસ્પને કેવી રીતે સીસ્તાંનમે મળી, તેની હકીકત છેલ્લાં દાસ્તાંનમાં દરશાવેલી છે. કરતા.

૨ અસ્ફંન્દીયારના દાસ્તાનનો આ એક નવો અને જુદોજ કીસ્સો છે, જેમાં અસ્ફન્દીયાર પોતાના બાપ ગુસ્તાસ્પના ફરમાનને માન આપી, સાત હફતેખાંનોને તોડી, અંતે રૂઇન દેજ જીતી અરજાસ્પને મારી પોતાની બે બેહનોને છોડવે છે. કરતા.

પણ અસ્ફંન્દીયારના ખ્યાનમાં તેની માદરની મીનતગ્ઝારી જરાબી ઉતરી નહી, અને નારાજ થઇ પોતાનો હક રજુ કરતાં તે બોલ્યો કેઃ—

હકીકત છે સાચી, મગર કર વિચાર,
નથી શું ખતાવાર પેદર શહેરીઆર.

રવાના કિધો આપી મુજને વચંન,
કે, જંગમા જો અરજાસ્પ થાયે શરણ.

ને, લોહરાસ્પનો કીનો હું લઉં મારીને,
ને, આઝાદ કરૂં બહેનો બે પ્યારીને.

તો, આલમમે આબાદ થશે મારૂ કાંમ,
દુનિયામે થાશે બુલંદ મારૂ નાંમ.

કરૂં જઇ બદી ને બુરઇનો જો નાસ,
કરૂં જઇ નાબુદ તુરાંની ત્રાસ.

તો ઇરાંની લશ્કર, ને ઇરાંની રાજ,
ગંજને ખજાનો અને તખ્તો તાજ,

મૂકી તારે સર હું કરૂં તાજદાર,
જગતમે રહે નામ અસ્ફંન્દીયાર.

જગતમા છે જસને શું આવું ઇનામ?
કસમ પર કહેલા કહાં છે કલાંમ?

જીતી જંગ આવ્યો છે અસ્ફંન્દીયાર,
બને કેમ ન ઇરાંનનો શેહરીયાર?

* * *

બનું જો હું ઈરાંનનો તાજદાર,
સદા મુજ પેદરનો રહુ તાબેદાર.

અગર જો પેદર ખુદ વચંનથી ફરે,
હક મારો જો ના તે મંજુર કરે,

કસંમ છે ખુદાના, કહું રાસ્ત માન,
બનશ મારે હાથે, હું શાહે-ઈરાંન.

છિનવી લેઇ મુજ હાથે તખ્ત,
લહેજામા બુલંદ કરશ મુજ બખ્ત."

* * *

બોલી થઇ દલગીર કતાયુંન બહુ,
"આ ગુસ્તાખી ભરાયા સખુનનાસહુ.

પીસર તારી કેવી એ નાદાંની છે,
જગતમા જવાંની દીવાની છે.

કીધાં જંગ બેશક તુએ બીશીયાર,
બનીને ફતેહમંદ થયો નામદાર.

કિરતીની નોબત સર તુંજ ખરી,
એથી શું ચાહે, બીજી બહેતરી.

તુને હોય ખજાના ને ગંજની જરૂર,
નથી તારીથી તે જરાબી દુર.

ઇજ્જત ને કિરતીમા છે તું બુલંન્દ,
એથી શું જ્યાદા કરે તું પસંન્દ.

પેદર તારો રાખે છે શાહી ને તાજ,
પેસર રાખે છે તું લશ્કર ને સાજ.

તે રાખે છે દોલત ખજાનો તમામ,
તે તારેજ માટે છે, અએ નેકનામ.

નમે જે પીસર ખુદ પેદરને સદા,
પામે તે રબની મહેરવંત નિગાહા.

ખરો છે તું હકદાર પીદર તાજનો,
ખરો છે તું વારેસ મુલક રાજનો.

પીદર બાદ એ સંઉ તહારૂં થશે,
થશે સંઉ એ તારૂ, ન મારૂં થશે."[૦]

અસ્ફંન્દીયાર પોતાની માતાના આવા સખુનો સાંભળી નીરાસ થયો, અને પોતાના બાપ પાસ તે બે દીવસ સુધી ગયો નહી. પોતે મોજ મજાહમાં પોતાનો વખત પસાર કરવા લાગ્યો. પણ ગુસ્તાસ્પને અસ્ફંન્દીયારના વીચારને વીશે એવી ખબર પડી, કે તે તેનું તખત જબરીથી લેવા ધારે છે.

ગુસ્તાસ્પે તુરતજ જામાસ્પ હકીમની સલાહ લીધી, અને તેને બોલાવી અસ્ફંન્દીયારનું ભવીશ જોવા ફરમાવ્યું.

હકીમ જામાસ્પે અસ્ફંન્દીયારનું ભવીશ રમલથી જોયું. જામાસ્પ રમલ જોઇ વીચારમાં પડયો, અને પોતે અતી ઘણો દલગીર થઇ, પોતાની આંખોમાં આંસુ લાવી બોલયો કે:—

"જમાનાની ગરદીશ છુપાવે કરમ,
ભરમ રાખે છુપો, ભવિશ બેરહમ.

બુરાં મુજ નસીબની છે સરજત ભુંડી.
જબાં કેમ કરી બોલે વિગતો રૂડી.

દિસે છે ભવિશની સિહા બહુ સુરત,
છે તાસીર રમલની બહુ બદ મૂરત.

અફસોસ! કાં આવ્યુ નહિ મુજ મરન,
છવી નહિ કહેતે રમલ બદ સુખન.

અફસોસ! રમલમા દીસેછ અંધકાર,
છગર મારૂ ફાટેછ વિંધઈ આરપાર.

દિસે છે ભવિશ અસ્ફંન્દીયારનું,
સિતમગર બહુ છે, વિના પારનું.

અગર જંગ રૂસતમ સંગ એ કરે,
રૂસતમને હાથ સ્ફંન્દિયાર મરે."

*　*　*

રમલના સુણી સર્વ ભેદો ભરમ,
રડે શાહા ગુસ્તાસ્પ કૂટીને કરમ.

કરૂ કેમ એના ભવિશની દવા,
દેખાડે રખે આસમાં રંગ નવા.

રેહ્યા છે ખિલી કમનસીબીનો રંગ,
રખે મારી હાલત થાયે બતંગ

અજબ છે નજુમ તારી કેમ લાજવાબ,
થશે કઇ રીતે એની મિટ્ટી ખરાબ.

મરે કેમ કરી મારો અસ્ફંન્દીયાર,
બદંન જેનુ બન્યુ છે, સંગ સમ યાર.

નજુમ જો તું જામાસ્પ. કરીને વિચાર,
રૂઇનતંન નથી શું થયો ગુલોજાર?

ન ખંજર, ન તલવાર, જખમ કંઇ કરે,
તો કેમ મારો દિલબંદ દિકરો મરે.

ન ગુરજનો ગોળો બદન પર પરે,
તો કેમ મારો દિલબંદ દિકરો મરે.

ન નેજો, ન ખંજર શકે કંઈ કરી,
તો જંગમે જશે કેમ એ દિકરો મરી.

કિધું છે જરાયુશતે કાંસાનું તંન,
તો કેમ થાય દિકરાનું જંગમે મરન.

નજુમ જો તું જામાસ્પ, ના કર કયાસ,
મરે કેમ અસ્ફંન્દીયાર કર તલાસ.

કજાની ખબરથી દિલે લાગી આગ,
શું કરમઇ જશે મુજ ખીલેલો બાગ.''''

કરમને કૂટી શાહ ગુસ્તાસ્પ રડે,
"રખે ઓ રૂઇન તંન કવખ્તે મરે.
રખે થાય તારી કજા જંગમે,
રહે જીવ નહિ મારો મુજ અંગમે.
કરૂં એવી તદબીર આવે તે કાંમ,
કે, નહી લે રૂઇનતંન રૂસ્તંમનુ નાંમ.
અગર જો એ નહિ જાય જાબ્લુસ્થાંન,
તો મરતો બચે મારો એ દીલજાંન.
કરૂં હું ઇનાયત મુજ રાજપાત,
ને, રાખુ નજર પાસ હું દીનરાત.
કે જઇને લડે નહિ એ રૂસ્તંમ સાથ,
બચે જીવ એનો, નહી થાય ઘાત.
બચાવો રૂઇનતંનને આ જહાંનમા,
કરો લાખો તદબીર હોય ધ્યાંનમા."

સૂણી દર્દમંદના દીલનો અવાજ,
કહે છે જામાસ્પ, "ઓ માલીકે તાજ.
ના કર પાદશાહ તારૂ દિલ દર્દનાક,
ના કર જીગરને તું નાહક હલાક.
રમલની છે બાજી સરજતને હાથ,
તલ ભાર મિટે નહિ અલમની રાત.
બનાવો જે બનવાના ફરશે નહી,
જે જીવનાર હશે, તે તો મરશે નહી.
ચમંન કેમ ખીલીને કરમાય છે?
કળી કેમ ખીલીને મુરઝાય છે?
અજબ છાંઇ સરજતની કાળી ઘટા,
રંજો અલમની વધી ગઇ જટા.
લખેલા કરમના ન લેખો ટળે,
કરે લાખો તદબીર આદમ ભલે."

* * *

## અસ્ફંન્દીયારનુ ગુસ્તાસ્પની દરબારમાં જવું.

બીજે દાહડે અસ્ફંન્દીયાર પોતાના બાપની દરબારમાં ગયો, અને દરબારમાં પોતાના બાપ ગુસ્તાસ્પ શાહાની પાસે તાજો તખ્તની માંગણી કરવા લાગ્યો:—

''રહેજો સલામત શાહે ઇરાંન,
ઝુંકી તારો બંન્દો દીએ તુંને માન.
સદા રહેજો રોશંન તહારૂં બખ્ત,
રહો તારૂ કાયમ સદા તાજો તખ્ત.
હું તારો બેટો છું તાબેદાર,
સૂખન પર છે તારા સર મુજ નિસાર.
ઉઠાવ્યો અરજાસ્પે જ્યારે પૂકાર,
જરથોશતી દીનને કરવા ખૂવાર.
કહ્યાતા મેં જરથોશતને એવા કલાંમ,
કરશ દીન જરથોશતી ફાએશ તમાંમ.
કરશ બુતપરસ્તોને જીરોજબર,
જરથોશતી દીનનો બનશ હું નફર.
લિધાતા તે વખ્તે મે એવા કસંમ—
કરશ દીન દૂશમંનના સર હું કલંમ.
ગરજમ ફરેબથી ફરીયો તું બાપ,
ચલાવી તે મુજ સાથ ચલન બહુ ખરાબ.
જંજીરથી જકડી મને કીધો કેદ,
દિધો મને ગંમ્દાંન કીલ્લામા ખેદ.
પણ આખર જામાસ્પે આવીને પાસ,
બંધ મારા ખોલવાની આપીને આસ—
પૂગાડયો મને તેણે તારો પેગાંમ,
કે, તાજો તખત છે મહારાં તમાંમ.
કહ્યું કે નિકલી બંધમાથી બહાર,
બહેનો બે નાજુક બંદનને તું તાર.

ગયા છે ઉઠાવી એ ઇરાંની નાર,
પડી છે તૂરાંને બની ગીર્ફતાર.

વળી ભાઇ તારો ફરશીદવરદ,
પડી કેદમાં બહુ સહે છે દરદ.

ઇરાંની આફતનો કંઇ કર વિચાર,
થયા કુલ્લે પહેલવાંનો જંગમે ખ્વાર.

પરેશાંન હાલે રડે શહેરીઆર,
કરે યાદ હરદંમ અસ્ફંન્દીયાર.

સૂણી તારો પયગામ નિકલ્યો બહાર,
બંધ મારા તોડી ગયો જંગ દવાર.

કિધા તુજ દૂશમંન કતલ બિશીયાર,
કિધી મેં દર્ફે કુલ બલા બેશુમાર.

ફતેહમંદ થયો તોડીને હફતખાંન,
અજબ છે હકીકત કરૂં શું બયાંન.

અર્જાસ્પનુ સર કરી મેં કલંમ,
ગુસ્તાસ્પનો દુર કિધો રંજઅલમ.”

દેંજ રૂઇન મેં કિધો ખાક સંગ,
છોડવી એ બહેનો, હતી જે બતંગ.

થયો તું ફતેહમંદ જગતમા તમામ,
રહ્યો તાજ વન હું વિના કાંઇ ખાંમ.

વચન આપી મુજને કહ્યાતા સુખંન,
કે કરશે તું રોશંન મુરાદે મન.

મને આપેલો કોલ હવે કર યાદ,
બની તાબેદાર હું રહ્યો બેમૂરાદ.

આપીને ઇરાંનનુ તખ્તો તાજ,
કરશ કુલ ઇરાંન ઉપર સરફરાજ.

કહાં કોલ તે છે, કહાં છે વચન,
કહાં બોલ તે છે, કહાં છે સુખન
અગર રાસ્ત બોલ્યો જો હોય સુખંન,
તો બક્ષ મૂજને તાજો તખ્ત આજ દંન.

બની બેશરમ હું ગુજારૂં અરજ,
ભુલે મારો પેદર પોતાની ફરજ.”૧૧૨

સૂણી શાહ ગુસ્તાસ્પે દીધો ઉત્તર,
“સૂખંન રાસ્ત બોલે છે મારા પેસર.

સાંભલ ફિરોઝગર, નુરેચશ્મ,
દુર કર જીગરમાંથી તું તારો ગમ.

નથી તું સિવા મુજ કોઇ દીલજાંન,
તું મારી આશા, ઉમેદ, અરમાંન.

સિવા તુ નથી મારી કોઇમા ઉમેદ,
કિધાં દુર તું એ સંકટ ને ખેદ.

ના ખુશ ના થા જીગર પેયવંન્દ,
સૂખન સૂણ મારા પેસર દીલબંન્દ.

કિધા છે તેં દુશમન પામાલ તમામ,
અમર રહેશે તારૂં જગ માહે કાંમ.

પયંબર જરાથુશ્તે થઇ મહેરબાંન,
બદંન તારૂ કીધું છે કાંસાં સમાંન.

હરીફ કોઇ જગમા નથી તારો હાલ,
ફકત એક છે રૂસતંમ બીન ઝાલ.

મુલક તેનો છે કાબ્લૂસ્થાંનમા,
વસે ગીઝની જાબ્લૂસ્થાંનમા.

તુરમા છે પુરો, બળ બીશીયાર,
નથી તેનો કોઇબી હરીફ નામદાર.

હતો આજ તક તે કદરદાં સૂરો,
હવે બેતમીજ છે તે બન્યો પૂરો.

મને છોડી દઇને તે બેઠો છે દુર,
હુકમ મારો તોડેછ, બનીને ગરૂર.

ઉડાવે છે સરકશ પોતાની ધજા,
ચખાડે તે મુજીને જઇ કોણુ સજા ?

તુરત તું સીસ્તાંનની રાહા ધર,
કરી જંગ રૂસતંમ જીવતો પકર.

કર તું તહેમતંનને જઇને સજા,
બને કોઇ કદી એમ નહી બેહુયા.

કર જઇ જવારેહને એકદમ કેદ,
જોઇ ઝાલ બુઢો બહુ પામે ખેદ.

પકડી ફરાંમર્જનુ સર ઝુકાવ,
જકડી કમંન્દમા, આ દરબારે લાવ.

કસમ લેઇ દાદાર આપુંછ વચંન,
કિધું જેણે પયદા હવા ને ગગંન.

કિધા જેણે પયદા ખુરશીદો—માહ,
હું રાખુ છું તેમને મહારા ગવાહ.

કે લાવે મુરાદો જો તું મારી બર—
તો, મૂકું તાજ મારૂં તૂજ સર ઉપર."

રૂસતંમ સાથ લડવાની વાત સાંભલી અસ્ફંન્દીયાર બોલ્યો કેઃ--"અગર જો લડાઇ તુને કરવી હોય, તો ચીનના ખાકાંનની સાથ લડાઇ કર, તેની સાથે લડવા હું તૈયાર થવશ, પણ બુજરોગ રૂસતંમે ઇરાંનની કીમતી સેવા બજાવી છે, તેની સાથ લડવાની તુને શું જરૂર છે?" ગુસ્તાસ્પે જવાબ દીધો, કેઃ--

"રૂસતંમ નાફરમાંન થયો, તેને મારો હુકમ તોડયો, માટે તેને સજા થવીજ જોઇએ."

અસ્ફંન્દીયાર બોલ્યોઃ—"તું કોઇબી રીતે મને તારા રસ્તામાંથી દુર કરવા ચાહે છે. હુ તારો દીકરો ફરમાબરદાર છું, અને તું ફરમાવે તે કરવા તૈયાર છું."

ગુસ્તાસ્પે અસ્ફંન્દીયારને મનાવી લીધો, અને કહ્યું કેઃ --"તું જા, અને ફતેહ કર. રૂસતંમે નાફરમાની કરી છે, વાસતે તુ સીસ્તાંન જા, અને તું તેના હાથ બાંધી તને મારી દરબારમાં લાવ. હુ કસમ યઝદાંનના લેઇ કેહુંછ, કે તેજ વખત હું ઇરાંનનું તાજ તારા સર ઉપર મુકશ."

## રાણી કતાયુનનુ અસ્ફંન્દીયારને મનાવવુ.

આ વાતની ખબર અસ્ફંન્દીયારની માદર રાણી કતાયુંનને પડી. તેણીએ તુરતજ અસ્ફંન્દીયારને રૂસતંમ સાંમે જતાં અટકાવ્યો, અને મનાવીને કહ્યું કેઃ—

"કરે કાં કરોડી જીગર એવી હાંમ,
રખે લે તો બેટા તું રૂસતંમનુ નાંમ.

નથી તુને રૂસતંમની કંઇબી ખબર,
નથી કોઇએ છતિયો તે નામવર.

નથી તુંએ રૂસતંમની સુણી બરાડ,
ધુજે છે સૂણી અલબરૂજનો પહાડ.

રૂસતંમે કીધી છે એવી લડાઇ,
તવારીખે કિયાંનીમા રહેશે લખાઇ.

નથી કોઇ જંગમા થઇ તેની હાર,
અજબ તેના હથીઆરો છે ખુંનખાર.

અજબ તેનુ બખ્તર બબ્રેબયાંન,
અજબ તે પર આશક છે આસમાંન.

ગયાં છે લાખોના સર તન કપઇ,
નથી ફતેહ તે પર કોઇનીબી થઇ.

ખુદા વાસતે છોડ બુરૂં છે એ કાંમ,
અરે જંગી બાહેલ થશો ગુમનાંમ.

ના જા તું સીસ્તાંન, ના છોડ ઇરાંન,
થશો કેદ કદી નહી રૂસતંમ મહાંન."[113]

અસ્ફંન્દીયાર બોલ્યો કેઃ-"માદર તારૂ કહેતું ખરૂં છે, પણ મને તાજ અને તખ્ત મેળવવા માટે લડવું જોઇએ." કતાયુને અસ્ફંન્દીયારને ઘણુંબી સમજાવ્યું, પણ અસ્ફંન્દીયાર કાંઇબી સમજ્યો નહી.

## અસ્ફંન્દીયાર જાબુલ તરફ જાય છે.

જાબુલ તરફ જવા હવે અસ્ફંન્દીયાર કુચની તૈયારી કરે છે. તેણે એક મોટું લશકર તૈયાર કીધું, અને પોતાના દીકરા બહમન અને ભાઇ પેશોતનને તેણે પોતાની સાથે લીધા.

કુચ કરતાં તેઓ જાબુલની સરહદ ઉપર જઇ પુગ્યા, અને અસ્ફંન્દીયારે ત્યાં પડાવ નાખવાનો હુકમ કીધો. તેણે પોતાની મીજલસ ભરી, અને તે મીજલસમાં જણાવ્યું કેઃ—"રૂસતમ સાથ લડાઇ કરવા આગમજ મારે તેની ઉપર પેગાંમ મોકલવો જોઇએ, કે જો તે પોતાને હાથે બેડી નાખી પોતાની મેળે શરણ થાય, તો લડાઈ કરવાનુ કાંમ પડે નહી."

## બહમન રૂસતમ પાસ પેગામચી તરીકે જાય છે.

આ પેગામ મોકલવા અસ્ફંન્દીયારે પોતાના દીકરા બહમનને તૈયાર કીધો, અને તેને નીચે પ્રમાણે એક પેગાંમ લઇ જવા ફરમાવ્યુઃ—

"કરીમ તુ ખલકના ખરા દસ્તગીર,
નજર કર રહેમની ઓ આલંમગીર.

ખુશી રહેજો રૂસતંમ, તું બરકરાર,
ખુદાની તું પર હોજો રહેમત હજાર

કરે તે કરીમ આસ તહારી સફલ,
ખિલે તુંજ ચમનમે ઉમેદોના ફલ.

જેહાંમે નથી કોઇ તહારી સમાંન,
તુજ સાથ લડવાનું રાખે ગુમાંન.

છે કિરતીની નોબત તહારી અપાર—
ને ગંજને ખજાનો બહુ બીશીયાર.

બુજોર્ગીમા સૌથી તું છે બેમિસાલ,
કરે શાહી સીસ્તાંન પર તું વિશાલ.

મગર કર રૂસતંમ દિલથી વિચાર,
બનાવ્યો છે કોણે તુંને શહેરીઆર.

કોણથી તુને સરવે ન્યામત મલી,
કોણથી તુંને એ હકુમત ફલી.

કોણથી તું પામ્યો ગંજ બીશીયાર,
કોણથી તેં મેળવી કિરતી અપાર.

એ સરવે તું પામ્યો મુજ વડવાને હાથ—
ને, તેથી તૂં ભોગવે છે આ ઠાઠ—માઠ.

મગર કેમ થયો તું અરે બેશહુર,
ગુસ્તાસ્પ આગલથી રહે છે તું દુર.

નહી તેની કુરનેશની કીધી કદર,
લખી એક રૂકકો ન પુછી ખબર.

ગરૂરી ગુમાનીથી થઇ બેખતર,
થયો છે તું મુશતાક તુંજ બળ ઉપર.

ચહડી છે ગરૂરની મગજમે બુખાર,
કબુલતો નથી તું શાહા શેરીઆર.

શાહજાદો બહમન.




બહમનના સુખુનઃ—"રાસ્ત ઇનસાફ એક પાદશાહને જેબ આપે છે, અને હટીલાઇ નુકસાનકારક છે. [૨] સંસારી ઇચ્છા પતીવર્તને ધોકો પોહચાડે છે. [૩] ખરો નેકબખ્ત તેને કેહવો, કે જે ખુસામતભરી તારીફ કરતા નેકનામી વધારે પસંદ કરે."

કિધી છે તેં જબરી કસુર બેહયા,
તુંને એ કસુરની ઘટે છે સજા.

બુલંન્દી છે ગુસ્તાસ્પની એવી મસ્ત,
છે રૂબાબે હોસંગ ને જમશેદ નષ્ટ.

ફરીદુને કીધો તો જોહાક બંન્દ,
છે ગુસ્તાસ્પની શાહી તેથી બલંન્દ.

જગતમા મશહુર છે શાહા કૈકોબાદ,
તેથીબી ગુસ્તાસ્પ છે બહુ આબાદ.

કિધી તેણે જરથોશતી દિન આશકાર,
કિધી દેવયશ્નની દીનને ખુવાર.

લડી જંગ જરથોશતી દીન કાજ,
મે પશ્ચીમ પુર્વમે સ્થાપ્યાં છે રાજ.

તુરાંની મુલકો કિધાં મે ફના,
સિંન્ધ અને રૂમને છે આપી પનાહ.

આપે છે ઇરાંનને ચોઠાઇ તમામ,
ગુસ્તાસ્પને ઝુંકી કરેછ સૌ સલાંમ.

લખવા હું રૂસતંમ છું દિલગીર,
કે નાખુશ થયોછ તુથી આલમગીર.

દિલગીર થયુંછ તુંથી તેનું રવાંન,
બની બેશહુર તુંએ આપ્યું ન માંન.

રૂસતંમ તું વિશે મલી છે ખબર,
કે દોલત ખજાને તું બનીયો છે તર

ચહડયો છે રૂસતંમ તુને ગરૂર,
ગુસ્તાસ્પની જોતો નથી તું જરૂર.

તજી દઇ મુરવ્વત, છોડી પનાહ,
તરછોડી શાહાને કિધો છે ગુનાહ.

કફા થઇ તુજપર લિધા છે કસંમ,
કીધો છે ગુસ્તાસ્પે મુજને હુકંમ.

કે, રૂસતમને જકડી બાંધી બે હાથ,
લાવજે તું દરબારે તારી સંગાથ.

આવ્યો છુ લેઇને હુકમ તારી પાસ,
કરૂ છું તૂંને આજ એ એલ્તેમાસ.

બાંધવા મને દે તારા બે હાથ,
લેઇ જાંઉ શાહા પાસ તૂંને મારી સાથ

કરૂં તુંને હાજર શાહાની હજુર,
કરશ તુંજ કસુરનો બચાવ હુ જરૂર.

પછી હું બનું તારો બસ તાબેદાર,
કરૂં મારા સરને હું તું પર નેસાર.

તુંજ સાથ લડવું મને નહી ગમે,
પીદરના હુકમ પાસ સર મુજ નમે.

મે સમજાવ્યો શાહાને કંઇ કંઇ કહી,
પણ તારો બેશક કસુર છે થઇ.

માટે તું સમજી સૂખન મારો માન,
બાંધી તૂંને લેઇ જાંઉ ઇરાંન.

રખે ચમકે તુજ વર ગજબનો બહાર,
રખે આવે તુંજ વર સિતમ અહેલેકાર.

રખે તારી કિરતીની કલગી ખરે,
રખે મારે હાથે તું જંગમા મરે.

બની તું દુરંદેશ કરજે વિચાર,
કરી ખ્યાલ જોજે તું અંજામે કાર.

ફરાંમર્ઝ, જવારેહને દેજે ખબર-
ને, કરજે તું મસલત સંગ ઝાલેજર.

માદર રોદાબે તુજ નેકનાંમ-
ને કહેજે તું રૂસતંમ મહારા કલાંમ.

કરી સરકશી ના કરતો તું જંગ,
બેશક કરશ તારી હાલત બતંગ.

રખે તારૂં વેરાંન કરે તું ચમંન.
કહે અસ્ફંન્દીયાર કર તું અમંન,

દુઆ હું ગુજારૂં ધરી તુજ ચરન,
ખુશીમાં ગુજારૈં જોગીંના દંન.

## બહુમન સાથ રૂસતંમનો મીલાપ.

આ પેગામ લેઇ શાહજાદો બહમન શેહરમાં ગયો. ઝાલેજરને ખબર પડતાંજ તે બહમનને એસ્તકબાલ લેવા ગયો. બહમને રૂસતંમને માટે ઝાલને પુછ્યું, અને ઝાલે કહ્યું કે તે શેકારગાહે ગયો છે. બહમને પોતાની ઓળખ આપી, અને ઝાલે તેને લાયકનું તેને માન આપ્યું.

બહમન એક રાહાબર લેઇ રૂસતંમને મળવા તેના શેકારગાહ તરફ ગયો. બહમન એક પાહડ ઉપરથી નીચે ઉતરતો હતો, તેટલાં તેની નજર પાહડની તલેતીએ બેઠેલા રૂસતંમ ઉપર પડી. રૂસતંમનું કદાવર કદ અને પેશાંની જોઇ બહમન હેબતી ગયો, અને પોતાના પીદર અસ્ફંન્દીયારની સલાંમતી માટે તે વીચારમાં પડયો

બહમને નક્કી માની લીધું કે, આ બે પહેલવાંનો જો લડશે, તો અસ્ફંન્દીયાર જરૂર રૂસતંમને હાથે હાર ખાશે. એવો ખ્યાલ કરી રૂસતંમનું ખુન કરવાના વીચારે, બહમને એક અતી મોટો પથ્થર રૂસતંમ ઉપર પાહડની ઉપરથી નીચે ગબડાવ્યો, કે રૂસતંમ તેના વજન હેઠલ કચડાઇ જાય. પણ ગબડતા પથરનો અવાજ સાંભલી રૂસતંમે ચમકી પાહડ ઉપર નજર કીધી, તો એક મોટા પથ્થરને પોતાના ઉપર ગબડી પડતો તેણે જોયો. રૂસતમ ખબરદાર બની બેસી રહ્યો, અને જેવો તે પથ્થર રૂસતંમ ઉપર ગબડતો આવી લાગ્યો, તેવોજ તેણે પોતાના હાથ વડે તેને બાજુ કરી નાંખ્યો.

આ બનાવ પાહડ ઉપરથી બહમન જોઇ ઘણોજ ખશીઆનો પડી ગયો. એ પછી બહમન રૂસતંમને આવી મલ્યો. રૂસતંમે તેનું ખરૂં નામ જાણી પ્યારથી તેને પોતાની ગોદમાં દાબ્યો, અને તેને શાહી માન આપ્યું. તેઓ બંને છાવણીમા ગયા, અને બંને જને સાથે ખાંણું લીધું.

બહમન જેટલું ખાતો હતો તેનાં કરતાં એક સો ગણું વધારે રૂસતંમને ખાતો જોઇ, બહમંન હયરત રેહો. એ પછી રૂસતંમે શરાબની જામ ભરી શાહા ગુસ્તાસ્પ અને અસ્ફંન્દીયાર વીગેરેની સલામતી ચાહી રૂસતંમ બહમનની સીફત ગાવા લાગ્યો.[૧૧૪] એ બાદ બહમને પોતાના પીદર અસ્ફંન્દીયારનો પેગામ રૂસતંમને કહી સંભલાવ્યો. રૂસતંમે તે સાંભલી લઇ ગીરદેશની ચાલ ઉપર અફસોસ કરી અસ્ફંન્દીયારના પેગામનો જવાબ દીધો.

"લિધો છે મે બહમન રૂકકો સૂણી.
મતલબ મે સઘલી લિધી છે ચૂની.
સૂણી તારો પયગામે અસ્ફંન્દીયાર,
ખુશી દીલ મહારૂં થયું ગંમખાર.

એ ગમ છે ગજબનાક રોયા કરૂં,
એ ગમના જખમ કેમ ધોયા કરૂં.
કહેજે તું જઇને પેદરને સલાંમ,
ખુદા રાખે કાયમ રૂઇનતંન દમામ.

બાહુમન અને જોહાં પેહલવાંન રૂસતમ.



રૂસતમનો અંત લેવા બાહમને પાહાડ ઉપરથી એક મોટા પથરને રૂસતમ ઉપર ગબડાવ્યો.
રૂસતમ તે પથરને ગબડતો જોઇ ખબરદાર બની બેસી રહ્યો, અને પોતના પગ વડે તેણે બાજુ કરી નાખ્યો.

તું કહેજે, કે જેને છે રેશંન રવાંન,
તે બોલે છે સુખન સદા આપી ધ્યાંન.

તું માલેક મૂલક ને તખત તાજનો,
તું સાહેબે વારેસ કુલ રાજનો.

બની તુ રૂઇનતંન કરે બદ ખીયાલ,
રૂસતંમને સમજે તું એવો કંગાલ.

તેં યજદાંપરસ્તી કિધી છે પસંન,
કરે કેમ બદી તું બનીને મગંન.

તે નરને જગતમા તું હંમક ગણુ,
લીએ વાસ ગુલનો ન જેમા સુગંન.

શું કાંમ બોલે તું એવા કલાંમ,
નથી જેમા અકલ' કે દાનઇનું નાંમ.

તું છે અકલમંદ, દાનેશ જવાંન,
પિછાંને તુંને સારૂ હિંન્દુસ્થાંન.

ખુશી હું થઇશ જોઇ તારાં દિદાર,
લગાડી ગળે તુને પાંમુ કરાર.

મળી સાથ તારી કરૂં ખુશ કલાંમ,
કરી યાદ શાહને પીઇશું એ જાંમ.

ખુલાસો જીયાદા તુંને શું કરૂં,
કદમ ખીદમતમાં શાહાની ધરૂં.

કિધી છે મે શાહ સંગ એવી ભલઇ,
નથી તેની કીમત કોઇથી ગણુઇ.

સદા છું શહેનશાહનો હું તાબેદાર,
તજી એશ ઉઠાવી છે રંજ બીશીયાર.

શું આ તેનો બદલો, આ તેનો જસ,
અજબ છે જીગરમા કજસનો હવસ.

કમજોર નથી બહુ રૂસતંમ થયો,
મગર છે જીગરમા બહું ગંમ રહ્યો.

કે બાંધી મુજ હાથોને મજબુત તંગ,
લેઇ જાય ઇરાંન મને તારી સંગ?

દુર કર ખુદા વાસતે એ ખીયાલ,
થવા દે ન રૂસતંમ કદી એવો હાલ.

કસંમ છે ખુદાના બનું કેદ નહી,
કરે ગર જમાનો નવો ખેલ કંઇ.

ગરમ કર ના તું કિનાનુ બજાર,
જરા અસ્ફંન્દીયાર કર તું વિચાર.

હજી કોઇ જગતમા જનમીયો નથી,
કે નાખે તે રૂસતંમને હાથે કડી.

તો કરવા તુંને કેમ દેઉ એવું કાર,
બનું કેમ જઇફીની અંદર ખુવાર,

દિલથી તું કર દુર કીનોને કહેર,
મને તારી સાથે નથી કાંઇ વેર.

ભલે મારે મહેલે તું મુજ સંગ સિધાર,
ઇજાજત કરૂં હું બની તાબેદાર.

કરશ મારી હરએક ફરજ હું અદા,
હુકમ પર તહારા થવશ હું ફિદા.

સિધાર તારાં લશકર ને સીપાહો સંગ,
રહી મારો મહેમાંન કર રાગરંગ.

પછી જઇશું ઇરાંન આપણુ સિતાબ,
ચાલશ તુંજ ઘોડાની પકડી રિકાબ.

કહે તો હું ચાલીને આવું ઇરાંન,
કરૂં હું ખુલાસો શહા દરમીયાન.

સમજાવી શાહને માગુ હું માફ,
ચુમી સર તેનુ કરૂં પાંય સાફ.

પછી હું પુછું, કે અએ શાહ બલુંન્દ,
કિધો શું ગુનાહ કે કરે છે તું બંન્દ."
૪૦૦૦

## બહમન રૂસતંમના પેગામચી તરીકે.

આ પેગામ આપી રૂસતંમે બહમનને અસ્ફંન્દીયાર પાસ રવાના કીધો. રૂસતંમે તુરતજ પોતાના દીકરા ફરાંમર્ઝ અને માદર રોદાબે તથા પેદર ઝાલને જણાવ્યું, કેઃ– "હું અસ્ફંન્દીયારને મળવા જાઉં છું. હું તેને સમજાવશ, પણ જો તે લડવાજ માંગશે, તો હું લાચારીએ લડશ."

## અસ્ફંન્દીયાર અને રૂસતંમનો મેલાપ.

બીજા હાથ ઉપર બહમને અસ્ફંન્દીયાર આગલ રૂસતંમનો પેગામ કહી, તેની દીલાવરી, કુવત, એખલાસ અને નરમાસની તારીફ કીધી, અને રૂસતંમ તેને મળવા આવે છે, એવી ખબર આપી

અસ્ફંન્દીયાર તુરતજ ઘોડેસ્વાર થઇ રૂસતંમને સાંમે લેવા ગયો. અને બંને જન એક બીજાને બગલગીરી કરી ભેટી પડયા.

બંને જન એક બીજાની સીફતના ગુણ ગાવા લાગ્યા. બંને જન અરસપરસ ગુણ ગાઇ રહ્યા પછી, અસ્ફંન્દીયારને રૂસતંમે પોતાને ઘેર આવવા ઇજન કીધું. આ ઉપરથી અસ્ફંન્દીયાર બોલ્યો કેઃ—[૧૧૫]

"કહું શું અજબ હાલ સૂણ રૂસતંમ,
દૂખી છું હું કંગાલ સૂણ રૂસતંમ.
કિધા ગૂણ ઘણા છે તૂંએ શાહ સંગ,
કિધા કતલે દુશમંન તુંએ બતંગ.
સૂખંન સૂણ મારા એએ રૂસતંમ,
મને છે અજાયબ શાહનો હુકંમ.
અરજ એ ગુજારૂં હું એએ પહેલવાંન,
કે બાંધી તુંને લઇ જાઉં ઇરાંન.
ફકત બે હાથોને બાંધું હું તંગ,
પૂગાડું ન એલજાંમ કંઇ તારે અંગ.
કરશ હું પેદર પાસ તારી વખાંણ,
બનશ દોસ્ત તારો હું દીલજાંન."

## અસ્ફંન્દીયારે રૂસતંમના ખાંનદાંનને વગોવ્યું.

એ પછી બંને પેહલવાનોએ શરાબબાજી ચાલુ કીધી. શરાબની ઘેનમા બંને દીલાવરો પડયા, અને વાત રસ ઉપર ચહડી. અસ્ફંન્દીયાર રૂસતંમના ખાંનદાંન વીશે કેટલાક હલકા સખુનો કેહવા લાગ્યોઃ—

"સામે ઝાલને જંગલમાં અલબરૂજની ખીનમાં રખડતો મુકી દીધો, અને સીમુરગે પણ તેને ખાધો નહી. એવાં તારાં નાકદર વડીલોને મારા વડવાઓએ પાળી મોટા કીધા, એ વાત રૂસતંમ તુ ભુલી જાય છે?"

## રૂસતંમને અસ્ફંન્દીયારનો જવાબ.

"મારો બપાવો સાંમ મોટો પેહલવાંન હતો. મારી માદર રોદાબે કાબુલના બાદશાહની દીકરી હતી. મારો બાપ ઝાલ હોસંગની બુનીઆદનો હતો. અને શાહ કયાઉસ તથા કયખશરૂએ હમોને મુલકોની સનદ આપી હતી."

## અસ્ફંન્દીયારે તાણાજાની ભરેલો જવાબ દીધો.

"તારો બાપ અને તારો બપાવો મારા બાપ અને મારા બપાવાના નોકર હતા. તું તે લોકની સતા આજે કબુલ રાખતો નથી, તેથી શું થયું. મેં જરથોસ્તી દીનને ફાએશ કીધી છે. ગરઝ઼મે મારી નિન્દા કરી મારા બાપને ભમાવી મને કેદમાં નખાવ્યો, તે બંન્દ મે મારે હાથે તોડયા છે."૧૧૬

## રૂસતંમનો ગુસ્સો.

આ સખુન સાંભલી રૂસતંમ પોતાનો ગુસ્સો તામોસ કરી શકયો નહી, અને પોતાના કુટુંબના બચાવમાં બોલ્યો કેઃ—

"અરે શાહજાદા બૂલંન્દ તાજદાર,
નાહક કરે કાં તું ખાલી બિગાડ.

ખુદા વાસતે બસ બંધ કર જબાં,
સૂખન બહુ બૂરા બોલે છે આ જવાં.

કદી બોલે બુરા ન અસરાફ બોલ,
કદી નહિ કમજાત કરે રાસ્ત તોલ.

પેદર મુજ પેદરનો દસ્તાંને સાંમ,
બુઝોર્ગીમા પુરો, અકલમંદ તમાંમ.

વડવાઓ મારા, નરીમાન સાંમ,
જીતી જેર કીધી દુનીયા તમાંમ.

નરીમાનનો પેદર કરીમાંન નેક,
હતો નહિ હરીફ જેનો જગ માહે એક.

પેદર મારો બુજરોગ બળવંત ઝાલ,
ગુસ્તાસ્પ જેવોજ છે નેક ફાલ.

ઉતરી છે જમશેદથી મૂજ બુનિયાદ,
માદર રોદાબેની શાહી ઓલાદ.

જીતી જેર કિધા મે કંઇક બાદશાહા,
બખશીયાં છે કંઇકોને તાજો ઘણા.

ભટકીને લાવ્યો છું હું કૈકોબાદ,
બક્ષી તખત મે લિધી તેની દાદ.

જગમે કિધાં છે મે જંગ બીશીઆર,
મે તોડી કિધાં હફતખાંનો ખૂવાર.

કતલ કીધો મુજ હાથે મારો પુતર,
ઇરાંન ખાતર ચિરીયું મેં તેનુ જીગર.

કિધી શાહા કાજે ભંગ મુજ ઉમેદ,
સિહા કીધો મુજ હાથ દીન મુજ સફેદ.

તું જાણે રૂઇનતંન શું મારી વાત,
હજી તારાં મોહોડાંમે દુધીઆ છે દાંત.

તું જાણે શું મારી હકીકત ને હાલ,
હજી તો નથી તારા મૂખપર બાલ.

ગુસ્તાસ્પ શાહાનો દલેર તું સપુત,
હજી હોઠો પર તો છે ધાવેલું દુધ.

કરૂ મારી જીંદગીનું શું હું બયાંન,
હજી તો છે દુનિયામાં તારૂં મંડાંણ.

સમજ ના તું દુનિયામે છે ફકત એક, | આવ્યો છે રૂસતંમને કરવા તું તંગ,
નથી જોતો તુજમા જરાબી વિવેક. | છે ખ્યાલ તારા એ ખ્યાલી બેઢંગ.[૧૧૭]

## અસફંદીઆરનો રૂસતંમ પર ગુસ્સો.

રૂસતંમના આ સખુનો સાંભલી અસફંદીયાર ઘણોજ ગુસ્સે થયો, અને ચાહયું કે રૂસતંમ પર ગલ્લો કરે, અને હાથ હથીઆર ઉપર નાખે. મગર વીચાર કીધો, કે રૂસતંમ તેના મકાંનમાં છે, તેથી એમ કરવું તેને ઘટે નહી. એમ સમજી તે ખામોશ રહ્યો. અસફંદીયાર બોલ્યો કેઃ—

"રૂસતંમ તું શું કાંમ એટલી લાંબી વાતો કરે છે? અગર તું જેહાંનનો જીતનાર બી હોય, તોબી તું મારા કિયાંનીઓનો નોકર હતો, અને હજી તું નોકર છે. તેં જે માજીનદરાંનનો કીલ્લો જીત્યો, તે મારા ફતેહ કરેલા રૂઇન દેજ જેવો સખત નહી હતો. મેં જરથોશ્તી દીનને જગતમાં ફેલાવી. મે તમાંમ લોકોને યઝદાંપરસ્તી શીખવી. હજરત જરથોશ્ત જે આતશને બેહસ્તમાંથી લાવ્યા હતા, તે મેં સઘળી જગ્યાએ રોશંન કરાવ્યો. તેં ફકત ઇરાંનને બચાવવામાં તારી જીંદગી અરપી છે, પણ મેં તો દીનને રોશંન કરી છે, અને દુશમનોને જેર અને જેબ કીધા છે. મેં તુરાંનના શાહાને જાનથી મારીયો છે.

## રૂસતંમનો અસફંદીયારને જવાબ.

"અસફંદીયાર તું બેહુદી તકરાર કરે છે. હફતખાંન ફતેહ કરવાની તું વાતો કરે છે, તો તે વખતે તારી સાથ બાર હજાર સીપાહો હતા. હું તો એકલો અને મારો રક્ષ મારી સાથે હતો. તુ તારી બે બેહનોને અરજાસ્પના હાથમાંથી છોડવી લાવ્યો, પણ મેં તો તારા વડવા કયકાઉસને દેવોના હાથમાંથી છોડવ્યો છે. તેં તુરાંનના પાદશાહ અરજાસ્પને માર્યો છે, પણ મેં તો અરજાસ્પ જેવા ઘણાક પાદશાહોને માર્યા છે, અને જેર કીધા છે. મેં અફ્રાસયાબને માર્યો છે, કે જેના જેવો તુરાની પાદશાહ થયોબી નથી અને થશેબી નહી. બીજે હમાવરાંનના પાદશાહને, તથા ત્રીજે ખાકાંનના ચીનને માર્યો છે. મેં સુફેદ દેવ અને અકવાંન દેવને એકલે હાથે માર્યા છે, અને તારા વડવા કયકાઉસને માઝંદરાંનના બંદીખાંનામાંથી છોડવ્યો છે.

## અસફંદીયારે રૂસતંમને મનાવી લીધો.

"દીલાવર રૂસતંમ એવી રીતે જીંદગીની તવારીખ ચલાવીશું, તો તે કદીબી પુરી થનાર નથી. વખત મધ્યાંન બપોરનો થયો છે, માટે ચાલ આપણ ખાંણું ખાઇ લઇએ."

એ પછી બંને જણનું ખાણું દસ્તરખાંન ઉપર આવ્યું. રૂસતંમે ખાવાનું કાંમ શરૂ કીધું. રૂસતંમની આગળ જે ખાંણાની રકાબી આવતી, તેનો તે એકજ નવાલો કરી, તે ખાલી કરી આપતો, અને શરાબની જાંમ ભરે ભરે તેટલાંજ તે પીઇ જતો હતો. એ રીતે રૂસતંમને ખાતો જોઇ અસ્ફંન્દીયાર અને તેના આદમીઓ અજબ થઇ ગયાં. ખાંણાં પછી રૂસતંમે અસફંન્દીયારને કહ્યું કેઃ-

કહ્યું રૂસતંમે "એએ અસ્ફંન્દીયાર,
હવે છોડ ખટપટ અને તકરાર.

સિધારી ઘરે મારો થા મહેમાંન,
ખિદમતમા તારી નેસારૂં આ જાંન.

ખુશી જોઇ થાશે તુંને ઝાલેજર,
ઝુંકાવશે તારી હજુરીમેં સર.

ફરાંમર્ઝ બેટો છે રોશંન દિદાર,
મહેમાંની કરશે કરી જાંન નિસાર.

જોઇ તુંને રોદાબે થાશે ખૂશાલ,
ઘરૂં તુંજ કદંમ પર ખજાંનો ને માલ.

બનું જો હું દુનિયાનો ગર બાદશાહ,
કદીબી ન છોડશ હું તારી પનાહ.

જુબાંથી જે બોલે, તું અસ્ફંન્દીયાર,
બજાવું દરેક જે તૂં ફરમાવે કાર.

* * *

બુઝોરગી પુગી છે મને આજ કાલ,
આયો તું કરવા મને પાયમાલ.

બની તું અકલમંદ નથી જાણતો,
ફરેબ કેમ પેદરનો ન પીછાંનતો.

પેદરની હકુમત તું માગી રહ્યો,
દૂશમંન તું તેનો સદાનો થયો.

દેખાડી છે તુંને કજાની રાહા—
કે, કર બંધ રૂસતંમ, કરીને તબાહા.

જગત જાણેછે કે એ બનનાર નથી,
રૂસતંમને કોઇ કેદ કરનાર નથી.

અગર હાથ રૂસતંમ જો તું મરે,
પેદર રાજ કાયમ તહારો કરે.

દિસે છે ગજબથી ભરી તદબીર,
સમજતો નથી તું, છું હું દલગીર.

## રૂસતંમને અસ્ફંન્દીયારની દરખાસ્ત.

અસ્ફંન્દીયાર બોલ્યોઃ-"રૂસતંમ તું પોતે તારી કીરતી વધારવા ચાહે છે, અને મને તું બદનામી આપે છે. પણ હું તારો એ ફરેબ કદીબી માનનાર નથી. મને મારા બાપનો હુકમ બજાવવો જોઇએ. હવે તું રૂખસત લે, અને તું તારા બાપ, ભાઈ, અને બેટાને મળી તેમની સલાહ લે, અને આવતી કાલે મારી સાથે લડવા તૈયાર થઇ આવજે, યા તો મને તારા હાથ બાંધવા દેજે, કે હું તુંને ગુસ્તાસ્પ પાસે લેઇ જઈ તેની દરબારમે હાજર કરૂં." રૂસતંમે આ બનાવની હકીકત પોતાના બાપ ઝાલેજર આગલ કહી. રૂસતંમને અસ્ફંન્દીયાર સાથ સુલેહ કરવા ઝાલે કહ્યું, પણ અસ્ફંન્દીયારની મતલબ જાણી ઝાલબી દલગીર થયો, અને રૂસતંમનાં લડવા સીવાય કાંઇ ચારો રહ્યો નથી, એવો તેને ઠરાવ કીધો.

## અસ્ફંન્દીયાર સાથ રૂસતંમ જંગ કરવા જાય છે.

બીજે દાહડે સહવારના રૂસતંમ અસ્ફંન્દીયાર સાથ લડવા તૈયાર થયો. જાલે રૂસતંમના બખતરના બંધ પોતાને હાથે બાંધી, પોતાની આંખોમાં પાણી લાવી રડતે અવાજે તેને આશીશ દીધા. [૧૧૮] રૂસતંમ દલગીર દીલે પોતાના બાપને સમજાવવા લાગ્યો:-

"રૂઠે જો ખુદા તો શું માનવ કરે,
મહેર હોય ખુદાની ન કોઈથી મરે.

મેં સમજાવ્યો વિનવીને અસ્ફંન્દીયાર,
થયોછે મને બાંધવા ઇન્તેજાર.

ભવિશના ગરભમા છુપી છે એ વાત,
થશે કોણુની આજને રોજ ઘાત.

છતી એનું સર હું કરશ નહી કલંમ,
હું પકડીને બાંધશ એના કદંમ.

લાવશ પકડીને હું તારી પાસ,
બનાવશ મહેમાન હું મારો ખાસ."

જબાંપર ધરી પાક યઝદાંનું નાંમ,
લિધું પહેડી ફોલાદી બખ્તર તમાંમ.

ગુરજ ગાવેયાંની લિધો હાથમા,
શમ્શીર કમંન્દ સંગ તીર બાથમા.

સજી સરવે શસ્ત્રો નિકલવા બહાર,
દિલાવર રખશ પર થયો તે સવાર.

લઈ સંગ લશ્કર અને પહેલવાંન,
દિલાવર ફરામર્ઝ, જવારેહ જવાંન.

ઉભો જંગી સો સંગ મયદાંને જઈ,
ખબર રૂસતંમની રૂઇનતંનને થઇ.

આ જંગની દોડધાંમ પેશોતને જોઈ, તેણે અસ્ફંન્દીયારને કહ્યું કે:-"ભાઇ અસ્ફંન્દીયાર, તું ખુદા ખાતર રૂસતંમને પકડવાનું ગુમાંન છોડી દે. તેની સાથ દોસ્તી કર, તેનો મહેમાન થા, અને ત્યાર બાદ તેને સમજાવી છુટે હાથે તું તેને ઇરાંન લેઈ જા". પણ અસ્ફંન્દીયારે તેની વાત માની નહી, અને ગરૂર કરી તે બોલ્યો, કે:- -

'શબરંગ'[1] કરો મારો તૈયાર હવે,
સજું મારાં બેમુલ હથીયાર હવે."

લડઇના શસ્ત્રો બંદન બાંધીયાં,
કંમરબંધ કસીને ખુબ તાંનીયાં.

જબાંપર લિધું નામ પરવરદિગાર,
થયો શબરંગ પર કુદીને સવાર.

બનીને ઉલટમંદ ગયો ભર ઉમેદ,
ખબર હોય કહાંથી કજાનો ભેદ [૧૧૯]

નસીબની કહું હમદીનો કેવી વાત,
નસીબની છે કહાંણી ઘણી કમજાત.

નસીબમાં હતું તો હકુમત હતી,
નસીબ જો ફૂટું તો મુસીબત હતી.

નસીબમા હતું તો ચલાવ્યો હુકંમ,
નસીબ જો ફૂટું તો ન ચાલ્યું કદંમ.

નસીબમા હતું તો હતું તખ્ત તાજ,
નસીબ જો ફૂટું તો લુટઇ જાય લાજ.

નસીબ જો હતું તો બની જગ ગુલાંમ,
નસીબ જો ફૂટું તો ન કોઇ આવે કાંમ.

નસીબ જો હતું તો હતો માલ ગંજ,
નસીબ જો ફૂટું તો હજારો રંજ.

---

૧ અસ્ફંન્દીયારનો માનીતો ઘોડો, જેનો રંગ શબરંગ હતો, તે તૈયાર કરવાનો તેણે હુકમ કીધો.

નસીબ જો હતું તો હતી ખૂબ મજાહ,
નસીબ જો ફૂટ્યું તો આવી કજા.

નસીબ જો હતું તો હતી રેલછેલ,
નસીબ જો ફૂટ્યું તો તુટ્યો મહાંન મહેલ.

નસીબ હોય તો, તો કરૂપની હસે,
નસીબ જો ફૂટે તો રૂપાળી ફસે.

* * *

નસીબ લઇ ગયો સાથ અસ્ફન્દીયાર,
મલી સંગ રૂસતંમ કરે ગુફતાર.

"હવે સૂણુ રૂસતંમ તું મારી વાત,
મને બાંધવા દે તું તારા હાથ.

પછી ચાલ તું મારી સાથે ઇરાંન,
વધારશ હું દરબારમે તારૂ માંન.[૧૨]"

કહે રૂસતંમ "સૂણ અસ્ફંન્દીયાર,
મને બાંધવાનો દે છોડી વિચાર.

તૂંને છે જવાંની ને જોબંન જોશ,
નથાં રહેતી તેથી તુંને કાંઇ હોશ.

મને બાંધતાં કંઇ ગયા છે મરી,
રહ્યો છે સિતમ કેમ સરપર ધરી.

જવાંનીની તુંને કહાં ખોટ છે,
મગર તેની ભરતી અને ઓટ છે.

જરા ખ્યાલ કર મુજના પ્યારનો,
કરૂંછ ખ્યાલ હું તુંજના બહારનો.

ફરે આસમાંન ને સિતારા ફરે,
જીવતો તું રૂસતંમ નહિ કેદ કરે."

* * *

પૂકારીને અસ્ફંન્દીયારે કહ્યું,
"સૂખંન તારા રૂસતંમ નહિ હું સહું.

થયો તું જગતનો જેહાં પેહલવાંન,
કરૂ મારો આજે તુંને બંદીવાંન.

કસંમ છે મને પાક યઝદાંનના,
કસંમ છે મને બાપ મહેરબાંનના.

કસંમ છે મને પાક આફતાબના,
કસંમ છે મને ધરતી ને આબના.

કસંમ છે મને પાક જરથોશતના,
કસંમ છે મને પાક અહુમઝદના—

કે, મરૂં હાથ તારે હું, યા કેદ કરૂ,
સૂખનથી હું મારા કદી નહિ ફરૂં.

કરૂ કેદ જીવતો જો રૂસતંમ નહી,
તો જીવતર છે ફોકટ મહારૂં અંહી[૧૩]"

* * *

કિનાને સિનામા ધરી બંને જંન,
કિધું જંગ જારી ધરી હાંમ મંન.

ધરી નેજો ધસીયો અસ્ફંન્દીયાર,
કિધો જર્બ રૂસતંમને મારી પૂકાર.

"હવે ચાખ મારા જરબની મજા,
કરૂંછ તુંને કેવી તું જો કે સજા."

નેજાને ગુરજની ચાલી લડાઇ,
બંનેના બખ્તર ગયાં બહુ વિંધાઇ.

બંનેના ભાલાના ભાગાં પેકાંન,
બંને પહેલવાંનો બનીયા હેરાંન.

તલવાર, ને ગુરજ ગયા સંઉ તુટી,
ફોલાદી તોપીઓ ગઇ દૂર ઉડી.

થયો રૂસતંમ જંગથી બેકરાર,
થયાતા જખંમ તનપર બીશિયાર.

થાકીને બિલકુલ થયો તે નસોસ,
પડી અંદેસામા કરે અફસોસ.

"હવે મારી યઝદાંન તું રાખ લાજ,
મને કર આ જંગમે સર્ફરાજ.

નથી મારવો મૂજને અસ્ફંન્દીયાર,
રણે થાઉં મારી હું ગૂનેહગાર.

જીવતો જો પકડું હું અસ્ફંન્દીયાર,
બની એનો રહેવશ હું તાબેદાર."

* * *

કરે રૂસતંમ મંન કંઇ કંઇ વિચાર,
રૂઇનતંને તેટલાં કિધો એક પૂકાર.

ધરી હાથમા તેણે ખેંચી કમાંન,
છોડયા રૂસતંમ પર બાણુ-બાણુ.

ગગન થાયું ગમ્બાર, જોઇ આએ હાલ,
પૂકારે રૂસતંમ, બની લહુથી લાલ.

તંન તેનું તીરે વિંધાઇ ગયું,
બદંનમાથી લહુ વહેતું જારી થયું.

દિલાવર રૂસતંમ જોઇ આવો હાલ,
સમજ્યો રૂઇનતંનને છે મારો કાળ.

કિધી મુજ તીરે ન એ પર અસર,
થયો છુ તીરથી હું જીરોજબર.

રખસ થાયો જખમી, ને જખમાયો સાજ,
ગુરબ થાયો ખુરશેદ, સિહા થાઈ સાંજ.

* * *

જોઇ રૂસતંમ કહે અસ્ફંન્દીયાર,
"આ શું હાલ તારા અરે નામદાર.

ગઇ તારી શમ્શીર કહાં આબદાર,
કહાં છે ગુરજ તાહરો ભારદાર.

ગયો મારી તલવારે કેમ તું દબાઇ,
ગયો મારા તીરથી તું કેવો વિંધાઈ.

બની જેહાંનનો તું જેહાંપહેલવાંન,
થયો કેમ આજેજ બની નાતવાંન.

નથી લડવું આજે હવે થઇછ રાત,
ફરી આવ કાલે નવી કરશું વાત."

## રૂસતંમની જખમી હાલત.

બંને દીલાવરો પરેશાંન હાલે જંગનાં મેદાનમાંથી છુટા પડી, પોતાને મકાંને ગયા.

અસ્ફંન્દીયારે તે રાતના પોતાની દરબાર ભરી પોતાના ભાઈ પેશોતંનને રૂસતંમની હિંમત અને જોર વીશે જણાવ્યું કે:-"તે કોઇ આદમી નથી પણ અજાયબ ઇનસાંન છે. એની હિંમત અને જોર અજાયબ છે. શમ્શીર, નેજા અને ગુરજથી હું એને જરાગી આજેજ કરી શકયો નહી. મગર તીરના મારથી હું એને હંફાવી શકયો છું. જો આવતી કાલે એ જીવતો આવે, તો હું એને જરૂર આજેજ કરશ."

બીજા હાથ ઉપર રૂસતંમ પોતાને મકાંને ગયો, ત્યારે ઝાલ, ફરામઝ તથા રોદાબેએ રૂસતંમનુ તંન ઘણુંજ જખમી થયલું જોયું. રૂસતંમની આવી જખમી હાલત જોઈ ઝાલ ઘણોજ રડમસ અને રંજીદા થયો, કેમકે રૂસતંમના બદન ઉપર તીરના ૬૦ જખમ તેણે જોયા. રૂસતમના જખમો ઉપર ઝાલ દવા લગાડી, તેની સારવાર કરવા લાગ્યો.[૧૨૨]

## રૂસતંમનો અસ્ફંન્દીયાર વીશે વીચાર.

રૂસતંમે ઝાલને કહ્યું કે:-"અસ્ફન્દાયારના બદન ઉપર મારો એકબી તીર

કારગત લાગ્યો નથી, અને એને મારી ઉપર છોડેલા ૬૦) તીરોમાંથી એનો એકબી તીર ફોકટ ગયો નથી. તેના દરેક તીરે હું અને મારો રખસ જખમી થઇ ગયા છીએ. શોકર યઝદાંનના કે રાત પડી જેથી હું ખલાસી પામ્યો. આવતી કાલે મારામાં અસ્ફન્દીયાર સાથ લડવાની તાકત રહી નથી. હવે મારે કોઇ જગે નીકલી જવું જોઇએ.

## ઝાલ સીમુરગને મદદ માટે યાદ કરે છે.

રૂસતંમને ઝાલે હિંમત આપી કહ્યું કે:–"અગર જો તું બેમાલુમ થઇ જશે, તો સીસ્તાંનને અસ્ફંન્દીયાર તારાજ કરશે, અને હમો સઘળાંને કેદ કરશે. તું હિંમત પકડ. મને સીમુરગે કહ્યું છે, કે હર મુસ્કીલમા મારાં પરને આતશ ઉપર જલાવજે, કે હું તારી મદદે આવીને હાજર થનશ. આજના જેવી મુસ્કેલી બીજી શું હશે, માટે સીમુરગને મારે યાદ કરવો જોઇએ."

ઝાલે તુરતજ આતશ રોશંન કરી તે ઉપર સીમુરગનું પર જલાવ્યું, અને તેજ વખતે સીમુરગ ઝાલ પાસ આવી હાજર થયો. ઝાલે તે મુરગ આગલ પોતાની મુસ્કેલીની તમામ હકીકત જાહેર કીધી, તથા રૂસતંમનો હાલ અને અસ્ફંન્દીયારની બજીદાઇ વીશે જણાવી આ આફતમાં સીમુરગની મદદ અને સલાહ માગી.

## ઝાલ અને રૂસતંમને સીમુરગે આપેલી સલાહ

ઝાલે પોતાના દીકરા રૂસતંમ અને તેના રખસને સીમુરગ આગલ લાવી હાજર કીધા. તે બંનેની હાલત સીમુરગે જોઇ તેમને દીલાસો દીધો, અને કહ્યું કે:-" બુર્જોગ ઝાલ, મારાં પરની રાખ બનાવી રૂસતંમના જખમો, તેમજ રખસના જખમો ઉપર મસલ, જેથી તે જખમો રૂજાઇ જશે."

તેમ કરતાંજ રૂસતંમના તેમજ તેના રખસના સઘલા જખમ બીલકુલ રૂજાઇને સાજા થઈ ગયા. સીમુરગે જણાવ્યું, કે "હવે રૂસતંમ તુ બીલકુલ બેપરવા થા."

રૂસતંમે એ પછી સીમુરગને અરજ કીધી કે:- "હું અસ્ફંન્દીયારથી બીલકુલ આજેજ થયો છું, વાસ્તે એની ઉપર ફતેહ મેલવવાનો મને ઇલાજ બતાવ."

## સીમુરગે રૂસતંમને દેખાડેલું અસ્ફંન્દીયારનું મોત.

સીમુરગે જવાબ દીધો કે:—"રૂસતંમ તું અસ્ફંન્દીયારને જીતી શકનાર નથી, અને તેને જેર કરવાનું કાંમ મારૂં પણ નથી. આલમમા એના જેવો જોરાવર અને દાનાવ મરદ કોઇ પેદા થયો નથી, અને હવે પછી પેદા થશેબી નહી. મગર એક તદબીર હું તુંને દેખાડું છુ, તે એ કે, હેરમંન્દ નદીને કીનારે છીગીના ઝાડ આવેલાં છે, તેની એક ડાંખલી કાપી, તેને આતશનો તાપ આપી સિધ્ધી કરજે, અને

જ્યારે તે સિધ્ધી થાય, ત્યારે તેમાથી એક 'દોશાકી' તીર બનાવજે. એ તીરમા અસ્ફંન્દીયારની કજા સમાયલી છે. મગર રૂસતંમ મારી તુને ભલામણ છે, કે હજુબી તું અસ્ફંન્દીયારને નમી જા, તેમા તારૂ તેમજ તારા કુટુંબ કબીલાનુ ભલું છે. કેમકે જે કોઇ અસ્ફંન્દીયારનુ ખુંન કરશે તેતી, તેમજ તેના કુટુંબની મોટી ખુવારી થશે"

સાંભલ તું જેહાં જોય રૂસતંમ,
કહુ છું જે હું, કાંન ધરી,
રહેશે સુખી જગમાં કદી નહી.
અસ્ફંન્દીયારને કોઇ એજાંન કરી
દુઃખ બલાથી પિડાઇ મરશે,
થઇ જશે ખાનુખરાબ,
વિપત સંકટ સહીને મરશે,
ફળ તહેનું એહિસાબ.

સીમુરગની આ શીખામણ પ્રમાણે રૂસતંમે તેજ રાતે હેરમંન્દ નદીને કીનારેથી છીણીના ઝાડની દાખલીમાંથી એક તીર બનાવ્યો, અને સહવારૂ પડતાંજ તે જંગના મયદાને જવા રક્ષ ઉપર સવાર થયો.

બીજે રોજ ખુરશેદ નિકળ્યો બહાર,
થઇ રૂસતંમ રક્ષ ઉપર સવાર.
ઉભો જઇ મયદાંને કંમર કસી,
પૂકારીયો મયદાંનમે જઈ ધસી.
"કહાં છે રૂઇનતંન, કરે છે શું ખાબ,
પિધો તો શું રાતે, વણો તે શરાબ.
પડી છે મૂબારક બડી બામદાદ,
દિસે છે તુંને શું હજી છે રાત.
હું આવ્યો છું લડવા ફરી તારી સંગ,
નવો કંઇ દેખાડું તુંને આજ રંગ."
સૂણી રૂસતંમને ડધાઈ ગયો,
રૂઇંનતંન જોઇ ફાલ ખાઇ ગયો.
જોઇ રૂસતંમને થયો તે અજબ,
એ રૂસતંમ છે, કે છે કોઇ ગજબ.

શબરંગ પર થઇ તુરત તે સવાર,
ગયો રૂસતંમ પાસ અસ્ફંન્દીયાર.
કજાએ ઈલાહી હતી નહી ખબર,
ઉભું મોત સરપર ચુકાવી નજર.
કિધી રૂસતંમે એક અરજ થઇ નરમ,
"સુખન સુણ મારા કરીને રહમ.
અગર મારે મુજને હજારો તું તીર,
થવશ હું કદી નહી તેથી અસીર.
ફરીને અરજ હું કરૂંછ મેહરબાંન,
ખતા બક્ષ મહારી ને થા મહેમાંન.
કસંમ છે મને પાક અહુરમજદના,
કસંમ છે મને પાક જરથોશતના.
કસંમ છે જરથોશતી ધર્મના.
કસંમ છે અવસ્તાના મર્મના.

રૂસતમ અને અસ્ફન્દીયારનુ જંગ.



"કઝાના કહેરથી ખલક અંધકાર, મલક નેહાઇ આફત, અજબ ગમખાર,
ફલક પર પુગો રૂદન્તંન પુકાર. ઝલક થાઇ ઝાંખી, ગજબ ગીશીયાર."

સિધારે તું મુજ ઘર બની મહેમાંન,
પછી આવું ચાલી હું તૂંજ સંગ ઇરાંન.
પછી ચાહે કરજે સર મુજ કલંમ,
ગમે તો તું લેજે પછી મારો દંમ.૧૨૪

* * *

બૂઝી નહિ આ બેમુલ સૂખનની કદર,
અજલની ઘડીથી હતો બેખબર.
કહ્યું રૂસતંમને, "ના કર ફરેબ,
સૂખન આપે એવા નામર્દોને જેબ.
ફરે 'ગર આસમાંન, હવા 'ગર ફરે,
પેદરના હુકંમથાં ન મુજ સર ફરે.
ઘડી ભર હુકંમ તોડું યઝદાંનનો,
તુટે ના હુકંમ બાપ ફરમાનનો."

* * *

કહે રૂસતંમ "હું લાચાર થયો,
મનાવતાં તૂંને બહુ બેજાર થયો.
મનાવતાં તુંને હું હવે હારિયો,
ઘણો તુંને લડવાથી મે વારિયો.
જવાંની સદા કોઇની ના રહી,
આ ગરદિશ કોઇની થશે ના થઇ.
બદલઇ છે સરજતની તૂજ ઘડી,
તું પર કરશે માહેતમ કુલ કેશવરી.
નથી માનતો મારૂં અસ્ફંન્દીયાર,
મને માફ કરજે, ઓ પરવરદેગાર.
હું આફતરસીદાની કર માફ કસુર,
ઝુંકાવું છું સરને હું તારી હજુર,
વિંધજે આ તીરથી તું એની ચશંમ,
ગૂનાહ માફ કરજે કરીને રહંમ."
૧૨૫

## અસ્ફંન્દીયારની કજા.

આ દુવા રૂસતંમ ગુજારતો હતો, તેટલાં અસ્ફંન્દીયારે એક તીર રૂસતંમ ઉપર નીશાંણુ ટાંકી માર્યો, અને તે તીર રૂસતમની કોલાહમા આંબાદ જઇ લાગ્યો. આવો મામલો જોઈ રૂસતંમે સીમુરગના ફરમાવ્યા પ્રમાણે બનાવેલો તીર, તુરતજ અસ્ફંન્દીયાર ઉપર નીશાંણુ કરી માર્યો, અને તેજ વખતે અસ્ફંન્દીયારની આંખોમા તે તીર આબાદ જઈ લાગ્યો, અને તેની બંને આંખો તેજ વખતે ફુટી ગઇ. અસ્ફંન્દીયારની ચશ્મોમા જખમ થતાંજ, તે દીલાવરે પેચ ખાઇ ઘોડાની પીઠ ઉપર વાંકો વળી જઇ તેની ગરદન પકડી લીધી, અને પોતાની આવી પુગેલી કજાને માટે સંતાપ કરવા લાગ્યો.

અરેરે રૂસતંમ, તેં આ શું કિધું,
રૂઇનતંનનુ નુરે ચશ્મ તેં લિધું.
શબરંગ પીઠપર પડયો પેચ ખાઇ,
રૂઇંનતંનની ચશ્મો ગઇ બે વિંધાઇ.
કજાના કહેરથી ખલક અંધકાર,
ફલક પર પુગો રૂઇંનતંન પુકાર.
મલક જોઇ આફત, અજબ ગમખાર,
ઝલક થાઇ ઝાંખી, ગજબ બીશિયાર.
જખમ લાગો ભારી, દરદ ખુંનખાર,
ચશ્મમાંથી છુટી લહુની બે ધાર.
પડયો પેચ ખાઇને શબરંગ પર,
સિહા થાઈ દુનીયા, ખતંમ થઇ નજર.

જોઇ હાલ જંગનો દાહીયો બહમંન,
પૂહે તેની આવી ઉભો પેશોતંન.

કુટી સર બહમંન, ભરે સર ખાક,
ગીરેબાંન ચીરી કરે ચાક–ચાક.

"પેદર તારી કેવી અજાયબ કજા,
કરાવી તુંને એવી કોણે સજા.

જગતમાં નથી તૂંજ દરદની દવા,
તબીબ કોઇ નથી કે કરે તે સફા.

કિધું રૂસતંમે આએ કારે જબુંન.
થયું તેને હાથે રૂઇંનતંનનું ખુંન.

પેદર મારો મરશે જો અસ્ફંન્દીયાર,
કિનામા કરશ કુલ જાબુલ ખુવાર."
૧૨૬

* * *

કહે એમ રૂઇંનતંન, "ધીર વેર પેસર,
રાખો ભરોંસો તે યઝદાંન પર.

સબર કર ઓ બેટા, બહમંન દલેર,
જબાં કર તું ખાંમોસ, ના કર કહેર.

નથી વાંક રૂસતંમનો કઇ લગાર,
હતો એજ હુકંમ પરવરદેગાર.

કહે જે તૂં ગુસ્તાસ્પને મારી સલાંમ,
તેણેજ કિધો મારો કિસ્સો તમાંમ.

કરાવ્યો છે તેણે બુરો મારો હાલ,
હવે રાજ કરજે બનીને ખૂશાલ.

હવે દુર થયાં તારાં દેહશત–દુઃખ,
મૂવો તારો વારેસ, થયું તુંને સુઃખ.

થશે તારો મારો ઇન્સાફ તહાં,
હું જાઉછ ઉમેદ ભંગ મિનોઇ જહાં.

રડો ના તમો પેશોતંન મુજ થકી,
મને મોતની નહી હતી કંઇ વકી.

કિધો તો મથાવંત માતે મના,
કે રૂસતંમના જંગમા થશે તું ફના.

અફસોસ ન માન્યા મેં તેના સુખંન,
રૂસતંમની પાસે હતું મુજ કફંન.

બદન ખાલી લહુ વંન, તુટી ચશ્મે–રગ,
દિસે નહી દુનિયાનું માથું કે પગ.

ઉમેદ મારા દીલનો થઇ કુલ ભંગ,
નજરથી મેં જોયો કજાનો રંગ."

* * *

બીરાદર ને બેટો રડે જાર જાર,
રડે સર કૂટી રૂસતંમ નામદાર.

ઇરાંની લશકર રડે બેશૂમાર,
ગુજર પામીયો નેક અસ્ફંન્દીયાર.

* * *

ગજબ છે અજબ! હાય પરવરદેગાર!
કૂટી સર બહમંન રડે જાર જાર.

"રૂઇંનતંન બદંનના દલેર મારા બાપ,
જરા બોલીને તો મને દે જબાપ.

ઘટી કેમ તૂં પરથી જરથોશત મહેર,
પડયો કેમ આસ્માંની તૂજ પર કહેર.

કિધી ફાએશ જરથોશતી દીન તમાંમ,
આલંમમે કાયમ કિધું તુંએ નાંમ.

શું આ તેનો બદલો, ને આવું ઇનાંમ,
પેદર તારો કેવો આ બુરો અંજાંમ."

* * *

બુરાંમા બુરો તે હતો દીન એક,
ગુજર પામીયો તે શહેરીયાર નેક.

કરીને સફા તંન બદંનને તમાંમ,
રવાંના કિધું તેને મુલ્કે ઇરાંન.

જોઇ લાસ ગુસ્તાસ્પ કુટે કપાલ,
પૂકારી રડે જોઇ સરજત 'ને હાલ.

જોઇ તેની ચશ્મોને થયલી અપંગ,
પૂકારીને રડયો, "પિસર દીલરંગ.

મૂવો હું પીદર, મેં કિધુ કાંમ અઘોર,
ગુમાવ્યો મેં તું જેવો બેમુલ મોર.

કિધું મારૂં તારાજ ખુદ મેં ચમંન,
ખરીદીયું મેં મુજ હાથે તારૂં કફંન.

કફંન તારૂ જોઇને ફુટે મુજ નજર.
કબર તારી જોઇને આ ફાટે જીગર.

ગયો તું તો રૂસતંમને કરવાને બંન્દ,
થયું મોત તારૂં તું ઉપર પસંન્ન.

નહી કેદ કરી રૂસતંમ લાવીયો,
કફંનમાં તું સચકાઇને આવીયો.

તલબગાર દીકરા તખતનો હતો,
મગર તુંજ પિદર બદબખતનો હતો.

કજા જોઈ તારી જમીન થાય ચાક,
રૂઈંનતંન વિના હંમ થશું સૌ હલાક.

મજા મોતની તુંને પ્યારી થઇ.
ખુદાની તુંને દીલદારી થઇ.

મને માફ કરજે પિસર મુજ ખતા,
ગમે તો ઉઠી લે તું મારી સત્તા.

પિસરના ખુંનનો ગુનાહ છે અજીમ,
મને માફ કરજે ઓ યઝદાં-કરીમ.
૪૩૩૪



# દારા અને સીકંન્દર.[1]



## ( હુખાંમની શાહેનશાહતનો એક સફો. )

દારા અને સીકંન્દરનું દાસતાંન શાહાંનામા મધે લંબાણથી લખાયું નથી, પણ યુનાની લેખકો એ હેવાલ લંબાણથી લખી ગયા છે.

સીકંન્દરે ઇરાંનને જીતી લીધું, અને જેમ ઇરાંનીઓને તેણે ખુવાર કીધા, તેમજ તેણે ઇરાંની સાહિત્યને પણ ખરાબ કીધું. ઇરાંની સાહિત્યને સીકંન્દરે ખરાબ કીધું, તે ઉપરથી પેહલવી લખનારાઓએ પોતાને હાથે લખેલી જુદી જુદી કિતાબોમા સીકંન્દર ઉપર મોટો ધીટકાર નાખ્યો છે. કેટલેક ઠેકાણે તેની ઉપર ધ્યાંનત નાખી

**ગજશ્તે અલેક જીઆદર.**

કરી જણાવ્યું છે. ગજશ્તે અલેકજીઆદર એટલે 'સીકન્દર ઉપર ધિટકાર હોજો.'

## ગંજે શપીગાંન.

પ્લીની નામનો ફિલ્સુફ લખે છે, કે પેગમ્બર સાહેબ જરથોસ્તના લખાંણોની વીસ લાખ બેત હતી, તે સીકંન્દરે જ્યારે ગંજે શપીગાંન નામનુ પુસ્તકખાંનુ તારાજ કીધું, ત્યારે તેમા તે વીસ લાખ બેત બળી ગયા. ડા૦ જીવનજી મોદી કહે છે, કે 'જે ખજાના સાથ એ પુસ્તકખાંનુ જોડાયલું હતું, તે શપીગાંનનો ખજાનો હતો, અને તે સમરકંન્દના આતશ બહેરામના ખજાનાની તીજોરી ( ત્રેઝરી ) હતી.'

## બે મહાભારત જરથોશ્તી કિતાબખાંનાનું નાશ પામવું.

ઇરાંનમા આપણા બે મહાભારત પુસ્તકખાંના હતાં, તે માહેલું એક ગંજે શપીગાંન હતું, અને બીજું દેજે નપીશ્તને નામે જણાયલું ગંજાવર પુસ્તકખાંનુ યાને કીલ્લો હતો. તે પણ સીકંન્દરે ઇરાંનને ફતેહ કીધા પછી બાળી નાખ્યું હતું. એ કીલ્લા માહેલાં પુસ્તકખાનાંમાથી કેટલાંક કિમતી પુસ્તકો યુંનાનીઓએ લુટી લીધાં, અને તેનો તરજુમો યુનાનીઓએ પોતાની ભાશામા કીધો. હાલમા જે યુનાની હકીમું પંકાતું કહેવાય છે, તે અસલ ઇરાંની હકીમું હતું.

---

૧ દારા અને સીકંન્દરના દાસતાંનનુ સંગીત કીર્તન પ્રથમ મુંબઇની જશંન કમીટીની ફરમાસથી તા૦ ૨૧ મી મારચ ૧૯૧૫ ને દીવસે, જમશેદી નોરોજને દાહડે, બેરાંમજી જીજીભાઇ ઇન્સ્ટીટ્યુશનવાલા હૅાલમા સાંજે સાડા પાંચ વાગે રજુ કીધું હતું.

## ઇરાંની હકીમું.

ઇરાંનીઓના હાથમાથી જ્યારે તેમની શહેનશાહત ગઇ, તેની સાથ તેમના હકીમાના પુસ્તકો પણુ જતાં રહયાં, અને પાછલથી તે યુનાની હકીમા તરીકે ઓળખાવા લાગ્યાં.

## સીકંન્દર આવ્યો અને સીકંન્દર ગયો.

તવારીખ પ્રમાણે સીકંન્દર જેવો બીજો કોઈ થયો નથી. વીસ વરશની જવાંન ઉમરે તે તખત ઉપર બેઠો હતો, અને ફકત દસ વરશ જ તેણે પાદશાહી કીધી. એટલા ટુંક વખતમા દુનીયાનો મોટો ભાગ તેણે જીતી લીધો હતો. ત્રીસ વરશની ભર જવાંનીમા દુનીયાની તવારીખમા તે પોતાના નાંમ અને પોતાનાં કાંમોની નોંધ કરાવી ગુજર પામ્યો.

## સીકંન્દરની હિંન્દમા સલતનત.

દુનીયાના ફતેહ કરેલા બીજા ભાગો વીશે કાંઇબી ન બોલતાં, ફકત હિંન્દુસ્થાંનમા સીકંન્દરની સલતનત તરફ નજર કરશુ તો માલમ પડશે કે, હિંન્દુસ્થાંનમા તે આઉદ્ઘ અને બીહાર સુધી લંબાઇ હતી, અને પંજાબમાં તે હિમાલ્ય સુધી પોંહચી હતી.

## સીકંન્દરે હિંન્દુસ્થાંનમાં સ્થાપેલું શહેર.

સીકંન્દર જ્યાં જતો અને જ્યાં ફતેહ કરતો, ત્યાં યુનાની શહેરો સ્થાપી તે પોતાને પસંદ નામો આપતો હતો. હિંદુસ્થાંનમા તેણે પોતાના એક માનીતા ઘોડાના નામ ઉપરથી

બ્લુસીફ્લીયા ( જેલંમ. )

નામનુ શહેર સ્થાપ્યું હતું. એ શહેર હાલમાં જેલંમને નામે હિંદુસ્થાંનમા જણુાયલુ છે. વળી મરવ અને હેરાત શહેરો પણુ સીકંન્દરે સ્થાપ્યાં હતાં. એલેકઝાંદ્રિયા પણુ સીકંન્દરે સ્થાપ્યું હતું.

## દારા અને સીકંન્દર.

આ સઘળા બનાવોની યાદી સીકંન્દરના દાસ્તાંનના દીબાચા સમાન છે. સીકંન્દરના મહાંન પરાક્રમોની નોંધ એટલેથી જ પુરી થતી નથી. તેણે દુન્યાનો ખજાનો મેળવ્યો, તેણે મોટી મહાંન ફતેહ મેળવી પોતે બીનહરીફ અને અજીત બન્યો, મગર આદમીના લોભની હદ હતી નહીં, રહેશે નહી, અને છે પણુ નહી. એક ફારસી શાએર કહી ગયો છે કે:—

૧ "સે હર્ફ બેનૂકુત ગશતંન્દ તરકીબે 'તમએ' અજવે—નકુતરા નંગ મીયાયેદ કે બર ગેરદે 'તમએ' ગરદદ."

---

૧ ગુલજારે નસીહત.

યાને નુકતા વગરના ત્રણ હરફો 'તોય', 'મીમ', અને 'અયેન' એકઠા કીધા, ત્યારે ફારસી ભાશામા 'તમએ' યાંને "લોભ" એવો એક શબ્દ પેદા થયો. એ 'તમએ' શબ્દની આસપાસ નુકતાનેબી ફરતાં લાજ આવી, પણ આદમીને લોભ કરતાં લાજ કે શરમ કેમ આવતી નથી? કેમકે લોભના ત્રણ હરફો જેમ નુકતાથી ખાલી છે, તેજ રીતે એક લોભી આદમીની ઇજ્જત અને આબરૂથી ખાલી છે.

કરે ઇનસાંન ગજબ કંઇ કંઇ—ઘડીની જીંદગાની પર,
હવામે બાંધે છે કીલ્લાં—ઉમેદના કોટ પાંણી પર.
હવસ છે લોભનો જગમે—મુવાં છે હાલહવાલી થઇ,
ગયો જગથી સીકંન્દર શહા—બંન્ને હાથ ખાલી લઇ.

શાહનામાના દાસ્તાંનોમા સઘળી લડાઇઓ ઇરાંનીઓને તુરાંનીઓ સાથ થઇ હતી, અને તે પછીના જમાનામા ઇરાંનીઓને ઇસ્લામીઓ યાને અરબો સાથ થઇ હતી. પણ ગીરદેશની ચલણે સેવટે એ લડાઇ ઇરાંનીઓને ખ્રીસ્તીઓ યાને યુનાનીઓ સાથ પણ થઇ હતી. એ વીશે આપણુને સહેજ તવારીખ તરફ નજર કરવાની જરૂર છે.

## દુનીયામા થાયેલી પંદર મહાભારત લડાઇ માહેલી ચાર લડાઇયો પારસીઓ લડયા હતા.

તવારીખમાં નજર કરતાં માલમ પડે છે કે દુનીયામા જે જે મહાભારત લડાઈઓ થઇ હતી, તેમા સરવેથી મોટી લડાઇઓ ફકત પંદર થઇ હતી. એ પંદર મહાભારત લડાઈઓ માંહેલી ચાર મહાભારત લડાઈઓ જરથોસ્તી ઇરાંનીઓ લડેલા છે. પારસી શહેનશાહત અને જરથોસ્તી ધર્મની સાથ એ ચારે લડાઇઓ નીકટ સંબંધ ધરાવે છે, ૧, કાદુશીયાની લડાઇ, અને ૨, નિહાંવંદની લડાઇ, એ બે લડાઈથી જરથોસ્તી રાજની અને જરથોસ્તી ઝુંન્દાની સરજતનુ સેવટ આવ્યું હતું. એ બંને લડાઇઓ યઝદઝર્દ શેહેરીયારના વખતમાં અરબ લોકો સાથે જરથોસ્તીઓને થઇ હતી. બીજી બે લડાઇઓ જે જરથોસ્તીઓને લડવી પડી હતી, તે યુનાનીઓ સાથ હતી. તે ૩, મેરેથોનની લડાઇ, અને ૪, અરબલાની લડાઈને નામે જણાયલી છે.

## અરબલાની લડાઇ.

એ અરબલાની લડાઈ સીકંન્દર અને દારા વચે થાયલી ત્રણ લડાઇઓ માહેલી છેલ્લી લડાઇ હતી. અરબલા શહેરથી થોડેક દુર આવેલાં મેદાંનમાં એ લડાઈ થયેલી

હોવાથી, તે એ નામે ઓળખાય છે. એ અરબલાની લડાઈ ઇ૦ સ૦ પુર્વે ૩૩૧ માં થઇ હતી.

## અરબલાની લડાઇની સરજત.

આ અરબલાની લડાઇથી એક સેવટ જે આવ્યું તે એ કે યુનાની અને જરથોશ્તીઓ વચે જે લડાઇઓ અવર નવાર ચાલ્યા કરતી હતી, તે લડાઇનુ સેવટ આવી ગયું. એ લડાઇના પરીણામ ઉપર આખા એશીયા ખંડની સરજતનો આધાર રહયો હતો. એ લડાઇમા ઇરાંનીઓ હારી ગયા, અને યુરપ અને એશીઆ વચે જે લડાઇઓ થયા કરતી હતી, તે લડાઇ સદાની બંધ પડી.

તવારીખ સીકંન્દરને અનેક રીતે ચીતારે છે. દારાની હાર અરબલાની લડાઇમાં થયા પછી તેનુ ખુન થયું. એવો એક મહાંન શેહનશાહ દારા, જેનાં વંશજોએ ઉત્તરમા કાસ્પીયંન સમુદ્રથી તે દક્ષીને આફ્રીકા ખંડ સુધી, અને પુર્વમાં ટીબેટથી ચીન સુધી, પશ્ચીમમા ગ્રીસ અને રોમ સુધી, તેમજ યુરપ અને અશીયાનો મોટો ભાગ જીતીને મેળવ્યા પછી, તે સીકંન્દરને હાથે હાર ખાઇ મરણ પામ્યો. તેવો એક જરથોશ્તી શાહ દુનીયાંની શાહી ભોગવવા પછી, આ ગેતીને તજી ખાલી હાથે ગયો, અને તેવા એક પાદશાહને જીતીને ફતેહ કરનાર સીકંન્દર પણ આ દુનીયાની માયા અને દોલત જ્યાંની ત્યાં મુકી બે હાથે ખાલી ગયો. મગર તેના અંતરમાં ફેલાયલા અજંપ માટે તે હમેશા બેકરાર હતો.[૧૨૭] તોપણ આજે એક સવાલ જે ઉભો રહે છે, તે એ છે, કે

## શું સીકંન્દર જરથોશ્તી હતો ?

આ સવાલનો નિર્ણય કરવાનુ કામ તવારીખનવેશોને માટે રાખી ફીરદોસી પ્રમાણે સીકંન્દર અને દારાના દાસ્તાંન તરફ નજર કરશું.

## શાહ દારાબે ફિલકુસની દીકરી સાથ શાદી કરવાનો પેગાંમ મોકલ્યો.

ભર ભર તું સાકી ગૂલાબી દે જાંમ,
કરૂ યાદ સીકંન્દર ને દારાનુ નાંમ.
બતાવું હું રંગ રૂપ અફલાકના,
કંઇ એક સીકંન્દર થયા ખાકના.

અમર છે તવારીખમા આએ વાત,
મુવો છે દારા સિકંન્દરને હાથ.

હતો રૂમનો શાહ ફિલ્કુસ[૧] નાંમ,
યૂનાની ધરમને યુનાની કાંમ.

હતી શાહી ઇરાંનની દારાબ[૨] હાથ,
પડોસી રૂમીઓ હતા બદસિફાત.

---

૧ તવારીખમાં ફીલીપને નામે અને શાહનામામાં ફીલકુસને નામે જણાયલો રૂમનો ( મેસીડનનો ) શાહ.

૧ તવારીખમા દારાયસ (ઓકસ) અને શાહનામામા દારાબને નામે જણાયલો ઇરાંનનો શાહ.

કિધું જંગ દારાબે ફિલ્કુસ સાથ,
કરી બે લડાઇ, 'ને કિધો મહાત.

લશ્કર થયું રૂમનું બહુ ખૂવાર,
ગયો નહાસી ફિલ્કુસ થઇ તેની હાર.

દૂખી થઈ ફિલ્કુસ હેરાંન થયો,
લડીને લડાઇ પરેશાંન થયો.

લખી તેણે સુલેહની સરતો તમાંમ,
રવાંના કિધો દારાબ ઉપર પેગાંમ.

કિધી શાહા દારાબે સરતો કબુલ–
અને ચાહી ઉમેદ નવી બીલકુલ.

"અગર હોય રૂમને કબુલ મારી વાત,
તો લડશે ન ઈરાંન કદી તારી સાથ.

'નાહીદ' છે દીકરી તહારી બેમુલ,
રૂમના ચમંનમા ખિલેલું છે ગુલ.

અજબ તેણીના મુખનુ નુર છે,
અજબ તેણીના કંઠનુ સુર છે.

અજબ તેણીના ગાલો પર ગુલ છે,
અજબ તારા ઘરમા એ બૂલબૂલ છે.

જીગર મારૂં છે તેની ઉપર નિસાર,
હું શાદી કરીને કરૂં મારી નાર.

કદી નહિ તું ઇન્કાર કરી ફાવશે,
કસંમ પર કહું છુ સીતમ આવશે."

* * *

ખૂશી થાયો ફિલ્કુસ સૂણીને સરત,
દારાબને દામાદ કીધો તૂરત.

બની રાણી નાહીદ ઈરાંનની,
હતી ન્યારી સરજત તે દિલજાંનની.

## નાહીદના મોહડાંમાથી નીકલેલી બદબુથી શાહ દારાબે તેણીની તરફ દેખાડેલો ધીકાર.

કહે છે સૂણો ફિરદોસી એવી વાત,
પડી એક દિન બદનસીબ બુરી રાત.

હતી રંગ મહેલે સૂંદર તાબમા,
રંગીલી નાહીદ રૂઆબમા.

અત્તરને સૂગંધી પમરતી હજાર,
ખુશબોની લંપટ હતી બીશીયાર.

સૂંદર સેજ ફુલથી સજેલી હતી,
ગુલ સાથ ચંમ્પા ચંમ્બેલી હતી.

પલંગ પર ચદ્દર સજેલી હતી,
ધુમ રોશનીની મચેલી હતી.

સૂતી જઇ પલંગે નાહીદ હુરી,
હતી વાત દીલમા નહી કંઇ બુરી.

મલી સંગ દારાબ કરતી 'તી નાજ,
હતા બંને જંનના દિલખૂશ મિજાજ.

બન્યો તેટલાં એક અજાયબ બનાવ,
થયું દરદો ગમથી જીગર ગરકાવ.

પડી બંને રંગ મહેલે કરતાં'તાં વાત,
અધુરી રહીતી બૂરી અરધી રાત.

એકાએક દારાબે મારી છલંગ,
કુદીને ઉઠયો તે છોડી પલંગ.

પડી ગાભરી તે સૂંદર દીલદાર,
સુજે કંઇ નહી કે કરે તકરાર.

પુકારીને બોલીયો તે ઇરાંન શાહ,
" થયો છું હું નાહીદ તુજથી તબાહ.

મુખ તારૂ એવું તો મારે છે વાસ,
બદબોઓથી ભરીયો છે તારો સાસ.

આવી તું સુંદર, ને આવી નજીસ,
નિકલ મારી આગળથી એકદમ ખીસ.

બદબોની બુથી ગઇ મારી ઉંઘ,
મને તારા મુખવાસે લાગી છે સુંઘ.

મને તારા દમથી થયો છે ત્રાસ,
હવે આવતી ના કદી મારી પાસ.

ગજબ તારો દમ છે, અજબ જાતનો,
સીતમ થાયો મુજપર સિહા રાતનો.” ૧૨૮

મલ્યા સો તબીબો હુકંમ શાહા સૂણી,
અકલમંદ દાનેશ, ઇલમમા ગુણી.

હકિકત કહી શહેનશાહે પુરી,
કે “બદબો છે રાંણીના દંમમા બુરી.

ગજબ છે એ બદબો સિતમથી ભરી,
રાણી એ મારી બને કેમ કરી.

કરો કોઇ ઇલાજ તદબીરથી પુર,
સફા મર્જ કરીને કરો એને દુર.

સિફારસ ન કરતા એ નેકનામની,
નથી રહિ એ મુજને કંઈ કામની.”

* * *

હુકમ આ સૂણી કમકમી નાર નેક,
બોલી, કે “મંજુર છે ફરમાંન દરેક.

ભમી ગુલ ઉપર તેં પિધો ગુલ રસ,
હવે મુજને કહે છે, તું આગલથી ખસ?

જવાંની ને જોબંન લીધાં લૂટી,
હવે કહે છે મૂજ પાસ તું ના સૂતી?

બનાવી તેં રાણી કરાવ્યું ચમંન,
હવે કહે છે જા તું તહારે વતંન?

અજબ છે ગયો પ્યાર તહારો મરી,
સિનામા સિતમની તું મારે છરી.

મને છે કબુલ તારા સરવે હુકંમ,
મને છે કબુલ તારા સરવે સિતંમ.”

બૂરા તે હુકંમને રડીને નમી,
રડીને નાહીદ અતી કમકમી. ૧૨૯

## દારાની રાણી નાહીદના મોહડાંની બદબોનો થયલો ઇલાજ.

તબીબોએ નાહીદ રાણીના મોહડાંના વાસનો ઇલાજ, ‘ઇસકંન્દર’ નામના એક પાલાની બનાવટવાલી દવાથી કીધો, અને રાણી નાહીદના મોહડાંનો વાસ તેથી દુર થયો. પણ શાહા દારાબનું દીલ નાહીદ ઉપરથી ઉડી ગયલું હોવાથી, નાહીદને તેના બાપ ફીલકુસને ત્યાં તેણે રૂમ મોકલાવી દીધી.

પણ રાણી નાહીદ તે વખતે હમેલદાર હતી, તે વાત તેણીએ શાહા દારાબને કહી નહી હતી. એ બનાવ ઉપર આપણ પાછલથી આવ્યે છીએ. પણ એ બનાવ બને, તે આગમજ દારાબના હુકમ સાંભળી તબીબો બોલ્યા કે:—

કહે સૌ તબીબો સૂણ નામવર,
“કદમ પર છે તારા હમારૂ સર.
રાણીના દુખની કરશું દવા,
જશે તેથી સુધરી મુખની હવા.

'સકંન્દર' પાલો છે એનો ઈલાજ,
થશે તેથી મૂખની બદબો તારાજ.

લાવી તે પાલો 'ને કરશું દવા,
તુને ગમ કરવો છે નારવા."

* * *

કહુ શું સૂણો અંનજુમન મહેરબાંન,
ભરમથી ભર્યું છે અજબ આસમાંન.

છે ઇન્સાંનની સરજત અજબ ફાંનીમાં,
કરે લાખો તદબીર જશે પાંણીમાં.

અગર સર પટકી જો આદમ મરે,
લખેલી સરજત કદી નહી ફરે.

નાહિદની પીડા તે પાલાથી ગઈ,
મગર તેની સરજત સુધરી ન કંઈ.

કિધો શાહે હૂકમ કહી બે હરફ,
"નિકલ જા તું હ્યાંથી રૂમની તરફ."

દુખી થઈ તે બાંનુ રડી જાર જાર,
ગઈ બાપને ઘર બની બેકરાર.

મગર નહી બોલી ભરમની વાત,
હતી તે હમેલદાર દારાબ હાથ.

બની નાઉમેદ તે ગઈ રૂમ વતંન,
પેદર પાસ જઇને રડી બોલી મંન.

હકિકત સૂણી થાયો ફિલ્કૂસ નિરાસ,
દૂખ જોઈ દિકરીનું બન્યો ઉદાસ.

કરે શું ફિલ્કૂસ લાચાર હતો,
ચોઠઈ ઇરાંનને તે દેનાર હતો.

* * *

પૂરો થાયો નાહીદ હમેલનો વખત,
જન્યો નાહીદે પુત બુલંન્દ બખત.

રૂપે રૂપાલો, બહુ નુરમંદ,
દિપે જેમ ગગન પર પુનંમનો ચંદ.

ખૂશી થાયો ફિલ્કૂસ જોઇ ફરજંદ,
પમરતું 'તું ખુશબોથી તેનુ બદંન.

પમરતો તો મીસલે, 'સકંન્દર' મુદાંમ,
તેથીજ રાખ્યું 'સિકંન્દર' નાંમ.

એ ફરજંન્દ છે મારૂં, એ વારસે રૂમ,
રૂમીઓના દુશમંન, કરશે એ ગુમ.

જગતને જાહેર ન કીધો ભરંમ.
કે નાહીદે દિકરાને દીધોછ જનંમ.

* * *

## દારાનો જનમ

નાહીદને રૂમ મોકલ્યા પછી શાહ દારાબે બીજી રાણી કાધી, અને તે રાણીને પેટે એક દીકરો અવતર્યો. એ દીકરાનુ નામ શાહ દારાબે દારા રાખ્યું. શાહ દારાબના મરણ પછી એ દારા ઇરાંનની ગાદી ઉપર આવ્યો. બીજા હાથ ઉપર રૂમમા ફીલકુસના મરણ પછી, તેની ગાદીએ સીકંન્દર આવ્યો. હવે હિંયાથી ફીરોદસી પ્રમાણે આપણ દારા અને સીકંન્દરના કાંમ ઉપર આવ્યે છીએ.

મને આપ સાકી ભરી એક જાંમ,
કથું હું સિકંન્દરને દારાના કાંમ.

થયો જયારે ફિલ્કૂસ જગથી ગુજર,
સિકંન્દર થયો રૂમનો તાજવર.

હતો તેની દરબારનો બહુ રૂબાબ,
હતી તેની હિંમત બહુ બેહિસાબ.

કરી જંગ જગમે તે ફાવીયો,
મૂલકો અસંખ્ય જીતી લાવીયો.

મગર એક કપાલે ટ્રીલી કાળી રહી—
સિકંન્દર ગયો હાથ બે ખાલી લઇ.

* * *

પડી જ્યારે દારાને એવી ખબર,
કે સિકંન્દર થયો શાહે રૂમ નામવર.
સિકંન્દરની કરવા અકળની તપાસ,
કિધી એક તદબીર દારાએ ખાસ.
લિધી દાબડી એક તલથી ભરી,
'ને સાથે લિધી એક સુંદર દરી.
દરી સાથે લીધું ચોગાંન એક,
તે મોકલ્યાં સર્વ સિકંન્દરને ભેટ.

આ ભેટ શાહ દારાએ સીકંન્દર ઉપર મોકલી તેની અકળની તપાસ કરવા ચાહયું હતું. આ ભેટ મોકલવાની અંદર એવો ભેદ સમાયલો હતો, કે:—"સીકંન્દર હજી તું નાદાંન છે, તેથી આ દરી અને ચોગાંન લઇ ખેલ કરવાને તું લાયક છે. મારી પાસે તલની દાબડીમા જેમ અસંખ્ય દાણા છે, તેમ અસંખ્ય લશ્કર છે."

આ ઉપરથી સીકંન્દરના સલાહકારોએ સીકંન્દરને રાજી કરવા સમજાવ્યો કે:—

## દારાએ સીકન્દરની અકળની કરેલી પરીક્ષા.

"આ દડી છે દુનીયા, દુનીયા છે ગોળ,
દુનીયા મિસાલે દડીનુ છે ડોળ.
આ ચોગાંનથી જેમ તું દડી ખેલશે,
તેમ તું દુનીયા જીતી મેલશે."
લઇ દાબડી તલ નાખી દિધા,
ચુંટીને પંખીઓએ તે લિધાં.
"થયા હાલ તલના, થશે તેમ હાલ,
દારાનુ લશ્કર થશે પાયમાલ."
જોઇ ભેટનો ભેદ આવો અજબ,
સિકંન્દરે આપ્યો હુકંમ એક તુરત.
"તુરત રાઇથી એક ભરો દાબડી,
ભરીને તૈયાર કરો દાબડી.
રવાંના કરો તે દારા ઉપર,
કહો તેને છે એજ મારો ઉત્તર."

## દારાને સીકન્દરે મોકલેલો જવાબ.

આ રાઇના દાણાની ભેટ મોકલવામા સીકંન્દરે એવી મતલબ રાખી હતી કે:—"અએ દારા, તારી પાસ અગણીત લશ્કર છે, પણ મારૂ લશ્કર તારા લશ્કર કરતાં વધારે તેજ અને જોરાવર છે. જેમ તલ કરતાં રાઇ તેજ છે, તેમ ઇરાંનીઓ કરતાં રૂમીઓ વધારે જોરાવરછે." આ ભેટ સીકંન્દરે દારાના માનસોને આપી રવાના કીધા.

## સીકન્દર પાસ દારાએ ખંડણી મંગાવી.

એ પછી થોડીક મુદત બાદ શાહા દારાએ સીકંન્દર પાસથી ખંડણી માગવા કાસદો મોકલ્યા. સીકંન્દરે ઇરાંનને ખંડણી આપવા ના પાડી કેહવડાવ્યું કે:—"ખંડણી આપવાના અને ખંડણી લેવાના દાહડા વહી ગયા છે. સીકંન્દર હવે રૂમનો માલીક થયોછે. તે ખંડણી આપવા નાપાડે છે. તે વાઘ મીસાલ તારી સામે થશે."

**એ પછી સીકંન્દરે ઇરાંન સામે લડાઈ જાહેર કીધી.**

દારાને આ વાતની ખબર પડી. દારાએ આ લડાઇમાં ઉતરવા 'ઇસ્તખર' ખાતે એક ગંજાવર લશ્કર ભેગું કીધું એ સઘળું ઇરાંની લશ્કર 'ફરાત' યાને 'યુફ્રેટીસ' નદી આગળ આવી ભેગું થયું.

**સીકંન્દર કાસદના વેશમાં દારાની દરબારમાં ગયો.**

આવું ગંજાવર લશ્કર આવી પુગવાની ખબર જયારે સીકંન્દરને પડી, ત્યારે પોતાના લશ્કરને લઇ ઇરાંનીઓ સાથ લડવા તે બાહાર પડયો. બંને લશ્કરો એક એક સાંમે પડાવ નાખી પડયાં. સીકંન્દરે દારાના લશ્કરની ગંજાવર સંખ્યા જોઇ, પોતે કાસદનો વેશ ધારણ કરી દારાની દરબારમા જવાનો, અને દારાને નજરે જોવાનો ઠરાવ કીધો. તે ઠરાવ પ્રમાણે સીકંન્દર દારાની દરબારમા એક કાસદના વેશમા ગયો, અને દારાની રૂબરૂ કુરનેશ બજાવી, સીકંન્દરના એક કાસદ તરીકે તેની સીફત ગાઇ નીચલો પેગામ જાહેર કીધો.[૩૧]

"ગૂજારૂ દુવા તુજ હકમા અવલ,
રહો શાહી તારી જગતમા અચલ.

હુજુરીમે હાજર છું અએ નેકનાંમ,
સિકંન્દરનો હું લાવીયો છું પેગાંમ.

૪૫૦૦
સદા રહેજો દારા બુલન્દ તારૂં બખ્ત,
રહેજો ફિરોજમંદ સદા તારૂં તખ્ત.

સિકંન્દરનો એવો પયગાંમ છે,
કે જંગમાહે લડવું નાકાંમ છે.

મૂબારક દારાને ગુલશંન ઇરાંન,
સિકંન્દર નથી ચાહતો કરવા વેરાંન.

નથી દુશમંની મુજને દારાની સાથ,
નથી ચાહતો જંગમે હું મેલવવા હાથ.

નિકલીયો છું દુનીયાંની કરવા સફર,
નથી મારી ઇરાંન પર કંઇ નજર.

મને તારો મુલક છે કરવો પસાર,
જાવું છે ઇરાંન ની પેલી પાર.

સિકંન્દરસે લડવા બની તૈયાર,
લશ્કર તું લેઇને ઉભો હેશિયાર.

કરે જો તું લડવાની દારા જીકર,
નથી કંઈ સિકંન્દરને લડવાનો ડર.

ગરમ જો તૂં કરશે કિનાનું બજાર,
સિકંન્દરબી કરશે તેવોજ વિચાર

અગર જો કરે તું મુકરર લડાઇ,
સિકંદરની જોજે ઇરાંનપર ચઢાઈ.

**દારાને સીકન્દર વીશે પડેલો શક.**

આ પેગામચીની ધપધપ જોઇ દારાને એવો શક ગયો કે તે સીકન્દર પોતે છે, કેમકે તેના ચહેરાની અંદર તે શાહા દારાબની સીકલ જેવું કાંઇ જોવા લાગ્યો.

અજબ જોઇ સજધજ સાથે રૂઆબ,
અજબ જોઈ હુસ્ન અજબ જોઇ તાબ.

અજબ જોઇ કદને સિકલ આબદાર,
મિસલ શાહ દારાબ દિઠો તેનો બાહાર.

શકમંદ દારા થયો બહુ બતંગ,
રખે હોય નવો કંઈ સીકંન્દરનો રંગ,
વિચારીને દારાએ બોલી જબાંન,
"સિકંદરના કાસદ, મને છે ગુંમાન.
બુલંન્દ બખ્ત દિસે છે, તું કંમતર નથી,
સિવા તું બીજો કોઇ સિકંન્દર નથી.
તુંને જોઇ વમલમા પડીછ મુજ અકળ,
મને લાગે છે તારી શાહી નસલ.
અકલ હાંમનો કોઈ સમંન્દર તું છે,
મને લાગે છે કે, સિકંન્દર તું છે."
નમાવીને સર એમ કાસદ કહે,
"સલામત દારા તખત તુજ રહે.
કહાં હું અને કહાં તે નામદાર,
મુંજ જેવા છે તેની પાસે હજાર.
સિકંન્દર નથી અક્કલે એવો કંમ,
કે દારાની દરબારે લાવે કદમ."

### દારાની મહેફીલમાંથી સીકંન્દરે ચાર જાંમ મેલવવી.

એ પછી શાહા દારાએ તે કાસદને માન આપી દરબારે બેસાડી તેની તારીફ કરી, અને ખાણાની મેજબાંની સાથ શરાબની મેહમાનદારી ચાલુ કીધી.[૧૩૨]

સીકંન્દરે શરાબ પીવા માંડયો. જયારે શરાબની જાંમ ખાલી થતી, ત્યારે તે ખાલી જાંમ સાકીને આપવાને બદલે, સીકંન્દરે તે જાંમને પોતાની પાસે જ રાખવાનો પોતાંનો હક જાહેર કીધો. એવી રીતે સીકંન્દરે ચાર શરાબની જાંમ પોતાની પાસે રાખી. આ બીના સાકીએ દારાને જાઇ કહી. દારા તે સાંભલી હસ્યો, અને પોતાની કીમતી શાહી જાંમો તે કાસદને લેવા દીધી.

### દારાની દરબારમા કાસદનુ સીકંન્દર તરીકે પકડાઇ આવવું, અને તેનું દારાની દરબારમાંથી નાહસવું.

એવામાં દારાના એલચીઓ જે ચોતરફના રાજ પાસથી ખંડણી વસુલ કરવા ગયા હતા, તેઓનુ દરબારમાં આવવું થયું, અને તેઓએ આ રૂમી કાસદને જોતાંજ તેને સીકંન્દર તરીકે પીછાન્યો. સીકંન્દર તે તુરતજ સમજી ગયો, અને એ વાતની ખબર દારાને કાંને પડે તે આગમજ તે દારાની દરબારમાથી નીકલી પોતાની છાંવણીમા સલાંમત જઇ પુગ્યો.

### દારાની ચાર જાંમની સીકંન્દરને મળેલી તાસીર.

જે ચાર જાંમ સીકંન્દર દારાની દરબારમાંથી પોતાની સાથ લાવ્યો હતો, તેની તાસીર રૂમી દાનાવોએ તેને એવી કહી કેઃ—" દારાનો મુલક સીકંન્દર ચારે બાજુથી જીતી લેશે."

### દારા અને સીકન્દર વચ્ચે પહેલી લડાઇ. દારાની હાર.

એ પછી દારા અને સીકંન્દર વચ્ચે મોટું જંગ થયું, અને તેમા દારાની હાર થઇ. દારાનુ લશ્કર રૂમીઓના હાથ ઉપર કતલ થયું, અને જેઓ બચ્યા તેઓ યુફ્રેટીસ નદી પસાર કરી નાહસી ગયા.

## દારા અને સીકંન્દર વચે બીજી લડાઇ. દારાનુ નાહસવું.

કમનસીબે આ બીજી લડાઈમા પણ દારાએ હાર ખાધી. પહેલી લડાઈમા નાસીપાસ થયા પછી, તેણે તુરતજ મુલકે મુલક સવારોને રવાના કરી નવું લશ્કર એકઠું કીધું, અને ફરીથી તે 'યુફ્રેટીસ' નદી આગલ ગી સીકંન્દર સાથ લડવા ગયો. ત્રણ દીવસ સુધી લડી, અંતે હાર ખાઇ દારા મેદાંનમાંથી નાઠો.

## દારાના લશકરને સીકંન્દરે દીલાસો દીધો.

દારાના લશકરની આવી હાલત જોઇ સીકંન્દરે મેદાંનમાં આવી ઇરાંની લસ્કરને પોકાર મારી જાહેર કીધું કેઃ—" ઇરાંનાઓ તમો બેરીકર રહે જો. મારાં લસ્કરને તમારી સાથ જરાબી કાંમ નથી. તમારા જાંનને રૂમીઓ કદી બી એજાજાંમ પોહચાડશે નહીં. જો કે ઇરાંનીઓએ રૂમીઓના લોહીથી હાથ ધોયલા છે, તોપણ રૂમીઓ તેનો જરાબી બદલો લેનાર નથી.

## દારા સાથ સીકંન્દરની ત્રીજી લડાઇ. દારાએ ઇરાંનીઓને તેમની બહાદુરી માટે કહેલા સખુનો.

પણ દારા ઇરાંનની પાદશાહી સેહલથી સીકંન્દરને હાથ જવા દીએ એવા પાદશાહ નહી હતો. બએ વાર લડાઇમાં હાર ખાધા છતાં તે હારી છુટો નહી. ઇરાંનાઓ સીકંન્દરના દીલાસાના સખુનો સાંભલી તેને શરણ થયા. ઇરાંનીઓની માલ મતા લુટાઇ ગયાં છતાં, પાદશાહ દારાએ ફરી લડવાની તજવીજ કીધી. તે ચહેરમના મુલકમા ગયો, કેમકે ત્યાં

## શાહી ખજાનો

હતો. પાદશાહ દારાને રઇયતે પાછો ફરેલો જોઇ, તેની હાજરીમાં સરવે સર નમાવી હાજર થયાં. આખું ઇરાંન લડાઈનાં અજાંમને લીધે માહેતમમા પડેલું હતું. દારાએ હાજર રહેલા અમીરો અને પહેલવાનોની આગળ બાગે બુલંન્દ અવાજે નીચલા સખુનો કહ્યા.

જવાં મર્દ જંગી, બુજોર્ગો દલેર,
મિસલ શીર બનીને ધરો દીલ કહેર.

વતંનના થયા છે કંગાલ હાલ,
થઇ સલતનત કિયાંની છે પાયમાલ.

જૂવો હાલ જંગનો થયો છે ખરાબ,
ગઈ શાહી પ્યારી, અજબ છે અજાબ.

બની તમ એકદિલ કરો જો મદદ,
તો લડવાને રૂમ સંગ કરૂ હું કસદ.

લડો જંગી જંગે, ધરી દીલ કહેર,
કરો રૂમી દુશમંન ઉપર ના મહેર.

રૂમને જીતી તમ કરો જો વેરાંન,
મદદ તમને દેશે જરૂર યઝદાંન.

## હખામની પાદશાહ દારા.

(દરાયસ)




"સુરા તમ ઇરાંની કરો કંઇ ખિયાલ,
કરો કમનશીબીનો એકદંમ નિકાલ.
સુરા તમ ઇરાંની ધરો દીલ ઉમંગ,
કરો ઝર્દ રોશંન રૂમીઓનો રંગ.
સુરા તમ ઇરાંની ધરો દીલ ઉમેદ,
જીતી જંગ કરો તમ સિકંન્દરને કેદ.
બની તમ બેદીલ અગર નહિ લડો,
તો જરથોસ્તી દીનનો થશે બહુ મરો."

જીતી જાય રૂમી સિકંન્દર તમાંમ,
તો દારાની કિરતીનો કેવો અંજાંમ.

લડો કીરતી ખાતર, મારો-મરો,
ન દુશમંનથી પાછલ કદંમ એક ધરો.

બની તમ બેદીલ અગર નહિ લડો,
તો જરથોશ્તી દીનનો થશે બહુ મરો.

વતંનને ધરમનો કરો કંઇ વિચાર,
ગજબને અત્રમનો કરો કંઈ સુમાર

થશે પ્યારી ઔલાદ તમારી ખુવાર,
સિકંન્દર છે જાલંમ, બુરો, બદકાર.

અગર કિયાંનીઓ તમ બનો હુમજોર,
તો ટાલું હું જુદદીન સિકંન્દરનો દોર.

અગર તંમ એકદીલ બનો મુજ યાર,
સિકંન્દરને કહાડું ઈરાંનથી બહાર.

સુરા તમ ઇરાંની, કરો કંઈ ખિયાલ,
કરો કમનસીબીનો એકદંમ નિકાલ.

સુરા તમ ઈરાંની, ધરો દીલ ઉમંગ,
કરો ઝર્દ રોશંન રૂમીઓનો રંગ.

સુરા તમ ઇરાંની, ધરો દીલ ઉમેદ,
જીતી જંગ કરો તમ સિકંન્દરને કેદ.

સિહા રંગ રૂમને રૂમીનો કરો,
રૂમીઓને મારો, યા તંમ મરો.

દલેરી વડીલોની તાજી કરો,
રવાંનોને તેમના રાજી કરો.
૧૩૩

## દારાએ સીકંન્દર ઉપર મોકલેલો સુલેહનો પેગામ.

દારાના સખુનો સાંભની ઇરાંની જરથોશ્તીઓ પોતાના વતંનની દાજ અને ધરમની કીરતીને ખાતર રૂમીઓ સાથ ફરી લડવા માટે પાછા બાહાર પડયા. બંને લશ્કરની આ લડાઇમા મોટી હાર થઇ. ઇરાનીઓની મોટી સંખ્યા કતલ થઇ.

દારા હાર ખાઇ કેરમાન તરફ નાઠો, અને ઈસ્તખર શહેર જે પાયતખ્ત ગણાતુ હતું, ત્યાં સીકંન્દરે દાખલ થઇ પોતાનો અમલ જાહેર કીધો.

દારા પરેશાંન અને હેરાંન થયો. તેની સાથવાલા મસલતદારોએ તેને સીકંન્દર સાથ સુલેહ કરવાની સલાહ આપી. એ ઉપરથી દારાએ સીકંન્દર ઉપર સુલેહનો પેગાંમ રવાના કીધો.

## દારાનો હાલત. સીકંન્દર ઉપર તેણે મોકલેલો પયગાંમ.

હારીને દારા પશેમાંન થયો,
સિકંન્દરથી નહાસી કેરમાન ગયો.

પરાગંદે લશ્કર થયું બીશિયાર,
રહ્યાં જેઓ જીવતાં તે કરતાં પૂકાર.

જમાનો કોણુને થયો છે વફા,
ઘડીમા ખુશી, ને ઘડીમાં કફા.

ગરદીશની કેવી અજાયબ વલણ,
દારાનુ લુટી લીધું ચમંન.
૧૩૪

જોઇ હાલે સરજત, બની નાસિપાસ,
દારાએ છોડી ફતેહની આસ.

લખ્યો એક રૂકકો સિકંન્દર ઉપર,
સુલેહની તે માહે આપી ખબર.
કે "અએ શાહ સિંકન્દર બુલંદ ચકબાલ,
દારાની સરજતની બદલાઈ છે ચાલ.
નસીબ મારૂં ઉલટું, બુરો મારો કાળ,
ગઈ શાહી મારી, થયો હાલહવાલ.
હવે જંગ કરી ના વધુ કર બગાડ,
સુલેહનુ રંણુસીંગડું તું વગાડ.
લખ્યો છે પેગાંમ થઈ લાઈલાજ,
રાજી છે દારા સુલેહને કાજ.
ખતમ કિયાંનીઓની સખી થાઇ રાત,
દારાના દુખની પડી છે પ્રભાત.
ગજબને અલમના લખું શું કલાંમ,
ગઇ કિરતી કિયાંની, થયાં ગુમ નાંમ.
રડે મારી રૈયત, ફૂટી સર કપાલ,
કે એક માબાપે ખોયાં છે બાળ.
રડે નારો સુંદર, વિધવાઓ થઇ,
કે એક ખાવિંદ ગયા છે કપઇ.
૪૬૦૦
મુવા છે બુજોર્ગોના બેટા દલેર,
પડયો જંગે ભારી સિકંન્દરનો કહેર.
રડે બેહેનો નવધાર ખોઈ ભાઇને,
જૂવે હાલ આસમાંન ગંમ ખાઇને.
સૂણી હાલ બંધ કર જંગને તુરત,
દારા કરે એક તુજ સંગ સરત.
કે ગંજે ગુસ્તાસ્પ છે મારી પાસ,
તે સઘળો આપી બનું તારો દાસ.
કરૂં તુજ સાથે હું બીજો કરાર,
કે આપું તુને ગંજે અસફન્દીઆર.
કરૂં તુંજ કદમ પર એ સરવે નેસાર,
કરે મ્યાંન તું તારી જો તલવાર.
કિધાં મુજ વાહલાંઓને તુંએ બંદ,
કરે તું દૂખી, મુજ ઝન ફરઝંદ.
રવાંના તું કર તેમને મારી પાસ,
ના થા તું બદનામ દઇ એમ તરાસ.

મ્યાંન ધર બંદા ખુદાના—આએ મુજ ફરમાન પર,
ખેંચના કહેરે ખુદા—નાહક તારા જાંન પર.
ચાલ દૂનીયામા ચલન—ચક્રર સિકંન્દર જોઇને
હર જગે તું ધર કદમ—આદમ ચદ્દર જોઈને.
શું ફરીદૂન લઇ ગયો—રાખી ગયો જમશેદ શું.
શું ગયો સ્યાવક્ષ કરી—પામી મૂવો તે ખેદ શું.
કાંમ થયાં રૂસ્તંમથી અંમર—તેબી આખર ખાક થયો,
ચર્ખના ચક્રરમા—જોહાક જાલંમ રાખ થયો.
તખ્તે જમી પર આવીને—ભલ ભલા ચાલી જશે,
એક રોજ તૂંબી સિકંદર—બે હાથ લઇ ખાલી જશે.[૧૩૫]

## દારાના ખેશીઓ બાબે સીકંન્દરનો હુકમ.

આ પેગાંમ તુરતજ દારાએ સીકંન્દર ઉપર રવાના કીધો. સીકંન્દરે તે વાંચતાંજ

હુકમ કીધો, કે દારાના ઝન ફરજંદને કોઇએબી બુરી નજરે જોવું નહી, અને જેઓ તેમ કરશે તેઓ મોતની સજાને લાયક થશે. સીકંન્દરે દારાને કહેવાડયુ કે:—

"મને ખજાનાની જરૂર નથી. જો તું ઇરાંનમા પાછો ફરે તો તુને તારી શાહી હું પાછી આપવા રાજી છું."

## દારાએ નામોસીમાં જવા ના પાડયું.

સીકંન્દરનો એવો જવાબ સાંભલી દારા અજબ થયો. પણ આવી નામોસી સાથ ઇરાંનમા જવા કરતાં તેણે મરવું વધારે પસંદ કીધું.

## દારાએ હિંન્દુસ્થાંનની મદદ માગી.

જ્યારે પોતાની હાલત આવી નામોસીભરી જોઇ, ત્યારે દારાએ હિંન્દુસ્થાંનના પાદશાહ પાસ મદદ માગી. સીકંન્દરને કાંને એ વાત તુરતજ ગઇ, અને તેજ વખત તે એક મોટું લશ્કર લેઈ દારાની સાંમે ગયો. દારાનુ લશ્કર રૂમીઓને જોઈ નાહાસી ગયું, અને દારા પણ હાય-વ-હુંઇ (હાય વાય) કરતો નાઠો.

## દારાનુ ખુંન.

એ વખત દારાની સાથ તેના બે દરબારીઓ હતા. તેમનું નામ માહીયાર અને જાનુસીયાર હતું. તેઓએ દારાની આવી હાલત જોઇ તેને મારી નાખી, સીકંન્દરની પાસ ઇનાંમ મેળવવાની લાલચ ઉપર તેનુ ખુન કીધું. આ ખુનની ખબર તેઓએ તુરતજ સીકંન્દરને આપી કે તેઓ ઇનામ મેળવે.

## દારા પાસ સીકંન્દરનુ જવું.

દારાના ખુનીઓને મોહડે આ ખબર સાંભલી સીકંન્દરે દારાને નજરે જોવા માગ્યો. પેલા ખુનીઓ સીકંન્દરને દારા પાસ તુરતજ લઇ ગયા, જે હજી જીવતો પડયો હતો. દારા હજી મરણ પામ્યો નહી હતો, પણ તે મરણ તોલ જખમી થયો હતો. સીકંન્દરે દારાની હાલત જોઇ અફસોસ કીધો, અને તેની આગળ બેસી આંખમા આંસુ લાવી તેને દીલાસો દેવા લાગ્યો.[131]

## દારાની હાલત ઉપર સીકંન્દરનો અફસોસ.

"પડયો ખાકમા થઇ અજલથી અસીર,
અએ શાહે સુલતાંન, ઓ બેનજીર.

જખમ તુને કારી કિધો છે જબુંન,
કદી કોઇ ન જીવશે કરી તારૂં ખુંન.

કિધું ખૂંન ખૂંનીએ અજબ જાતનુ,
કિધું કાંમ બિલકુલ સિહા રાતનુ.

જીવીને તું કર શાંહી ઈરાંન ઉપર,
લાઈ લે તું 'ચહેરંમ' અને 'ઇસ્તિખર'.

ઉઠી થા દારા તું તખ્તનશીન,
જૂવે તારી રહા તારો ઘોડો 'ને જીન.

ઉઠી થા તું દારા, એ ક્યાંની સવાર,
સિકંન્દરના આંસુની જોઇ લે ધાર.

બૂલાવું તબીબ હિંન્દના હુશિયાર,
જરૂર તારા જખમોને કરશે કરાર.

બચે નહિ ખુની તારા મુજ હાથથી,
જીગર મારૂ ફાટે છે તુજ ઘાટથી.

સાંભલ એ દારા, તું મારા સખુંન,
કે સિકંદરને દારાનુ એક જ છે ખુંન.

તું મારો ભાઈ, મુજ પદરનો પીસર,
માદર બે જુદી, પણ એક જ પીદર.

એ જરથોશ્તી પેદરના રોશાંન ચેરાગ,
સિકંન્દરના તનમા લગાડી તેં આગ."

## દારાના સીકંન્દરને છેલ્લા સખુંન.

"ફરે નહિ સિતારાની ગરદિશ કદી,
ભલે જાય જમાનાની લાખો સદી.

ખૂશી છું સિકંન્દર તેં બોલી જબાં,
નજર મુજ પડે છે, મોસંમ ખિઝાં.

પિસર મુજ પેદરના જરા દંમ ભર,
કઝા જોઈ મારી તૂં ના ગમ કર. ૧૩૭

હવે શું મને કાંમનુ છે ઈરાંન,
હવે શું મને કાંમની છે જેહાંન.

અજલનો ફરેસ્તો ઉભો રૂબરૂ,
તખત તાજ લેઇને હવે શું કરૂં.

હવે તુંજ રજાથી હું રાજી થવસ,
મળી મોત સંગ હું ખુદા ઘર જવસ.

સિકંન્દર તું દારાને દે એક વચંન—
કે દારાના બેશીની કરશે જતંન.

થશે મારી દુખ્તર બિચારી દુખી,
કરી લાખો અશરત રહીતી સૂખી.

અરજ હું કરૂં સૂણ એ નેક જાત,
શાદીમા લેજે મૂજ દિકરીનો હાથ.

એ બેટીથી અવતરશે એવી ઓલાદ,
કરશે તે જરથોશતી દિન આબાદ.

કરશે તે આબાદ ઈરાંની રસંમ,
ફાએશ તે કરશે અવસ્તા ધરંમ.

કરશે તે રોશાંન ફૂલ આતશકદેહ,
ચાલુ તે કરશે જશ્નને સદેહ.

અમલ તું કરે મુજ સુખંનની ઉપર,
રવાંન મારૂં ખુશી થશે રબ ઘર." ૧૩૮

## દારાની કઝા ઉપર સીકંન્દરનો વિલાપ.

સિકંન્દર રડે હાય મારી પૂકાર,
દારાને જોઈ રડે જાર જાર

"અરે ભાઈ! મોહોબત તું છોડી ગયો,
સાંકલ સગાઇની તું તોડી ગયો.

સદાની સૂરત તુજ વહાલી ગઈ,
હસ્તી તહારી ખ્યાલી થઈ.

થયો તુંજ મરણથી મને ખેદ છે,
થયો અસ્ત મહારો તું ખૂરશેદ છે.

અરે ભાઇ જો તુને મરવું હતું,
મિનોઇમા પગલું જો ભરવું હતું.

## પાદશાહ સિકંન્દર.




''નથી તખ્તની મુજને કંઇ કમી,
તજી જાવું એક દંન છે પરદે જમી.
જમશેદ જેવો રહ્યો નહી શાહ,
રહી નહી કયખુશરૂની પનાહ.
કેરસાસ્પ જેવો રહ્યો નહી નર,
રહ્યો નહી 'સ્ફનદીયાર દિનનો પદર.
કજા તારી લઇને તુને ચાલી ગઇ,
સિકંન્દર જશે હાથ બે ખાલી લઇ''

સંગાઇનું નાતું જો ધરવું હતું,
તુંને 'અરબલામે' ન લડવું હતું.

ઉઠ મૂજ પૈદરના એ રોશંન ચેરાગ,
ગળે લાગી બુજાવ સિકંન્દરની આગ.

અરમાંન છે મુજ જીગર જાંનમા,
રહું તુંજ સંગ હું ગુલતાંનમા.

અફસોસ ! કજા તારી થઈ છે જબુંન,
દલેરના દલેરનુ થયું એવું ખુંન.

ગજબ તુંજ દલેરી, ગજબ તુજ કફંન,
રડે તુજ વતંન 'ને રડે અંન્જૂમંન.

રડે હિંન્દ તુંજ પર, જોઇ તારો હાલ,
રડે છે સિકંન્દર કુટી સર કપાલ.

જમાનો ઝૂંકવનાર ઝુંકી ગયો,
કજા સંગ મળી જઇ સુખી થયો.

દારા મને નહિ હતી એ ખબર,
કે જોવસ મૂજ આંખે હું તારી કબર.

કરી જંગ તૂજ સંગ બદનાંમ થયો,
આલંમમે રૂસવા નાકાંમ થયો.

જફાકાર જંમની પડી એવી ધાર,
થયો તું શરણુ મોતને દીલદાર.

ગજબ તારી કિયામત બની બેકદર,
મને માફ કરજે શહા નામેદાર.

ગયો દીલમાં લઇ અરમાંન ઉમેદ,
કહ્યા નહિ સિકંન્દરને તેં તારો ભેદ.

લડયો અરબલામે ધરી જંગે હામ,
જમાનો થયો આજ તહારો તમાંમ.

રડું તુજ કજા પર બની લાઇલાજ,
ફરજ મુજ બજાવસ હું તારે કાજ.

કજા જોઇ તારી થયો નાસિપાસ,
હવે જગ જીતવાની છોડુ છું આસ.

નથી તખતની મુજને કંઈ કમી,
તજી જાવું એક દંન છે પરદે જમી.

જમશેદ જેવો રહ્યો નહિ શાહ,
રહી નહિ કેખુશરૂની પનાહ.

કેરસાસ્પ જેવો રહ્યો નહી નર,
રહ્યો નહિ 'સ્ફંનદીયાર, દીનનો પદર.

કજા તારી લઇને તૂંને ચાલી ગઈ,
સિંકન્દર જશે હાથે બે ખાલી લઇ.



# શાહજાદો એરચ.



## ઇરાંન અને તુરાંન વચેના મીનાકેસાની પહેલ્લી શરૂઆત.

શાહા ફરીદુને જોહાકને કેદ કરી દેમાવંદ પાહડ ઉપર બધ કીધો, અને ઇરાંન ઉપર પોતે રાજ ચાલાવવા લાગ્યો. ચોતરફ જે જે બદીઓ જોહાકના અમલમા ફેલાઇ રહી હતી, તેનો ફરીદુને નાશ કરી દુનીયામા નેકીનો ફેલાવો કીધો.

## ફરીદુનને પેટે ફરજંદની વૃધી.

પચાસ વરશની ઉમરે થતાં ફરીદુનને ત્યાં ત્રણ ફરજંદોનો જનમ થયો હતો. તે ત્રણે બેટા હતા. વડાનુ નામ સેલમ, બીજાનુ નામ તુર, અને નાહના બેટાનુ નાંમ એરચ હતું.

ફરવરદીન યશ્તના ફકરા ૧૩૧ મા એરચને "અઇર્યવ" ને નામે ઓળખાવ્યો છે.

ત્રણે શાહજાદાઓ તાજને લાએક હતા. એ ત્રણમા બે શહેરનવાજ અને એક અરનવાજને પેટે જનમેલા હતા. ફરીદુને ત્રણે બેટાઓને મોટા લાડમાં ઉધારયા હતા.

## એરચની ઓલાદ.

એરચને પેટે બે બેટા અને એક બેટીતું ફરજંદ હતું. દીકરાઓ 'વાનીતાર' અને 'અનારસ્તોખ' ને નામે જણાયલા હતા. દીકરી, 'ગંન્જ' ને નામે ઓળખાતી હતી.

એરચને તેના ભાઈ સેલમ અને તુરે અદેખાઇ અને વેરના સબબે મારી નાખ્યો હતો. એરચની ઔલાદ તેઓ ઉપર કીનો લીએ, તેથી તેઓએ પાછલથી એરચના બંને દીકરાઓને પણ મારી નાખ્યા હતા. એરચની દીકરીને પેટે અવતરેલી ઓલાદમાંથી

## મીનોચેહરનો જનમ

થયો હતો. તેણે પોતાના વડવા એરચનુ વેર તુર અને સેલમને મારી નાખી લીધુ હતું.

ફીરદોસીના શાહનામા પ્રમાણે એરચનુ દાસ્તાંન નીચે પ્રમાણે છે.

# પાદશાહ ફરીદુન.




ફરીદુનના નુખ્મુન:—' જે શખ્સ પોતાના મા બાપ સાથે
બદી કરે, તે પોતાના ફરઝંન્દોથી નેકી કદી નહી જોય.

[૨] જે શખ્સ પોતાના મા બાપને માન નહી આપે,
તે શખ્સ પોતાના ફરઝંન્દોથી માન નહી પામે.

[૩] જે શખ્સ પોતાના ભાઇઓ સાથ દુશમની કરે,
તે શખ્સ ભાઇના દરજજાને લાએક નથી.

[૪] દુનીયાના લોકો યાદ રાખજો, કે
આ જમાનો તમારી કરણીનુ દફતર છે,
માટે તેમા નેક કામોના લેખ કરી
રાખવા કે મીનોઇમાં તે કામ
આવે."

## ફરીદુને પોતાના દીકરાઓ માટે બાઇડીઓ શોધી લાવવા પોતાના વિસ્વાસુ જંન્દલને ફરમાવ્યુ.

એક દીવસે ફરીદુને જંન્દેલ નામના પોતાના વીસ્વાસુ દરબારીને બોલાવી, પોતાના દીકરાઓ માટે ત્રણ ઉંચા ખાંન્દાનની દીકરીઓ શાદી માટે શોધી કાહડવા ફરમાવ્યું. આ કાંમ બજાવવા માટે ફરીદુંનને જંન્દેલ ઘણોજ લાએક માલમ પડયો.

કિધી શાહે ફરીદુને ચોગંમ નજર;
દિઠો તેણે જંન્દલ ખુબ પુર હૂનર.
કહ્યું એમ ફરીદુને મલકાવી મન,
સાંભલ ઓ જંન્હેલ મારા સૂખન.
દુનિયાની કરવા નિકળ તું સફર,
ચુંટી લાવ મહાખુબ મિસલે કમર.
ખુબીમાં ખાલેસ, ગુણવંત અપાર,
નહિ હોય ખાંમી કંઇબી લગાર.
રૂપે રૂપાલી ત્રણે એક સંગ,
સરસ કે નરસ નહિં જરા હોય રંગ.
ત્રણે નારનો હોય એક જ પેદર,
'ને એક જ માતાની ત્રણ દુખતર.
પરીચહેર, તન પાક, મન પાક ઝંન,[1]
અવલાદે આલા ત્રણ ગુલ બદન.
અગર એવી લાવે તું શોધી જો નાર,
ઠરૂ મુજ પેસર સંગ પયવંન્દ કરાર.
* * *
કિધી જુસ્તજુ જંન્હલે ખુબ ફરી,
ઢૂંડે દુખતર તણ, ઘૂમે કેશ્વરી.
મળી કોઈ મૂલકમા નહી એવી નાર,
કરે જે ફરીદુન પેસર દિલ ફીગાર.
ગયો આખીરશ તે શહેરે યમન,[2]
હતો શાહા નામે "સર્વ" નેક મન.

હતી તેને ત્યાં દુખતર નેક તણ,
હતી જે ફરીદુન પીસર મનપસંન
ગયો શાહની દરબારે જંન્દલ સિતાબ,
ફરીદુનનો જાહેર કિધો કુલ હિસાબ.
પિસર તણ તેના મિસલ માહેતાબ,
અજબ જેની સજધજ, ન્યારો રૂઆબ.
ગરજ છે મહાખુબ તણ બેનજીર,
ઔલાદે શાહી 'ને બદરેમૂનીર.
ફરીદુનને એવી પડી છે ખબર,
કે, શાહે યમનને છે ત્રણ દુખતર.
ખુબી શું વખાને જબાં કમતરીન,
નથી નારી તે સમ પરદે-જમીન. ૧૩૯
ફરીદુને મોકલાવી છે એ વધઇ,
રાજી છે કરવા તે તુંસે સગઇ.
તણ તારી દુખ્તર છે રોશંન રવાંન,
ચમકાવે છે જે સિહા આસમાંન.
ફરીદુન ચાહે છે એવી ભલઇ.
કરે તેના ફરજન્દોને તું જમઇ."
દિલગીરી થયો બહુ શાહે યમન,
પજમુરદા થાયો મિસલ ગુલ સમન.[3]
દુખી થઈ દીલમે યમન શાહા કહે,
"એ દુખ્તર વગર કેમ જીવ આ રહે.

---

૧ ઝન યાને ઓરત. ૨, યમન શહેર, હાલના વખતમા "અરેબીઆ ફેલિક્સ" ને નામે જણાયલુ છે. ઇરાંન અને હિન્દુસ્થાંન સાથ તે મોટા વેપાર માટે જાણીતું હતું.

૩ સંપેલીના જેવું એક ઇરાંનમા થતું ફુલ, જે સમનને નામે જણાયલું છે, જેને સેહજબી ખરાબ પાણી લાગ્યાથી તુરતજ કરમાઇ જાય છે.

થશે રોજ રોશંન સિહા મેસ્લે શબ,[1]
નથી હાંમ હુંડે કે ખોલું હું લબ.
વજીરો અમીરોને કહું રાઝે મન,[2]
એકાએક મુજપર આ રંજો મહન."
૧૪૦

**યમનના શાહાએ ફરીદુનની માંગણી સ્વીકારી, અને શાહજાદાઓને નજરે જોવાની તેણે ખાએશ દેખાડી.**

યમનનો પાદશાહ આ પેગામ સાંભલી ઘણોજ વીચારમા પડયો, કેમકે તેને પોતાની દીકરીઓથી છુટું પડવા જરાબી ગમતું નહી હતું. તેણે જંન્દલને પોતાના મહેમાન તરીકે રાખ્યો, અને પોતે પોતાના દાનેશમંદ રફીકો અને દરબારીઓ સાથ મસલત ચલાવી. યમનના શાહે પોતાના દરબારીઓને કહ્યુ કેઃ—"જેમ મને મારી બેટીઓથી છુટું પડવા ગમતું નથી, તેમ ફરીદુન જેવા પાદશાહની માંગણી ના પાડવાની મારી હિંમત પણ થતી નથી. જ્યારે ફરીદુનની એવીજ મરજી છે, તો હું ના કહી શકતો નથી" શાહે યમને જન્દલને બીજે દાહડે જવાબ આપતાં, કહ્યું કેઃ—"હું શાહ ફરીદુનની ખાએશને મારે સર ચહડાઉ છું. મારી દીકરીઓને હું ફરીદુનના દીકરાઓ સાથ લગનના ગાંઠથી જોડવા રાજી છું, પણ તે આગમચ હું એ ત્રણે શાહજાદાઓને મારી નજરે જોવા ચાહુ છુ."

આ પેગાંમ લેઈ જંન્દલ તુરતજ શાહા ફરીદુન પાસ ગયો, અને શાહે યમનનો જવાબ ખુલાસા વાર જાહેર કરી, તે શાહી બાંનુઓની તારીફ ગાવા લાગ્યો. ૧૪૧

**જન્દલે સર્વ શાહનો પેગામ ફરીદુનને કહ્યો અને ફરીદુને પોતાના દીકરાઓને શીખામણ દીધી.**

"કરૂં શું સિફત શહેરીયારે યમન,
દાનાવ, દાનેશ, સરે અંન્જમન.[3]
દુખ્તર છે તણ, મિસલ માહેતાબ,
જવાંની 'ને જોબંનમા ખિલતા ગૂલાબ.
સિકલમા છે ત્રણે મિસલ મૂશ્તરી,
અદબ 'ને અદામા અજબ સુંન્દરી.
અગર જો જૂવે નાર એવી સરોશ,[4]
ચુંબન કરે ખાકને ખોઇ હોશ.

કિધી માંગણી તેમની તમ થકી,
પડી પાર છે મુજ દીલની વકી."
કહે એમ ફરીદુન "સિધારો યમન,
જઇને કરો તમ મહાબુબ પસંન.
અકળ હોશથી તમ કરજો કલાંમ,
સદા રાખજો તમ બિશીયાર હાંમ.
પૂછે તેનો દેજો વિચારી જવાબ,
ભુલતા કદીબી ન શાહી રૂઆબ.
પીસર તમ ઓલાદે છો પાદશા,
છે લાજમ હરદમ રહેો પારસા.[5]
સદા રહેજો રોશંન દિલે પાક દીન,
સદા રાખજો તમ સાબુત યકીન.

---

૧ શબ યાને રાત. ૨ રાઝે મન યાને મનનો ભેદ. ૩, સરે અન્જમન યાને અનજુમનનો સરદાર.
૪, સરોશ યઝદ. ૫ પારસા યાને પરહેજગાર.

કદમ ધરજો હરદમ તપાસી જમીન,
કદીબી ન ભુલતા ફર્જેઅઇન[1]

દુરંદેશ અકળમંદ છે શાહ યમંન,
નથી તેની સમ કોઈ બિજી અંન્જમંન.

કહું છું તમુને સૂણો મુજ વચન,
અમલ કરશો તે પર તો થાશે લગન.

ભરશે તે મેહેફીલ એક રોજ ખાસ,
કરશે તમારી અકળની તપાસ.

મચી રેહેશે મેહફીલમા જયારે રંગ,
થશે શાહા હાજર દુખ્તર સંગ.

હર એક સુંન્દર, હર એક સમાંન,
નાહ્નની કે મોટી દિસે એકસાંન.

કદમા કદાવર એક એક સંમ,
એક જ સરખી ત્રણની ચશંમ.

કંમર એક સરખી, નજર એકસાંન,
પીછાંની શકે નહીં કોઇ ઇનસાંન.

કહું જે તમુને, સૂણો ધીર ધરી,
જે આવે પેહલ્લી, તે નાંહની ખરી.

કદમ તેની પાછલ જે હુરી[2] ભરે,
તે બેહન સરવેમા વચલી ખરે.

સરવેમા મોટી જે છે ગુલ બદન,
સરવેની પાછલ તે કરશે ગમન.[3]

હવે સાંભલો મુજ દિલબંન્દ પેસર,
તમોમા જે મોટો છે તાજવર.

તે પાસ બેસી જશે નાંહની હુર,
બેસીને ચમકાવશે નુર પુર.

તમોમા જે નાહનો છે તાજદાર,
તે પાસ બેસી જશે નાંહની નાર.

બેસે જે વચલા બિરાદર પાસ,
વચલી બેહન જાણજો તેને ખાસ.

કસોટી થકી કરશે તે ઇમ્તેહાન,[4]
કરશે તમારી અકળની પિછાન.

પુછે જો તમને તે એવો સવાલ,
બતાવો કિયું મારૂં છે મોટું લાલ?

કિયું છે કહો મારૂં નાંહનુ ગોહર?
વચલી કઇ મારી છે દુખતર?

ગાફેલ બનીને ન કરતા હિસાબ,
દેજો બરાબર અકળથી જવાબ.

અગર રેહેશો હંમેશ તમો એકસંગ
ફતેહમંદ થાશે તમારો ઉમંગ."

* * *

સૂણી લઈ દાનાઇના આ વચંન,
પેદરના વચંનનુ કિધું ખુબ મનંન.

બની ખૂબ દાના બની હુશિયાર,
પેદરને છોડી નિકલીયા બહાર.

૧૪૨

## ફરીદુનના બેટાઓનુ યમંન શહેરમા પોતાની મોહોરદારોને જોવા માટે જવું.

પાદશાહ ફરીદુનના બેટાઓ યમન શહેરમા આવે છે, એવી ખબર જયારે યમનના સર્વ શાહાને થઇ, ત્યારે તેણે તેમને માનપાંન આપવા માટે મોટી હીલચાલ ચાલુ કીધી. એક જંગી લશ્કરની ફોજને એસ્તકબાલ જવા માટે તૈયાર કરાવી, અને મોટી ધામધુમ

---

૧ ફર્જે આઇન યાને ખુદાની ખરી ફરજ. ૨ હુરી યાને પરીના જેવી સુંન્દર.
૩, ગમન યાને ચાલવું, યા પ્રવેશ કરવું. ૪, ઇમ્તેહાન, યાને પરીક્ષા.

સાથ ફરીદુનના ત્રણે બેટાઓને યમન શહેરમા લશ્કરી અને શાહી માન સાથ દાખલ કીધા. યમનવાસીઓએ તેમને હરખે વધાવી લીધા. ગુલાબ અને સુગંધી પુલોનો લોકોએ તેમની ઉપર વરસાદ વરસાવ્યો.

યમન શાહે ફરીદુનના બેટાઓને બાદશાહી મેહલમાં ખાસ ઉતારો આપ્યો. યમનના પાદશાહે એક ખાસ મીજલસ ભરી રંગરાગ અને શરાબનો દોર ચાલુ કીધો. મહેફીલમાં રાંમશગરો ફરીદુનના શાહાજાદાઓની તારીફ ગાવા લાગી, અને દરબારીઓ પણુ તેઓની કીરતીના રાગ ગાવા પડયા. ૧૪૩

પોતાના ભત્રીજાના જમાઇઓની પરીક્ષા લેવાનો યમનના પાદશાહે ઠરાવ કીધો. તેણે એક મહેફીલ બનાવી ત્રણે શાહજાદાઓને ત્યાં બીરાજવાનુ ઇજન કીધું, અને તે મહેફીલમા પોતાની ચંદ્રમુખી બેટીઓને હાજર થવા ફરમાવ્યું. હુકમ મુજબ ત્રણે બેહનો એક એક પછી આવી મહેફીલમા બેઠી, અને યંમનના શાહે ત્રણે શાહજાદાઓને સવાલ કીધો કેઃ—"આ ત્રણેમાંથી નાહની બેહન કઇ છે, વચલી બેહન કઇ છે, અને મોટી બેહન કઇ છે, તે જણુાવો."

ફરીદુનના બેટાઓને જે સબક પોતાના બાપ પાસથી મલ્યો હતો, તે પ્રમાણે તેઓએ ત્રણે શાહજાદીઓને ઓળખાવી. શાહજાદાઓની આવી ચંચળાઇ જોઇ મહેફીલ ખુશી થઇ, અને શાબાસીના પુકારોથી દરબારે તેમને વધાવી લીધા.

યમનના શાહે પોતાની ત્રણે બેટીઓને તેમની ઉમરના પ્રમાણુ મુજબ ત્રણે શાહજાદાઓને સવાધીન કરી, અને પોતાના જમાઇની પરોણાગત કરવામા તેણે કાંઇબી કચાસ રાખી નહી.

## ફરીદુનના બેટાઓ ઉપર શાંહે યમને જાદુ ચલાવી તેમને બેજાર કરવું.

ગઇ રાત અરધી થયો વખ્તે ખાબ,
થયો બઝમ ઉપર ગાલેબ શરાબ.

કિધો એવો હુકંમ શાહે યમંન,
બનાવો બગીચાને મુલ્કે ચમંન.

સજી સેજ ખુબ આબગીરે ગુલાબ[1]
દલીરોએ કીધો બગીચે ખૂવાબ.

કિધો સર્વ શાહે બૂરો બહુ વિચાર,
દલેરોને જાદુથી કરવા બેજાર.

કિધો તેણે બરપા ઠંડો પવંન,
ગયાં તેથી સુકઇ ગુલ ગુલશંન.

વંનચર, જળચર 'ને પંખી તમાંમ,
અકડીને છોડી ન શકયાં મૂકાંમ.

૧ આબગીરે ગુલાબ યાને ગુલાબની હોજની પાળ ઉપર.

જોઈ આ બલાનો ગજબ ને ગઝંન્દ,
પિછાંની લિધો જાદુગરનો છે ફંન્દ.
કૂદી [1]સેજ પરથી મારી છલંગ,
જબાં પર લીધી ફરીદૂન નીરંગ.
અફસું પહડી કીધી મરદાંનગી,
તૂટી કુલ જાદુની હયરાંનગી.
પડી જયારે પાછી રૂડી બાંમદાદ,
નાબુદ થયો જાદુગરનો ફસાદ.
ઉભો આવી હસ્તો શાહે યમંન,
હયરત રહ્યા જોઈ કરતા ચમંન.
ખૂશીમા દિઠા ત્રણુ નૂરમંદ મર્દ,
નહી ગમ ચહેરે નહિ દીલે દર્દ.
આજેજ બની શાહ મનમે બળે,
પસ્તાઈ હાથોને તે મલમલે.[2]
તૂરત કીધી મજલીસ કરી ધૂંમધાંમ,
શરૂ કીધું શાદીની નોબતનુ કાંમ.

હાજર કિધી ત્રણુ દુખ્તર હુરી,
સિકલને અકલમા હતી જે પુરી.
હરચંદ કરતી ઉમંગ સંગ રંગ—
સદા ચંગ, મુરડંગ, મોરચંગ તરંગ.
નહી ગમ દિલમે, નહિ કાંઈ રંન્જ,
મગર ઝુલ્ફ ગુંઠવાનો રંન્જે શેકન્જ[3]
અદના 'ને આલા મલી અંન્જમંન,
સપૂરદ કિધા ત્રણુ સિતારે યમંન. ૧૪૪

મહેલે મચી શાદીની ધાંમધુંમ,
નાચી કૂદી રહી સખી ઝુંમઝુંમ.
સિતારો 'ને ઝાંઝર, દફ, મુરડંગ,
ધમકતાં ઢોલક, સુર, તાલ, ચંગ.
છમકતાં છમકલાં, અજબ રાગરંગ,
ચમકી રહ્યાં સફ્રિ સૂણી મોરચંગ.
મલી સાથ સરવે કરે ગાંન તાંન,
રીજવી રિજાવે દીએ માંનપાંન. ૧૪૫

## ફરીદુને પોતાના બેટાઓને કસી જોયા.

શાદીની ધુંમધાંમ પુરી થયા પછી ફરીદુનના શાહજાદાઓએ પોતાની મહાબુબો સાથ વતન ઇરાંન તરફ પાછું ફરવાની તૈયારી કીધી. યમંનના પાદશાહ સર્વ તરફથી ભેટ સોગાત લેઇ ત્રણે શાહજાદાઓ પોતાના વતંન ઇરાંન તરફ આવવા યમનથી નીકલ્યા.

ફરીદુને જયારે જાણ્યું કે તેના બેટાઓ પાછા ફરે છે, ત્યારે તેણે તેમની હિંમતની કસોટી કરવાનો ઠરાવ કીધો.

શાએર લખે છે કે ફરીદુન પાદશાહ એક ખુંખાર અઝદાહનું રૂપ ધારણ કરી, પુકારતો અને ફુંફારા મારતો પોતાના દીકરાઓ જે રસ્તે આવતા હતા તે તરફ તે ગયો, અને તેમની રાહ ઘેરી મારગમા તે આડો પડયો.

સૂણી શાહ ફરીદુન થાયો ખૂશાલ,
યમંનમા થઇ છે પીસરથી કમાલ.

ઉભા આવી સરહદ ઉપર સંગ સવાર,
લશ્કર રસાલા અને અહેલેકાર.

૧. સેજ યાને પલંગ. ૨. હાથોને મલમલે, યાને હાથોને ઘસે.
૩. રંન્જે શેકન્જ યાને (ઝુલ્ફો વાલવાની) મેહનત.

વલી સાથ મહાખુબ મનહર પરી,
પેસર સંગ સરહદ ઉપર છે ખડી.[1]

ફરીદુને દિલ માહે કીધો વિચાર,
પેસરની પરીક્ષા કરૂં હું લગાર.

કસોટી ઉપર હું કસી જોઉ હાંમ,
કરે છે ખરૂં કોણુ મરદાંની કાંમ.

તૂરત રૂપ ધારણુ કિધું અઝદહા,
પડયો આવી સરહદ ઘેરી રહા.

દિઠા જયારે ત્રણે પેસર દીલબંન્દ,
કિધો શોર ભારી ફુંકારી પવંન.

ઉડી ધૂલ હવામા જેહાં અંધકાર,
ગયું વંન લરજી આતશ વરાર.[2]

જોઇ આએ આફત નિકલીયો બહાર,
ફરીદુનનો બેટો સેલમ નામદાર.

ગયો લઇને ગુરજ઼ અને તલવાર,
દિઠો અઝદહા એક અતી ખુંન્ખાર.

દૂરંદેશ બની બોલીયો ખુદ કલાંમ,
'અઝદાહસે લડવું છે જાહેલ કાંમ.'

ગયો ત્યાંથી નહાસી, ફૂલ હાંગ ખોઇ,
લિધી બાપે હિંમત બેટાની જોઇ.

ગયો ત્યાંથી કરતો પેદર શોરોશાર,
ફુંઉ ફુંઉ ફૂંકારા, ધૂલાડું અપાર.

બિજા પુત સાંમે ગયો તે ધસી,
પલકમાં લિધી તેની હિંમત કસી.

ધરી હાંમ તુરે લિધી તીર કમાંન–
ને ચાલ્યું તે અઝદાહને કરવા બેજાંન.

જોતાંજ અઝદાહ ખોઇ તુરે હાંમ,
દુરંદેશ બની બોલીયો ખુદ કલાંમ.

'એક અઝદાહસે લડવાની શું છે જરૂર,
મારી હું એને શું થાવસ મશહુર?'

ડરી તુર દિલમા થયો લાજવર્દ,[3]
ગયો ત્યાંથી નહાસી બની નામર્દ.
૪૯૦૦

ગયો જંગી નાંહનો પેસર પીલતંન,
થયો રૂબરૂ જોઈ અઝદાહનુ તંન.

તૂરત ખેંચી શમ્શીર કીધો પૂકાર,
'નિકલ રાહથી દુર થા ઓ નાબકાર?

નથી જાણુતો શું ફરીદુનનું નાંમ,
કે લડવાની હમ સંગ ભીડી છે હાંમ?

હમો ત્રણ છંએ ફરીદુંન પેસર,
ગુરજ઼ મારનારા શમ્શીરગર.

અગર જો થશે તું નહી હ્યાંથી દુર,
બેજાંન તુંને કરસ હું જરૂર.'
૧૪૬

એરચે તુરતજ પોતાની કમાંનનો ચીલ્લો ચહડાવી તીર વડે તે અઝદાહને વિંધી નાખવાનો ઠરાવ કીધો. પેલા અઝદાહે (એટલે ફરીદુને પોતાના બેટાની) એવી હિંમત જોઇ તે તુરતજ એરચની નજર આગલથી બેમાલુમ થઇ ગયો, અને થોડી વારમા તે ફરીદુન તરીકે પોતાના ત્રણે દીકરાઓ આગલ આવી ઉભો. એવી રીતે પોતાના દીકરાઓની દલેરી અને હિંમતની ફરીદુને પરીક્ષા કરી લીધી. ત્યાર પછી રેવાજ અને રસમ મુજબ મોટી ધાંમધુમ સાથે પોતાના ત્રણે બેટાઓને ફરીદુને ખુશી ભરયો આવકાર આપ્યો.

---

૧. ખડી યાને ઉભી છે.   ૨. વરાર યાને વરાળ.   ૩. થયો લાજ વર્દ યાને ફીકકો પડી ગયો.

## ફરીદુને પોતાના બેટાઓની બાંનુઓને નામથી નવાજી.

એ પછી ફરીદુને પોતાના ત્રણે બેટાઓને નામથી નવાજ્યા. વડાનુ નામ તેણે સેલમ આપ્યું, વચલાનું નામ તુર આપ્યું, અને નાંહનાનુ નામ એરચ[1] આપ્યુ.

એ પછી ફરીદુને સેલમની બાંનુને "આર્ઝુ," તુરની બાંનુને "આઝાદેખુછ," અને એરચની મહાબુબને "સહી" એવાં નામો આપ્યાં.

## ફરીદુન પોતાના બેટાઓનુ નસીબ જુવે છે.

ફરીદુન પોતે સેતારેશનાસીના હુન્નર અંદર પુરવીણુ હતો. પોતે મોટી ઉંમરે પુગ્યાથી પોતાની બોહોલી સલતનતના ભાગો કરી, તેણે પોતાના દીકરાઓને તે વેંહચી આપવાનો ઠરાવ કીધો. નાંહનો દીકરો એરચ તેનો સર્વથી વધારે વાહલો હતો. સલતનતની વેહચણી કરવા આગમજ ફરીદુને પોતાના દીકરાઓના ગ્રહની ચલન જોઇ, તો એરચના ગ્રહની ચાલ તેને ઘણીજ ખરાબ માલમ પડી, કેમકે આસમાંન તેની ઉપર રૂઠેલું માલમ પડયું.

### ફરીદુનનો અફસોસ.

દુખી થાયો જોઇ સિતારાની ચાલ,
ભવિશ જોયું એરચનું હાલહવાલ.

થયો ભેદ જાહેર આસમાંનનો,
તૂટો દોર ફરીદુન અરમાંનનો.

બુલાવી બૂજોર્ગોને પોતાની પાસ,
કીધી ફરીદુને મસ્લત ખાસ.

કરી સલતનતના તૂરત ભાગ ત્રણ,
ફરીદુંને વેંહચવાનું કીધું પસંન.

રૂમ[2] સંગ [3]ખાવર, બિજો તૂરકો ચીન,
ત્રીજો દશ્તે ગોર્દાનો[4] ઇરાંન જમીન.

રૂમ અને ખાવર મુલ્કે ઝરરીન,
બક્ષી સેલમને તે સુંન્દર જમીન.

ઈનાયત કિધું તુરને કુલ તૂરાંન,
વલી આપીયો દેશ [5]ચીનનો મહાંન.

---

૧ એરચને અવસ્તામા "અઈર્યવ" કહ્યો છે, અને બુનદેહેશમા "અઇરજ" ને નામે વર્ણવ્યો છે. મીરખુંદ પ્રમાણે વતન ઇરાંનનું નામ અસલ "ઇરજ" ઉપરથી પડયુ હતું. અવસ્તામા "અઇર્યવ" (એટલે એરચ) ઉપરથી "અઈરન" (એટલે ઇરાંન) શબ્દ નીકલ્યો છે. વિદવાંન જોન માલકમના વિચાર પ્રમાણે પારસીના પુરાતન વતન ઇરાંનનું નામ "એરચ" ઉપરથીજ પડયુ છે. શાહાનામું. નાયબ દસ્તુર મીનોચેહર.

૨. રૂમ તે ખાલદીયા અને એસીર્યાનાં પ્રાંતો હોવા જોઇએ. ઈરાંનીઓ યુરપના મુલકોને રૂમને નામે ઓળખતા હતા, અને તેથીજ ગ્રીસને રૂમને નામે ઓળખવામાં આવતું હતું. કેટલાકો રૂમ અને ખાવરને હાલમાં જણાયલા "રશીઆ" સાથ સરખાવે છે. શાહાનામું. નાયબ દસ્તુર મીનોચેહર.

૩. ઇરાંનની પશ્ચીમ તરફના મુલકોને ખાવર કહેવામાં આવે છે. શાહનામુ. કુવાર બીરાદરો.

૪. દશ્તે ગોર્દાન યાને પહેલવાંનનોનું મયદાંન. ૫ ચીનાઈ તારતરીના મુલકને ઈરાંનીઓ ચીનને નામે ઓળખતા હતા. અવસ્તામાં એ ચીનના મુલકને "સાઇનિનામ દખ્યુનામ" કહયો છે.

શાહાનામુ. નાયબ દસ્તુર મીનોચહેર.

બાદઅ ફરીદુને કીધું પસંન,
એરચ થકી કુલ ઈરાંન વતંન.

વલી સાથ દસ્તે નીઆવરાંન,[1]
કિધી તખ્તે શાહી કુલ કુરબાંન.

ખૂશી કુલ રૈયત થઇ શાદમાંન,
ખૂશી પહેલવાંનો, ખૂશી મર્ઝબાંન.

ખૂશી કુલ અમીરો, ખૂશી કુલ દલીર,
થયો શાહા [2]એરચ આલંમગીર.

થયાં સાલ કંઇ એક સરાસર પસાર,
ફરીદુંને ખોયો જવાંની બહાર.

ઘૂંમતી ઉભી રહી પિરી[3] સર ઉપર,
ફરી ફરઝંન્દોની લોભી નજર.
૧૪૭

## ઇન્સાંનનો દુનાઇ લોભ.

જમાનાની ગીરદેશ, સિતારાની ચાલ,
ઇન્સાંનની સરજત પાંમે જવાલ.

કરે જ્યારે બેહુંધી ઇન્સાંન વાત,
ગણુજે તું તેને ખરો બદસીફાત.

બિજાની કિરત જોઈ ના કરતો ગંમ,
થતો ના નિરાસી અગનમા ભસંમ.

બની બેમૂરવ્વત અરે બદલગાંમ,
બકે વેશ ધારી ચલકતા કલાંમ.

અગર હોય ઝાજી અકલ નહિ પાસ,
તો ખાંમોશીનો પહેરી લેજે લેબાસ.

જગતમા તવંગર છે ફકત એક,
નથી લોભ જેને, ખરો તેજ નેક.

## સેલમે પોતાના ભાઇ તુર ઉપર લખેલો રૂક્કો.

હવે સાંભલો હમદિનો દીલજાંન,
કિધું શું સલમે કરૂ છું બયાંન.

ફરીદુન થયો જયારે બૂઝૂર્ગવાર,
થયો લોભ સેલમ દિલમાં બિદાર.

પસંદ નહિ પડી તેને બક્ષીસ પેદર,
ધરી દવેશ દીલે થયો બેસબર.

"મને રૂમ સંગ આપી ખાવર જમીન,
લિધો હક છીનવી, બની બેયકીન.

હતો તખ્તે ઈરાંન ઉપર મારો હક,
ફરીદુને દુબાડીયો બેધડક.

થયો છે ઇન્સાફ પેદરથી ગલત,
એરચને આપી બુલંન્દ સલતનત.'

ધરી કીનો દિલમે થયો જોસદાર,
રવાના કિધો તુર તરફ અહેલેકાર.[4]

લખાવટ કિધી ખૂબ ફિતુરી તમાંમ,
ફરેબથી ભરેલા હતા તે કલાંમ.

"અવલ જણાં પર ધરી રબ નાંમ,
દુઆ તુંજ હકમા ગૂજારૂં તમામ.

કહું શું હકિકત અએ શાહે ચીન,
અકલમંદ, દાંનેશ, દિલે દુરબીન.

કિધો છે ફરીદુને ઇન્સાફ ગલત,
એરચને આપી બુલંન્દ સલતનત.

દૂરંદેશ બિરાદર જરા કર ખીયાલ,
થયા હક પામાલ હતા જે હલાલ.

---

૧. નીઆવરાંન યાને નેજા મારનારાઓનું મયદાંન. ૨ એરચે ફકત બાર વરશ ઇરાંન ઉપર રાજ કીધું હતું. ૩ પીરી યાને બુઢાપો. ૪ અહેલેકાર યાને પૈગામ લઇ જનાર.

હતો જો કે ઉંમરમા હું વડીલ,
અને જોર તનમા મિસલ એક પીલ.

છતાં હક મારો લૂટાઈ ગયો,
એરચ ખાતર ઝૂંટાઈ ગયો.

ભલે આપીયું મુજને નહિ ઈરાંન,
તો બેશક હતો તારો હક બેગુમાંન.

કરે કેમ તાંમોશ જીગર એવો ગમ,
ફાટે છે છાતી જોઇ એ સિતમ.

યમ'ન સંગ 'ઈરાંનો દશ્તે યલાંન,'
એરચને આપી દિધું મોટું માન.

મને આપી ખાવરની ખાલી જમીન,
તુંને આપી દીધું બિયાબાંન ચીન.

મને એવી બક્ષેસ છે નાકબુલ,
પડે એવી શાહી ઉપર ખાકો-ધુલ."

## સેલમને મળવા તુરનુ ખાવર તરફ જવું.

પહડી રૂક્કો થાયો પરેશાંન તુર,
ચહડયું તેને અંગે શયતાંની સુર.

મ્હોડેથી કીધો રવાના જવાબ,
કહે કે "હું આવું છુ ખાવર સેતાબ.

મલી સંગ મસલત છે કરવી રવા,
નિકલું છું એકદમ ખાવર જવા.

હતા જ્યારે હમ ભાઈ નાદાં પેસર,
બનીયો ફરીદુન બેદાદગર.

જે ઝાડ રોપ્યું તુંએ તારે હાત,
મોસંમ બહારે થશે ફલ-પાત.

ઝેહેર પાત તેના, ધશે ફલ લહુ,
થશે ત્યારે આબાદ, બરબાદ સહુ."
૧૪૮

## તુર અને સેલમની મસલત. ફરીદુન ઉપર તુર અને સેલમે પેગાંમ મોકલવો.

સેલમની સાથ મસલત કરવા તુર એકદમ ખાવર તરફ નીકલી ગયો, અને ત્યાં પુગતાંજ સેલમ સાથ આ અગત્યના સવાલ ઉપર તુરે મસલત ચલાવી. તુરના મગજમા શયતાંન ભરાયો, અને તુરતજ તેઓએ પોતાના બાપ ફરીદુન ઉપર એક કાસદને પેગાંમ આપી રવાના કીધો. બંને ભાઇઓએ તે કાસદને તાકીદે નીકલી જવા જણાવ્યું.

"ઉડતો તું જા જલ્દ ઓ નેક મરદ,
પકડે નહીં તુને બાદો-ગરદ[1]

ફરીદૂનને કહેજે કરીને સલાંમ,
બાદઅજ તું કહેજે હમારા કલાંમ.

કે અએ શાહે આલમ, ગેતી પનાહ,
હમોએ કિધો છે શું એવો ગુનાહ.

તૂંને શાહ લાજમ તર્સે ખૂદા-
ગેતી મિનોઇમે હરદમ સદા.

જવાંનીની પાછલ જઇફી સૂફેદ-
સદા રાખવી બસ તેની ઉમેદ.

સૂફેદ કેસ કાળા ન બનશે કદી,
કજાની કદીબી ન ફરશે ગતી.

કિધી તુંએ યંગ્રદાં તરફ નહિ નજર,
કિધી [2]કાસ્તી વંન કરવે ફકર.

હતા હમ ત્રણે તારા પેસર,
બૂજી નહિ લાયકની લાયક કદર.

---

૧. બાદો ગરદ યાને હવા અને ધુલ. ૨. કાસ્તી યાને ગેરઇનસાફ.

કીધો શું એવો સલમે કસુર,
કીધો તુંએ તેને દુનિયાથી દુર.
ખતા તુરથી શું એવી થઇ,
રવાના કિધો તેને આફત મહી.
એરચને આપ્યું તુંએ તારૂં તાજ,
નજર પાસ રાખી કરાવે તું નાજ.
નથી હમ કમ્તર પેદર ખુંનથી,
અવલાદે છંએ ફરીદુનથી.
અગર રાસ્તી નહિ કરે અખ્તીયાર,
જગતમાં ન પાંમે કદી તું કરાર.
નજરથી તું એરચને દુર કર,
કર તાજથી તેનું બેતાજ સર.
કર દુર કોઇ તેને વેરાંનમા,
રહે હમ સમ તે જગ જહાંનમા.
અગર કાંમ એ જો તું કરશે નહીં,
કદિબી તૂં જંપીને ઠરશે નહીં.
જેહાં તંગ કરવા લડશું હમો,
મારીને એરચ, મરશું હમો.
હજારો રૂમીઓનું લશ્કર દલીર,
જંગમા ઉતરશે લઈ શમ્શીર.
તૂરકી સિપાહા પડશે મેદાંન,
કાહડીશું ઈરાંન ને એરચનો ઘાંન"

## ફરીદુને પોતાના બેટાઓનો પેગાંમ સાંભલી, તેમને શ્રાપ દઇને જવાબ મોકલવો.

આ પેગાંમ લઇને ફરમાબ્યા મુજબ તુર અને સેલમના કાસદ ઇરાંન તરફ નીકલી ગયો. ફરીદુનને એ કાસદના આવવા વીશેની નકીબોએ ખબર આપી. ફરીદુંને તે કાસદને માન આપી દરબારમે બોલાવી પોતાના દીકરાઓની ખબર અંતર પુછી[૧૪૯] કાસદે પોતાના શાહાની તરફથી લાવેલો પેગામ ફરીદુન આગલ કહી સંભલાવ્યો, અને પોતાના જીવને માટે તેણે માફી ચાહી. ફરીદુન સેલમ અને તુરનો પેગાંમ સાંભલી ઘણોજ ગુસ્સે થઇ બોલ્યોઃ—

"ના ડર તું દિલમા એ મર્દ હુશીયાર,
ખતાવાર એમાં નથી તું લગાર.
હતો મારો એવો જ હરદંમ વિચાર,
થશે આખીરશ એજ અંજાંમે કાર.
કહેજે તે નાપાકોને આ સૂખંન,
પુરા છો તંમ ખસ્લતે હેરેમંન.
રાખી ન આંખોમે કંઇબી શરંમ,
પેદરની પીરીનો નહિં કીધો ગંમ.
જીગરમાં જરાબી ન રાખી વફા,
થઇ હોશ નાબુદ અકલ દફા.
જમાનો જવાંનીનો થાયો ખતંમ,
થયા બાલ સુફેદ, નથી તેનો ગંમ.
કિધી મારી આસ્માને વાંકી કંમર,
મગર છું જવાંનીથી બિલકુલ તર.
થશે સંઉની વાંકી કંમર એક વાર,
નથી જેહાંનમે કોઇબી પાયદાર.
કસંમ લેઇ કહું છું ખુદા પાકના,
કસંમ છે ખૂરશીદ, સિહા ખાકના.
કસંમ તખ્તો-કોલાહ, સિતારાને માહ,
નથી બંને પર મારી બુરી નેગાહ.
ભૂલાવી કિધી મે જમા અંન્જમંન,
દુરંદેશ, દાના, અકલમંદ સજન.
મલી સંગ મસ્લત કિધી વાર વાર,
પછી મે કિધો વાંટણીનો વિચાર.

ગયું દિલ તમારૂં છે મુજથી ફરી,
નથી રહિ ચશ્મમાં શરમની જરી.
ચહડીયો દેમાગે ગરૂરનો પવંન,
રહાબર તમારો થયો અહેરેમંન.
પેદર સંગ ચલંન તમ ગુનાહે અઝીમ,
નહી માફ હરગેજ કરશે કરીમ.
ઘુંમે સર તમારે કજા ઘંમકાર,
નોબત ગજબની, અજબ ચંમકાર.
લરજતી પેદરની ગરજતી ગતી,
ફફડતી ફિતુરથી ઘટી ગઇ મતી.
પુકારી ગુજારૂં અરજ જગ પતી,
રખે પુત તમ સંમ જગત જંનતી.
થયો લોભ સર પર તમ છે સવાર,
થશે તેથી જીંદગી તમારી ખૂવાર.
કહુ રાસ્ત આખર એ જાણો વચંન,
"કરો તેવું પામો" એ કરજો મનંન.
થશે લોભ દુર જયારે તંનથી તમાંમ.
ખજાનાને ગણશો ત્યારે નકાંમ.
થશે લોભ દિલમાંથી જયારે ખતંમ,
ખજાનાને જોશો તમો ખાક સમ.
બિરાદરથી જીયાદા ગણે જે ખાક,[1]
ગણાએ નહિ તેની અવલાદ પાક.
દુનીઆએ જોયા છે તમ સમ હજાર,
નથી કોઇની તે બની તાબેદાર.
કરો હોય ઇલાજ જો કંઈ ખબર,
કરે માફ મીનોઇમે કેરફેગર.
થશે છુટકો કેમ રોજે-શુમાર,[2]
કરે માફ નહિ જો ખતા કેરદેગાર."
સૂણી ધ્યાંનથી સર્વ ગૂફતારે શાહ,
લિધી કાસદે ત્યાંથી ખાવર રાહ.

## એરચ આગલ તેના ભાઇઓના પેગાંમની હકીકત કહી ફરીદુન ગમગીન થયો, અને લડાઇની તૈયારી કરવા તેને સમજાવ્યો.

ફરીદુને આ નાખુશ ખબર એરચને બુલાવી જાહેર કીધી. તેણે એરચને કહ્યું કેઃ— "તારા ભાઇઓ તારી તરફ અદેખા થયા છે, અને જે વખત જાય છે તેમા તેઓ તારી સાંગે લડાઇ ઉઠાવવા બાહાર પડશે, વાસ્તે તુંને હવે લડાઇની તઈયારી કરવી જોઇએ. અગરજો તુંને તારા જીવની દરકાર હોય, તો એકદમ ખજાનાનો દરવાજો ખોલ અને લડાઇની તમામ સામગ્રી તૈયાર કર. દુનીયામાં તુંને દોસ્ત શોધવાની અગત નથી, નીરદોશપણું અને સચાઇ એ બેજ તારા દોસ્ત છે."

## એરચે ફરીદુનને જવાબ દીધો.

"સાંભલ અએ પાક ફરરોખ પેદર,
જમાનાની ગીરદેશ પર કર નજર.
એ ગરદીશનો ગંમ છે ના રવા,
એ ગમની નથી આએ જગમે દવા.
કરમાવે છે તે ગૂલે અર્ઘવાંન,
કરે છે સિહા તે રોશંન રવાંન.
નાકાંમ દુનિયા, નાકાંમ ગંન્જ,
જવું છોડી આખર છે દિન પંન્જ.[3]

---

૧. શાએર ફિરદોસી દોલત અને ખજાનાને ખાક સાથ સરખાવે છે.
૨ રોજે શુમાર યાને કિઆમતને દાહડે. ૩ દીન પંન્જ યાને પાંચ દાહડા.

"એક રોજ બિછાંનુ જમીન ખાક છે,
થશે ઇંટ તકિયો, જીવ પાક છે.
કંઈ કંઇ શહેરીયાર ચાલી ગયા,
મુકી તાજ ને તખ્ત ખાલી ગયા.
થયું તે થયું, ના થયું તે થશે,
ગયું તે ગયું, 'ને રહ્યું તે જશે.
રજા આપ રાજી થવસ શહેરીયાર,
કરૂં જઇ બદીને કુલ ખાર જાર.
નથી ચાહતો લેવા હું તખ્તો તાજ,
નથી ચાહતો કરવા ઇરાંન રાજ.
જઈ ભાઈ પાસે કરૂ હું નમંન,
ચુંમી દસ્તો પાંઉ, પડીને ચરંન.
બાદઅ નમીને કરસ હું કલાંમ,
કે છે ભાઇ નાંહનો તમારો ગૂલાંમ.
કરો કાંય નાખૂશ ફરીદુન પાક,
કિનાને કપટથી કરો ના હલાક.
કાં બાંધો ગેતી ઉપર તંમ ઉમેદ,
જૂવો કેવી રીતે મૂવો જંમશેદ.
ચલંન ચર્ખે કોહંન, બૂરી તેની સંગ,
ગયો છોડી શાહી બનીને બતંગ.
એક રોજ છે મારો કિસ્સો તમાંમ,
દૂનિયામે કાયંમ નથી કોઈ નામ."
વિનવીને એરચ પેદરને કહે,
"જવા દે મને બાપ કાં ગમ સહે.
સખૂન કહી જબાંથી મીઠું મધુર,
મનાવી હું લેવસ સેલમ સંગ તુર."

### ફરીદુને એરચને ભાઇઓ પાસે જવાની રજા આપી.

એરચના સખુનો સાંભલી ફરીદુને તેમા કાંઇક દુરંદેશી જોઈ. ફરીદુને સેલમ અને તુરની પાસે જવાંની એરચને રજા આપી. ફરીદુને એરચને કહ્યુ કે:—"અએ અકલમંદ અને દયાલુ દીલના મારા સપુત, તારૂં દીલ દયાલુ છે. તારા ભાઇઓ જયારે તારી સાથ લડાઈ શોધે છે, ત્યારે તું તેમને મલીને સુલ્લેહ કરવા ચાહે છે. અગરજો તારો એવોજ વીચાર છે, તો તું ભલે જા. તારી સાથે તારા રસાલેદારોને આવવાનો હુકમ ફરમાવ, કે તેઓ સફરની તૈયારી કરે. હું એક નામું લખી તેઓ ઉપર ગોકલું છે, અને તુંને તંન્દરોસત જલ્દી પાછો ફરેલો જોવાની ઉમેદ રાખુ છુ."[૧૫૦]

### ફરીદુને એક રૂક્કો નીચે પ્રમાણે પોતાના બેટાઓ ઉપર લખ્યો.

"જબાં પર ધરી રખનુ નેકનાંમ—
જે જાહેર 'ને બાતેન રહે છે મુદાંમ.
બાદઅ લખું અએ પેસર દિલબંન્દ,
એ ખૂરશેદ તમ છો, કિયાંની બૂલંન્દ.
બે સંન્ગી, બે જંન્ગી, શાહે જમીન,
રહો તમ આલંમમે બેગુઝીન.[૧]
લખું હાલે દીલ શું, છે ભારી રંજ,
નથી જોઇતી કોલાહ, લશ્કર કે ગંજ.

૧ નેકીને પસંદ કરનાર.

## શાહજાદા એરચ, તુર, અને સેલમ.




એરચઃ--

ના કામ દુનિયાં, ના કાંમ ગંજ,
જવું છોડી આખર, છે દીન પંન્જ.
એક રોજ બિછાંનુ જમીન ખાક છે,
થશે ઈંટ તકિયો, જીવ પાક છે.
કંઇ કંઇ શેહેરીયાર ચાલી ગયા,
મૂકી તાજ ને તખ્ત, ખાલી ગયા,
થયું તે થયું, ના થયું તે થશે,
ગયું તે ગયું, ને રહ્યું તે જશે.

ગૂજાર્‌ હુવા એવી જઇફીમે હાલ,
રહો ત્રણ ફરજંન્દ સદા ખૂશાખૂશાલ.
બિરાદર એરચ તમ ભાઇજાંન,
આવ્યો છે ચાલી તમારે મકાંન.
નથી એણે કોઇને દિધો રંજ ખાસ,
નથી એને કીધા કોઇને નિરાસ.
સૂણી દૂખ તમારાં થયો બેકરાર,
એ આવ્યો છે જોવા તમારાં દિદાર.
તજી તાજ 'ને તખ્ત, તજી અફસરી,
તજી શહેનશાહી, તજી સરવરી.
તજીને મહોબત તજી રાજ પાત,
એ આવ્યો છે કરવા સૂલ્હેની વાત.

તખત પરથી ઉતરી થયો છે સવાર.
એ આવ્યો છે તમ પાસ થઇ તાબેદાર.
શાહીથી ભાઇ ગણેછ એ અજીજ,
નથી ભાઈ કરતાં વધુ કોઈ ચીજ."
[1]નવીસ્તો લખીને કિધી [2]મોહારે શાહ,
લિધી શાહ એરચે ખાવરની રાહ.
લિધા સંગ રફીકો, જવાંનો, પીર,
લિધા સંગ થોડા સિપાહો દલીર.
નિકલીયો તે છોડી વતન ઘર ને બાર,
જૂદાઇથી ફરીદુન થયો બેકરાર.
૧૫૧

## એરચનુ ખાવરના મુલકમા જઇ પુગવું. તુર અને સેલમનુ ફીતુર.

એરચ પોતાના રસાલા સાથ સેલમના મુલકમા જઇ પુગ્યો. તુર અને સેલમ પોતાના કાળાં કરમો કરવા તલપી રેલ્લા હતા. એરચના આવી પુગવાની ખબર તેમને મલતાંજ તેઓ તેને એસ્તકબાલ લેવા પોતાના લશ્કર સાથ સામે ગયા, અને એરચને શાહી આવકાર આપી તેને શહેરમા દાખલ કીધો. તમામ લશકર એરચનો રૂઆબ અને દબદબ જોઈ તેની ઉપર આફરીન કરવા લાગ્યું. પોતાના લશકરની આવી વલણુ જોઈ, તુર અને સેલમ એરચ તરફ વધારે અદેખા બની બળવા લાગ્યા

મલી સંગ બિરાદર કરે ગૂફ્તગુ,
કરે બે ફિતુરી વધું જૂસ્તજુ.
હતા બે કિનાખોર ફિતુરી ખરે,
હતો એક ભલો લાખોમા નહી જડે.
હતા બે વહેશી કપટના ગૂલાંમ.
હતો એક દાના દયાલુ તમાંમ.

હતા બે લોભી હવસના નફર,
હતો એક સંતોશી દિલમા સબર.
હતા બે ખુંની બૂરા બદગૂમાંન,
હતો એક નિરદોશ રોશંન રવાંન.
હતા બે જલ્લાદ, કિનાથી ગરમ,
હતો એક આદિલ, ચશમમે શરંમ.
૧૫૨

## બીજે દીને તુરે એરચની મુલાકાત લીધી.

બીજે દાહડે એરચની મુલાકાતે બંને ભાઇઓ ગયા. તેમને આવતા જોઇ એરચ તેઓને માન આપવા તેમની સામે ગયો, અને બગલગીરી કરી બંને ભાઇઓને નમન કીધું. બને જન વચ્ચે વાતચીત ચાલી રહી. તુર કે જેને એરચ સાથે કેવી રીતે કાંમ લેવું, તે યોજી

1 નવીસ્તા યાને પ્રુકો. 2 મોહારે શાહ, યાને શાહી મોહોર.

રાખેલું હતું, તેણે છેડતી શોધવાની મતલબથી વાત છેડી. તુરે કહ્યું કે:—"આ શું પેદર ફરીદુનનો ગેરઈનસાફ નથી, કે તું નાહનો ભાઇ ઈરાંન જેવી બુલંદ સલતનતનો માલેક ગણાય, અને હમો ખાવર અને તુરકસ્તાંન જેવાં મુલકમાં દુનીયાથી દુર, વતનથી દુર, અને પેદરથી દુર પડી રહીએ ?"

કહ્યુ તુરે એરચ તરફ જોઇને,
"તું આવ્યો છે તારી અકલ ખોઇને.
વાતો કરે છે અકલથી ભરી.
કરે છે હમો પર તું અફસરી.
હમારાથી નાહનો થઈ ભાઈ તું,
કરે કેમ જ્યાદા શરીફાઈ તું.
બૂજોર્ગીની કોલાહ સર પર ધરી,
ડોળે ડહાપણ વાતો કરી ?
ચહડી બેઠો ઇરાંનના તખ્ત પર,
શું હું તારી ખિદમતમે બાંધુ કંમર ?
વડો ભાઈ વતંનની રહે હદ બહાર,
બને કેમ નહાંનો બુજોર્ગવાર ?
ગજબ છે ફરીદુને ખોયું યકીન,
ભૂલીયો જીગરથી તે ફર્જે અઇન.
દિધું [1]એને ખાવર, મને દીધું ચીન,
તૂંને આપી ઈરાંનની સર જમીન.
શું આ તેનો ઈન્સાફ, આ તેનુ કાંમ ?
આલંમમે થાજો બૂરૂં તેનુ નાંમ."

* * *

નમી એરચે એમ બોલી જબાંન,
"રહેો શાહે તુરાંન તું શાદમાંન.
અગર દીલની તુંજ છે એ મૂરાદ,
કસંમ છે ખુદાના, કરૂં તુંને શાદ.
નથી તાજ જોઇતું મને રાજ સાથ,
નથી શાહી ચાહતો, નહી કાંઇ ઠાઠ.
નથી ચાહતો ઈરાંનની સર જમીન,
નથી ચાહતો તુરાંન, ખાવર કે ચીન.
ઈન્સાંન અગર જો ચહડે આસમાંન,
છે ખાકમા તેનું આખર મકાંન.
અગર કિર્તી પાંમી ચહડે જો ગગંન.
પલકમા કજા આવી કરશે દફંન.
બની શાહે ઇરાંન બેજાર છું,
દેવા તમુને હું તૈયાર છું.
છે તખ્તો કોલાહ જંજાલ સર,
તમુને હું સોંપુ, ખૂશી છે જીગર.
નથી તમ સાથે મને કાંઈ વેર,
બની ભાઇ મારા કરો કાંય કહેર ?
કરૂં તાબેદારી, ગણી મુજ ધરમ,
કરો કાં કીનાનુ બાજાર ગરમ.
૧૫૩

## તુરનો કોફ એરચ ઉપર.

પૂકારીને તુરે કિધો એક અવાજ,
'બંધ કર જબાં તારી એ [2]જાલસાજ.'
પીલંગ સમ તુરે મારી છલંગ,
કપટ આગ અંગે, અજબ મન તરંગ.
ફલંગ મારી કુરસીને ઉંચકી તરત,
ઘૂંમાવી ગજબથી સરપર સખત.
બદંન બળ કંપે કપટ વેરથી,
મારી તે એરચને કહેરથી.
કહ્યુ એરચે "અએ બિરાદર તુર,
બને કેમ એટલો તું [3]બેશહુર.

[1] એને એટલે સેલમને. [2] જાલસાજ યાને મકકરબાજ, ફિતુરી. [3] બેશહુર યાને વીચાર વગરનો. બેશરમ.

અરે ભાઈ મારા કરે શું ગજબ,
ભરે કાં દેમાગે કિનો તું અજબ.

ખુદાના ડરનો જરા કર ગમ,
પેદરની જરાબી તો કર તું શરમ.

મને મારી શું તું કરે મારૂં ખુંન?
કિધો શું ગુનાહ કે ચહડીયું ઝનુંન?

કરે કાં કબજ઼ મૂજ જવાંની [1]અબસ,
જરા કર જમાનાનો દિલમા તરસ.

અરે ભાઇ તુર તું જરા કર વિચાર,
તૂંને છોડશે નહિ જમાનો જીન્હાર.

આ દુનિયાને એકદમ કરી હું તરક,
પડું એક ખુંણે જઈ બેધડક.

કરે ભાઇનુ ખુંન બાંધી કમર,
રહેશે કહાં તક તું હ્યાં અમર."

* * *

ઘણુંબી કહ્યું એરચે તુરને,
દિલે નહિ દયા તે હતી ક્રૂરને.

અગન ભડકી અંગે, જલંન [2]રૂમરૂમ
બદંન [3]ખટકે [4]ખંગે ચહડી ખુંન ઝુમ.

ધરી ઝુંમ ઉઠીયો લઈ નેમ બૂરી
તૂરત ખેંચી કહાડી છુંપી એક છૂરી.

જરબ કીધો કાતીલ, ચીરીયું જીગર,
પડયો ખાઇ ઘુંમરી, જમીનની ઉપર.

થયું લોહી જારી, જખમ આરપાર,
સિનામાથી વહેતી થઈ લોહી ધાર.

વહી લોહી ખાલી થયું જયારે તન,
થયું જ્યારે ઠંડુ બરફ઼ સંમ બદન.

લિધી તુરે કાતીલ છૂરી ધારદાર,
ખતમ કીધું ખુંનીએ બરગશ્તે કાર.

કિધું તનથી જુદુ કાપીને સર,
ભરી [5]મુશ્ક અંબર, કિધું ખુબ તર.

સજીને સુગંધી કિધો દુર વાસ,
રવાના કિધું તે ફ્રીદુન પાસ.

મોકલાવી પયગાંમ સાથે પિછાંન,
'જો તારો દિકરો શાહે જેહાંન.

ભલે આપ એને હવે તખ્તો તાજ
ભલે કર એને હવે સરફ્રરાજ.'

* * *

અરે! એ જેહાં! કેમ સંગદીલ થઇ!
અશો પર તું કેમ તંગદીલ થઇ!

હતું જે ખિલેલુ ગુલ બાગમા,
પડયું તે કરમાઇ જઇ ખાકમા.

થયુ મુખ સુર્ખાબ, હતું જે લાલ,
ગયો લહુથી રંગાઈ રંગે ગૂલાલ.

લહુની નહેર ખાક નાળું થયું,
આ ખુંનથી તુર તારૂં કાળું થયું.

અલમ હોજો ભારી તું પર ભારોભાર,
સિતમની સવારી તું પર હારોહાર.

કહેરે ઇલાહી પડો તુંજ પર,
બની ભાઇ ચિરીયું ભાઈનુ જીગર.

## તુર અને સેલમે ફ્રીદુન પાસ એરચના કફ્રંનને મોકલવું.

એરચના પાછા ફ્રરવાની ફ્રીદુન ઘણોજ ઇનિતેજારીથી રાહ જોતો હતો. તેનો પાછા ફ્રરવાનો સમો થતાં ફ્રીદુન પોતાના રસાલા સાથ એરચને એસ્તકબાલ લેવા જવા

---

૧ અબસ યાને નાહક-ફોકટ. ૨. રૂમરૂમ યાને આંગ ઉપરના રૂવે રૂવાં.
૩ ખટકે યાને ભોંકાય. ૪ ખંગે યાને કપટથી. ૫ કસ્તુરી અને અંબર.

તૈયાર થયો. સામે જતાંજ દુરથી એક ગીરદ ફરીદુનની નજરે પડી. નજદીક આવતાં ફરીદુનને એક સવાર ઊંટ ઉપર ચડેલો દેખાયો. તેના હાથમા એક કફંન હતું. તે સવારે ફરીદુન આગલ એરચનુ કફંન મુકયું. તે કફંન ખોલતાં એક રેશમના કપડાંમા વીટાલેલું એરચનું માથું ફરીદુને જોયું, અને તે જોતાંજ તે નેક પાદશાહ બેહોશ થઇ પડયો. તમામ લશકર હા-વ-જારીમા પડયું, અને સરવે માહેતમ કરતા એરચનુ કફંન લેઈ શહેરમા પાછા ફરયા.

ન ધારી બિના થઈ આફત નમુદ,
ઉઠયો હા-વ-જારીનો સઘળે સરૂદ.

બેહોશ ફરીદુન પડયો ખાકમા.
પડી કુલ રઇયત અગન આગમા.

ફૂટી સર રડે કુલ [1]પીરો-જવાં,
રડે હર ચમંન, ગુલ, કળી, અર્ગવાં.

થયા રૂખ ગમથી [2]અબનુસ રંગ,
પડી બંધ મહેફિલ, રંગ રાગ ભંગ.

ભરી ધુલ સરમા હર કોઈ સિપાહ,
લિધી સંગ ફરીદુન શહેરની રાહ.

## એરચના રવાંન ઉપર ફરીદુનનો વિલાપ.

પિસરનુ બગલમા ધરી સર પેદર,
ચુમી દાબે છાતી રડી સર-બ-સર.

જોઇ તખ્તે એરચ ફરીદુન રડે,
"અરે આ સપુત, કાં કવખ્તે મરે."

ફૂટી છાતી સર ને ભરી સર ખાક,
લગાડી મહેલને ફરીદુને આગ.

તખત જોઈ ખાલી ભરી માહે ધુલ,
ચમન છોડી ઉડી ગયું બુલબુલ.

સીનામે દિકરાનું દાબીને સર,
બોલ્યો ફરીદુન, "અરે દાદગર.

કતલ થાયો છે બેગૂનાહ મૂજ પેસર,
જરા કર એ નિર્દોશ પર તું નજર.

સર તેનુ તનથી કપાઇ ગયું,
તન તેનુ દુર દેશ ખવાઈ ગયું.

કર તારી બેદાદગર પર નિગાહ,
દુનિયામે દેતો ના તેમને પનાહ.

ખુને પીસર કેમ જૂવે આ ચશમ,
આ જઈફીમે સુલતાંની મૂજ પર સિતમ.

અરજ એ ગુજારૂં છું ઓ કેરદેગર,
કે જીવે ને જુવે મહારી નજર.

એક તૂખ્મે એરચ બને નામવર,
જે કીનામા બાંધે પોતાની કંમર.

કંમર બાંધી જંગમે નિકલે દલેર,
લડીને લીએ મૂજ બેટાનું વેર.

કતલ બેગુનાહ જેમ થયો મૂજ પેસર,
થજો તેમ કતલ બંને બેદાદગર.

જોઉ મારી ચશમોથી બંનેના સર,
ત્યારેજ થશે ખૂશ મહારૂં જીગર.

ત્યાં તક જીગર માહે તું રાખ દમ,
પછી મારા દમને તું કરજે ખતમ.



[1] પીરો-જવાં યાને ઘરડાં અને જવાંન. [2] અબનુસના રંગ જેવા ચહેરા ગમથી થયા.



# [1] યઝદજર્દ શહેરીયાર.



## પારસીઓનો છેલ્લો પાદશાહ

### પારસી શાહેનશાત કેવી રીતે ઇરાંનમાં પડી ભાગી, અને છેલ્લો પારસી પાદશાહ પોતાનું રાજ અને ઝુંન્ડો ખોઇ કેવી રીતે મરણ પામ્યો, તેનો હેવાલ.

જમાનાએ શું કીધું ખરાબ કાંમ,
પારસીઓએ ખોયું ઇરાંનનું નાંમ.
ખોઈ શેહનશાહી, ખોયું રાજપાત,
ખોઇ સલતનત થઇ ગજબની વાત.
ખોઇ દીન ધરમ, ખોઇ કિરતી તમાંમ,
ખોઇ એશો અશરત, થયુ ગુમ-નાંમ.
થયો જ્યાં તમારો પયદા ધરમ,
જુવો તેની હાલત કેવી બરહમ.
લખઇ જે જમીનપર અવસ્તા ને ઝંન્દ,
પરેશાંન થઈ તેની હાલત બુલંન્દ.
પૂંજાયો પ્રથમ જ્યાં આતશ અમર,
થઇ આજ કેવી દશા બદતર.

પૂંજાયો ભૂમીએ જે ખૂરશેદ પાઠ,
જૂવો તે જમીન કેવી થાએછ હલાક.
ઇરાંન! ઇરાંન! હમારાં વતંન,
કહાં છે તહારાં એશો ચમંન.
કરીને ગયા જ્યાં કયાંનીઓ રાજ,
ભટકે ત્યાં જંગલના કોલાંહો આજ.
કિધી છે કદીબી તમોએ યાદ,
હતી જ્યાં તમારી જન્મી ઓલાદ.
થઇ કેમ જરથોશતી દીન ખૂવાર,
થયો કેમ ખતમ યઝદજર્દ શહેરીયાર.
નથી કોઇનો થાયો, થશે દિલદાર,
જમીનને જમાનો સૂણો અએ યાર.

જમાનાના તે કાળમાં પારસી કોમના વતન ઈરાંન ઉપર જયારે પારસીઓના વડવાઓ રાજ કરતા હતા, તે વખતે ઇરાંન દુનીયાના મુલકો ઉપર અવ્વલ દરજજો ધરાવતું હતું. પેશદાદી ટોલાનો પેલો જગ પ્રસીધ બાદશાહ જમશેદ અને ફરીદુન, કિયાની ટોલાનો પેલો જાણીતો મહાતમા પાદશાહ કયેખુશરો અને કયેગુરતાસ્પ તથા લોહરાસ્પ, હખાંમની વંશનો પાયો નાખનાર મહાતમા કુરૂસ અને દરાયસ, તથા સાસાની વંશના પાદશાહ અરદેશર બાબકાંન અને નોશીરવાંન આદીલ

---

[1] આ દાસ્તાંનનું સંગીત કિરતન મુંબઇની જરથોસ્તી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મંડળીની તરફથી પેહલવેહલું તારીખ ૧૫ મી અકટોબર (મંગલવાર) ૧૯૦૭ ની રાત્રે ધોબીતલાવ ઉપર ફ૦ કા૦ હૉલમા કરયું હતું, અને ત્યાર પછી અનેક વાર એ વાંચણ બાહાર ગાંમમા પણ રજુ થયું હતું.

જેવા અમર નામ રાખી ગયલા પાદશાહો જે સરજમીન ઉપર રાજ કરી ગયાં, તે સરજમીન આજે કયાં છે! તેની હાલત આજે કેની છે! તેની શાહી સલતનત આજે કોણ ભોગવે છે ?

જે મહાન પારસી સલતનતને બચાવનાર યોધ્ધાઓ ઇરાંનની તવારીખમા પોતાનુ નાંમ અમર ગયા, તે મહાંન સલતનત, સાસાની વંશના છેલ્લા પાદશાહ યઝદઝર્દ શહેરીયારે ગુમાવી, અને દુનીયાની સપાટી ઉપરથી પારસી શહેનશાતનુ નામ તેણે જાવેદાંનતું નાબુદ કીધું. પારસી પાદશાહતની પડતીની શરૂઆત યઝદઝર્દના જ રાજમા થઇ હતી, અને તે જાવેદાંનની નાબુદ પણ તેના જ અમલમાં થઇ હતી. અરબોના હુમલા અને જંગ સામે યઝદઝર્દ ટકી શકયો નહી, અને અંતે તે પોતાનું રાજપાત ખોઇ, જમાનાની ગીરદેશને શરણ થયો. કેવી રીતે પાદશાહ યઝદઝર્દ ગરદીશને શરણ થયો, તે આપણ આગલ ચાલતા જોઈશું, પણ ઇસ્લાંમી લખનારાઓ પોતાના મહજબની સચાઇ દેખડાવવા સારૂં લખે છે, કે:—"પરવરદેગારે એવો મોજેજો કરી દેખાડયો, કે ઇરાંન જેવી મહાંન સલતનત અરબોને હાથ ગઈ."

સાંસાની શહેનશાત પડી ભાગવાના અનેક કારણોમા મુખ્ય કારણ એ હતાં, કે યઝદઝર્દ એક ઘણોજ નબળો અને બેપરવા પાદશાહ હતો. કિયાની વંશના પાદશાહો તુરાંનીઓ સાથ જંગ કરવા માટે મશહુર થઇ ગયા છે. હખાંમની વંશના પાદશાહો યુનાનીઓ સાથ લડવા માટે આસ્કાર થઇ ગયા છે. તેમજ સાસાની વંશના પાદશાહો રૂમીઓ સાથ જંગ કરવા માટે જણાઈ ગયા છે. એ સબબને લીધે ઇરાંનીઓ નબળા પડતા ગયા હતા. યઝદઝર્દ જયારે ઇરાંનના તખત ઉપર આવ્યો, ત્યારે તેની સલતનત જે લગભગ નબળી પડેલી હતી, તે નબળાઇમાં બેહદ વધારો થઇ ગયો હતો.

## યઝદઝર્દ શહેરીયાર. તેના જનમની કાંહાંણી.

યઝદઝર્દ શહેરીયાર સાસાની વંશનો છેલ્લો પાદશાહ હતો. પાદશાહ નોશીરવાંન આદીલના નબીરા ખુશરો પરવીઝને નજુમીઓએ ઇરાંનની શહેનશાત માટે એક બહુ બુરી આગાહી કરી હતી.

## યઝદઝર્દના જનમની કાંહાંણી.

નજુમીઓએ ખુશરો પરવીઝને એવી આગાહી કરી હતી, કે તેની [1]ઓલાદથી જનમ પાંમેલા એક શખસના હાથમાંથી ઈરાનનુ રાજ જતુ રેહશે. એ ઉપરથી ખુશરો

---

૧ મીરખુન્દ નામનો ગુરલમીન લખનાર લખે છે, કે એ આગાહી કરનાર નોશીરવાંન પાદશાહનો વઝીર બુઝોરચેમહેર હતો.

પરવીઝે પોતાના દીકરા શેહરીયારને એક મેહલમાં કેદ રાખી એવો હુકમ કીધો, કે તેની પાસે કોઇબી ઓરતે જવું નહી.

આ હુકમને માન આપી કંઇકિ મુદત સુધી શાહજાદો શહેરીયાર મેહલમાં નજર કેદ પડી રેહ્યો. પણ અંતે ખુશરોની રાણી શીરીનથી તેણે પોતાની મતલબનો ઇલાજ કીધો. શીરીને એક નાચીચા ખાંનદાંનની બાંનુને મરદના વેશમાં શેહરીયારના મેહલમાં તેને મળવાને બાંહાંણે પાદશાહ ખુશરોની જાંણ વગર મોકલાવી, અને એ જોડાંથી યઝદઝર્દનો જનમ થયો

જયારે યઝદઝર્દ પાંચ વરશની ઉમરે પુગ્યો, ત્યારે પાદશાહ ખુશરોની નજર તે બાળક ઉપર કાંઇક અચબુચ સંજોગ વચ્ચે પડી. ખબર કાહડતાં માલમ પડયું, કે તે બાળક શાહજાદા શહેરીયારનું ફરજન્દ છે. ખુશરોના ગુસ્સાનો પાર રેહ્યો નહી. નજુમીઓએ આગાહી કરેલી હોવાને લીધે ખુશરોએ તે બાળકની જાંગ ખુલ્લી કરાવી જોયું, તો તે બાળકની જાંગ ઉપર નજુમીઓની આગાહી પ્રમાણે એક નહેસ્ત નીશાણી તેણે દીઠી. તુરતજ ખુશરોએ તે બાળકને મારી નાખવાનો હુકમ કીધો, પણ રાણી શીરીન, જેને ખુશરો બેહદ ચાહતો હતો, તેણે વચમા પડી તે બાળકનો જીવ બચાવ્યો. ખુશરોએ તે બાળકને પોતાની નજર આગળથી તેમજ પોતાના દેશમાંથી દુર કરવાનો હુકમ કીધો.

## પંદર વરશ વેર યઝદઝર્દને જનાંનખાનામાં છુપાવી લાડ લડાવ્યો.

યઝદઝર્દને મદાયન શેહરમાં મોકલાવી દઇ ત્યાં તેને જનાની લાડ અને એશ અશરતમાં રાખ્યો. હિયાં તે પંદર વરશની ઉંમરે પુગ્યો ત્યાં સુધી રેહ્યો.

## ખુશરો પરવીઝ ઉપર મહમદ પેગંમ્બરનો પેગાંમ.

ખુશરો પરવીઝ એક બહાદુર અને હિંમતવાંન પાદશાહ હતો. ઇરાંનની ગાદી ઉપર તેણે પાતરીસ વરશ અમલ કીધો હતો. ( ઇ૦ સ૦ ૫૯૧ થી ૬૨૬ શુધી.) ખુશરો જો કે લડાયક અને બળવંત હતો, પણ મોજ શોખને તે ઘણોજ વશ થઇ ગયલો પાદશાહ હતો. તેની માનીતી રાણી શીરીનની ખુબસુરતીનો તે ઘણોજ પરસ્તાર હતો. કહે છે કે એક વખત ખુશરો પરવીઝ પોતાની રાણી શીરીન સાથ શેકારગાહે ગયો હતો, અને શેકારથી ફારેગ થઇ એક નદીને કીનારે તે છાંવણી નાખી પડયો હતો, ત્યાં મુસ્લમાનના પેગમ્બર હજરત મહમદે ખુશરો પરવીઝ ઉપર એક પેગાંમ લખી મોકલ્યો કેઃ—" તું તારી જરથોસ્તી દીન તજી દે, અને મારી ઇસ્લાંમી દીન કબુલ કર." ખુશરો આ પેગાંમ

વાંચી ઘણોજ ગુસ્સે થયો, અને તે પેગાંમના ટુકડા કરી તેણે નદીના પાણીમાં ફેંકી દીધા. જ્યારે એ ખબર હજરત મહમદને પડી, ત્યારે તે બોલ્યો કે;-" અલ્લાહ એજ પ્રમાણે તારી સલતનતના ટુકડા કરશે." મહમદની એ આગાહી કમનસીબે ખરી પડી.

## ખુશરો પરવીઝનુ મરણ. યઝદગઝર્દનુ ઇરાંનની ગાદીએ આવવું.

ઇ૦ સ૦ ૬૨૮ ના સાલમાં ખુશરો પરવીઝ મરણ પામ્યો. ખુશરોના મરણ પછી ચાર વરશ સુધી ઇરાંનમાં ઘણુંજ અંધેર ચાલવા લાગ્યું. યઝદઝર્દ એ વખતે ૧૫ વરશની ઉંમરે પુગેલો હતો. ઇરાંનની અંન્જુમને યઝદઝર્દને ૧૫ વરશની કાચી ઉંમરે મદાયનથી લાવી ઇરાંનની ગાદીએ બેસાડયો.

## આગલા વખતમાં પાદશાહી વરશ કેમ ગણતાં હતાં.

ફીરદોસી પ્રમાણે ઇ૦ સ૦ ૬૩૨ અને જુન માસની ૧૬ મી તારીખે યઝદઝર્દ તખતનશીન થયો હતો. તે દીવસે અરપદાદ મહીનો અને અરદીબેસ્ત રોજ હતો. આજે એ બનાવને લગભગ ૧૩૦૦ (યઝદઝર્દી ૧૨૮૪) વરશ થયા છે.

ઇરાંનેમાં અસલ એવો રેવાજ હતો, કે એક નવો પાદશાહ જ્યારે તખત ઉપર આવતો, ત્યારે તે નવા પાદશાહનો સને તે દીવસથી આખા રાજમાં શરૂ થતો હતો. એ રીતે યઝદઝર્દ જે સાસાની વંશનો છેલો પાદશાહ થઇ ગયો, તેથી હજુર સુધી તેનો સને ચાલુ રહી ગયો છે, અને તેથીજ આપણુ યઝદઝર્દી સને ગણ્યે છીએ.

## યઝદઝર્દે તખ્તનશીન થતાં પોતાની રઇયત આગલ કરેલું ભાશણ.

યઝદઝર્દ ઇરાંનની ગાદી ઉપર આવી બેઠો, અને ઇરાંનની સલતનતની લગાંમ તેણે પોતાને હાથ લીધી. તખત ઉપર બીરાજતાં જ તેણે પોતાના વજીરો, અમીરો અને પેહલવાંનોની એક ખાસ દરબાર ભરી, અને પોતાની રાજનીતી નીચલા સખુનોમાં જાહેર કીધી.

સિપાસો-સના હું ગૂજારૂ હજાર,
બંન્દો હું તારો, ઓ પરવરદેગાર.

નમુ તુને યઝદાં અશો નેકનાંમ,
ઝુંકાવે સર તારો બંન્દો ગૂલાંમ.

તું એક તું છે, તુંજ છે અશો,
નથી તું સિવા મારો મારગ કસ્સો.

હું અવલાદે છું પાક નોશીરવાંન,
તુંખ્મે છું શાહી, શાહે ઇરાંન.

મહેરબાંન મુજપર છે ખુરશીદો-માહ,
સદા મુજ રૈયતને આપસ પનાહ.

બૂજોર્ગોને આપસ સદા માન પાન,
ગરીબોને આપસ હંમેશ દાંન.

તવંગર 'ગદાને ગણુસ એકસાંન,
બનસ મારી રૈયતનો પાસ્બાંન.
નથી રાખતો કિસ્તીની કાંઇ આસ,
ફના છે ફાંની, છે કુલ્લે નાસ.
નથી ગંજે દોલત કાયમ સદા,
નથી કોઇ જગમે દાયમ રહ્યા.
નથી બખ્ત કાયમ કે કોઈ તખ્ત,
નથી રહે તો દાયમ કોઈનોબી વખ્ત.

નથી જગમે કાયમ રહી સરવરી,
નથી કોઇની કાયમ રહી બહેતરી.
ફના અંતે ફાંની, બદન અંતે ખાક,
મળી ખાકસે તે થશે અંતે પાક.
સદા રેહેશે કાયમ અમર નેક નામ,
કજા બાદ છે ખાક તન કુલ તમામ.

## યઝદઝર્દને માથે શાહી ખોવાનો કલંક.

કુદરતે યઝદઝર્દને પાદશાહીને લાએક સરજેલો જ નહી હતો. તે મોજમાં ઉછરેલો અને જનાનખાંનાના લાડમાં રેહલો હતો. તેના બપાવા ખુશરો પરવીઝે તેને પોતાના નબીરા તરીકે ગણવા ના પાડી હતી, તોપણ તેની સરજતે તેને શાહા બનાવ્યો હતો. ઇરાંનની બાદશાહી ખોવાનો, સાસાંની ટોળાની જીંદગીનો અંત લાવવાનો, અને છેહલે પેલો માનવંત કાવેઆની ઝુંન્ડો ખોઈ દેવાનો કલંક તે કમનસીબ પાદશાહના નામને લાગવાનો, તે લાગ્યા વગર રેહ્યો નહી.

## ઇરાંનીઓની ફરીઆદ.

ઓ બદબખ્ત ઇરાંન! કહે ઓ પારસીના પુરાતન વતન, તુંને ખોઇ દેવાનો દોશ તારી પરસ્તેશ કરનાર રઇયતની કેવી કીસમની ગફલતી અને ગાફેલીથી થયો!

ઓ પવીત્ર દીન અને ધરમના બુલંન્દ વતન, કેહ, કેહ કે કાદુસીઆ અને નીહાવંદની ખુંખાર લડાઇ પછી પારસીની માનવંત ધજા કાવેઆંનીનુ શું થયુ?

બોલો ઓ યઝદાં પરસ્તી દીનના પવીત્ર દરેમેહરો અને આતશકદેહો, તમારા પવીત્ર આતશની બરબાદી કેવી રીતે થઇ, અને કોણે કીધી?

## કુરાંન અને તલવારનો ચાલી રહેલો જમાનો.

એજ વરશમાં ચોતરફ અરબો મહમદી ધરમનો ફેલાવો કરી રેહ્યા હતા. તેઓ જયાં ત્યાં એક હાથમાં નાગી તલવાર અને બીજા હાથમાં કુરાંન પકડી, 'અલ્લાહ–હુ–અકબર' એવા પુકારો કરી મહમદી ધરમ કબુલાવતા હતા, અને '[2]લા ઇલ્લા ઇલ અલ્લાહ, મહમદ યા રસુલ અલ્લાહ' એવા પુકારો તેઓ ચોતરફ ફેલાવી રેહ્યા હતા.

---

૧ ગદા યાને ગરીબ. ૨ 'લાઇલ્લા ઇલ અલ્લાહ, મહમદ યા રસુલ અલ્લાહ' એટલે, પરવરદેગાર એક છે, અને તેનો પેગમ્બર મહમદ છે.

## પારસી ધજા બાબે ફીરદોસીનો ગંમ.

નીહાવંદની લડાઇમાં જયારે કાવેઆંની ઝુંન્ડો અરબોએ લુટી લીધો, અને પારસી શહેનશાતનો અંત આવ્યો, ત્યારે શાએર ફીરદોસી તે બનાવ ઉપર ગમ કરતાં બોલે છે કેઃ—

'ઝે શીરે શુતર ખુરદનો સુસમાર,
અરબરાં બજાએ રસી દસ્તકાર.
કે તખ્ત કેયારાં કુનંન્દ આરજુ,
તુફુ બાદ બર ચરખે ગરદાંન તુફુ.'

(અર્થ) 'ઉંઠનુ દુધ પીનાર અને સુસમાર નામની (એક હલકી જાતની) મચ્છી ખાનાર નજીસ આરબોનો શું દાહડો ફરી ગયો છે, કે કિયાંની લોકોનું તખત લેવાની તેઓ ખાએશ કરે છે. અરે ઓ ફરતાં આસમાંન, લીઆંનત હોજો તારી ઉપર; કિયાંનીઓનું જાહોજલાલી ભરેલું તખત તું કોણુને હાથે બરબાદ કરાવે છે.'

## પેગમ્બર મહુમદનુ ગુજર પામવું.

એજ વરશમાં હજરત મહુમદ મરણુ પામ્યો હતો. તેના મરણુ બાદ તેની જગ્યા ઉપર ખલીફ ઓમર નેમાયો. તેણે ઇરાંન જીતવાનો વીચાર કીધો. ખલીફ ઓમરે પોતાના સરદાર સાદ વકાસને હુકમ કીધો, કે થોડાક બુજરોગ આરબોના એક એલચીખાતાંએ યઝદઝર્દ પાસ મદાયન તરફ એકદમ જવું, અને મહુમદી દીન કબુલ કરવા માટે ખલીફ ઓમરની મરજી યઝદઝર્દ આગલ જાહેર કરવી

## અરબ એલચીખાતાંની યઝદઝર્દ પાસ દરબારમાં માંગણી.

એ મુજબ આરબોનુ એક એલચીખાંતુ યઝદઝર્દને મળવા મદાયન તરફ જવા નીકલ્યું. તેઓએ યઝદઝર્દની દરબારમાં જઈને પેહલાં પોતાના પેગમ્બરની સીફત શરૂ કીધી, અને ત્યાર પછી એલચીખાતાંના વડા અરબ શેખ મગુરાએ પોતાનો પેગામ યઝદઝર્દ આગલ રજુ કીધો.

'સૂણુ શાહે ઇરાંન અએ નાંમવર,
હમારો છે ઓમર ખલીફ રેહેબર.
લાવ્યો છું પયગાંમ ખૂબ માંનથી,
જરા સાંભલી લે તું ધ્યાંનથી.
છે હજરત મહુમદ પામ્યા ગૂજર,
દરૂદ હોજો તે પર શાંમો-સહર.
મહુમદ નબીના હતા એ કલાંમ,
કે દિન તેની પાલે દુનિયા તમાંમ.
શું અદના કે આલા ને હુરો પરી,
સિતારાઓ ઝોરા અને મૂશ્તરી.
ખુશી નબી પર હતું આસ્માંન,
સદકે જમાનો હૂરો ગીલ્માંન.
ખૂશીથી ઝુંકીને કરતાં સલાંમ,
મહુમદ નબીના હતાં સૌ ગૂલાંમ.
છે ઓમર ખલીફનો હુકમ મહુમદી,
ઇરાંનીઓ પાલે ધરમ મહુમદી.

૧૫૫

આ સખુનો સાંભલી યઝદઝર્દે પોતાની મુછમાં હસી શેખ મગુરા અને તેના સાથીઓ તરફ જોઇને કહ્યુંઃ—

"શેખ મગુરા, હમો ઇરાંનીઓ આરબોને પોતાથી ઘણાજ ઉતરતી પંકતીના ગણ્યે છીએ. તમો આરબો હમારા મુલકમાં વેપારી તેમજ ભીખારી તરીકે જણાએલા છો. તમારા લોકનો ખોરાક સુસમાર મચ્છીનો, અને તમારૂ પીણું ખારાં પાણીનુ છે. તમારાં વસ્ત્રો જાનવરના ચામડાંના બનેલાં છે. હમારા મુલકમાં આવી તમો સારો ખોરાક, મીઠું પાણી, અને પોશાક ભોગવવા લાગ્યા છો, અને તેથી નહી ધરાતાં હવે તમો આવી બેઅદબ માંગણી કરો છો, તે મંજુર થાએ એમ નથી. તમારી એ શેખીને માટે તમુને કાંઇબી સજા કીધા વીના હું તમુને જતાં મુકું છું."

### ખલીફ ઓમરની સરતોનો પેગાંમ.

શેખ મગુરા યઝદઝર્દના ગુસ્સાભરયા સખુનોથી રાજી થયો નહી, અને અનેક તાણાજની ભરેલા સખુનો બોલી,[૧૫૬] યઝદઝર્દ આગલ ખલીફ ઓમરની સરતો તેણે જાહેર કીધી કેઃ—

( ૧ ) મહમદી દીન કબુલ કરો, ( ૨ ) યા તો જજીઓ આપો, ( ૩ ) યા તો લડાઇ કરો.

### યઝદઝર્દનો ગુસ્સો.

આવી બેઅદબ માંગણી સાંભલતાજ શાહા યઝદઝર્દ ઘણોજ ગુસ્સે થયો, અને શેખ મગુરાની માંગણી ધિક્કારી કાહડી, લડાઇ કરવાની પોતાની મરજી દેખાડી. શેખ મગુરા ઉપર યઝદઝર્દ પુકાર કરી બોલ્યો કેઃ—[૧૫૭]

"ખામોસ રેહો, બંધ કરો બસ જબાંન,
કરો બંધ બકવા, છોડો ગૂમાંન.
શું છે હુમ આગલ તમારી બિસાત,
ભટકતા ભિખારીની કંગાલ જાત.
રેહઝંન, લૂટારા, ચૂગલખોર તમાંમ,
હુવે તમ બનો છો શું નીમકહરાંમ?
હતું જ્યારે તમને ન ખાવાને અંન,
હતાં જ્યારે તનપર ન વસ્તર કફંન.
ન પીવાને નિરમલ પાંણી હતાં,
ખસલતે સંઉ તમ હેવાંની હતાં.
વસી જંગલે નગ્ન ફરતાં હતાં,
સુસ્વાટ મચ્છી ચગરતાં હતાં.
સમજતા હતા નહિ હક ને હરાંમ,
ભટકીને કરતા 'તા રેહઝનનું કાંમ.
કરો શેખી હુમ સંગ બની બેઅકલ,
નાબુદ કરશ જેહાંનથી તમ નસલ.
જોઇ હુમ મૂલક 'ને જોઇ કારોબાર,
હમુને જોઇ તમ થયા હુશિયાર.
રાખો છો શું મન માંહે મૂરાદ,
કરી જંગ હમસે થશો નહિ શાદ.
અગર જાંન લાખોનો કરશો હલાક,
મલશે ન ઇરાંનની ચમ્ટીબી ખાક.
બની બદહવસી બૂરાઇ કરો,
ઇરાંનીસે દાવો ખૂદાઇ કરો.

ગઝબ છે હેમાકત હેમાગે વસી,
કરો એવી ઇરાંનસે સરકસી.
નોબત કજાની ચમકી છે આજ,
પયગાંમ લાવ્યા છો મરવાને કાજ

સૂણી હાલ રંજુર, હર [1]તાર તાર,
પડો તમ [2]ખલક પર ખૂદાનો માર.
નવા કોઇ ધરમની નથી કંઈ જરૂર,
જગતમાં છે જરથોશતી દિન મશહુર.

## શેખ મગુરાએ યઝદઝર્દને જવાબ દેવો.

જ્યારે પાદશાહ યઝદઝર્દ આવી રીતના ગુસ્સાથી ભરેલા સખુનો બોલ્યો, ત્યારે શેખ મગુરાએ યઝદઝર્દને જવાબ દીધો કેઃ—

"સૂખૂન રાસ્ત છે, અએ શાહા શહેરીયાર,
નથી કરતો હું તેનો કંઇ ઇનકાર.
હતી એવી હાલત અરબની તબાહ,
પડતી 'તી સૂસ્વાટ ખાતાં મજાહ.
હતાં જ્યારે મૂફલીસ, વીના કફંન,
દિકરીને કરતા'તાં જીવતી દફંન.
લૂટફાટ ચોરીનું કરતા'તા કાંમ,
મામા 'ને કાકાને ગણતા હરાંમ.
ગરજ પડવે તેઓને કરતા કતલ,
હમારો હતો એજ ઇન્સાફ અદલ.
ઉંઠ અને મેંઢાંના કાહડીને કેસ,
બનાવી પહેરતા હતા પહેરવેસ.
હતા હમ ફકિર પણ હવે હમ નથી,
ફેરવી હમારી રસુલે ગતી.

હતા હમ રહેઝન બરગશ્તે હાલ,
બની ઇસલાંમી થયા હમ નેહાલ.
ખોટાં ખરાંનો હતો નહિ ખિયાલ,
નહિ જાણતા 'તા હરાંમો-હલાલ.
કહી એમ ગયા છે મહમદ રસુલ,[3]
જે કોઇ કરે દિન નહી જો કબુલ.
લડવું તે સંગ સજાવાર છે,
હરએક અરબનો એ એકરાર છે.
હમારા રસુલે કહ્યા છે કલાંમ,
'લડી દીન થકી સંઉ મરજો તમામ.
અગર દીન થકી જો થશો તમ કતલ,
મુવા બાદ મલશે [4]જંન્નત અચલ.'
દરૂદ છે હજારો રસૂલ પાક પર,
સદકે છે સર હર અરબ ખાક પર."

## યઝદઝર્દનો હુકમ.

આ સખુનો સાંભલી પાદશાહ યઝદઝર્દ ઘણોજ ગુસ્સે થયો, અને મગુરાને તથા તેની સાથે આવેલા તેના રફીકોને એકદમ દરબારમાંથી ચાલી જવાનો હુકમ કીધો. તેણે કહ્યું કેઃ— "શેખ મગુરા, તારા ખલીફને કહેજે, કે નવા ધરમની હમુને હવે જરાબી જરૂર રહી નથી. તું હમારી પાસ જજીઆ માંગે છે, તો જજીઆને બદલે હું મારાં લશકરને તારી સાંમે લડવા મોકલું છું. એજ તમારા ખલીફના પેગાંમનો જવાબ છે."

---

૧ બદન ઉપરના રવે રૂવાં    ૨ વરતી ઉપર.
૩ રસુલ યાને પેગમ્બર.    ૪ જંન્નત અચલ યાને કાયમનું બહેસ્ત.

## ખલીફ઼ ઓમરની ઈરાંન ઉપર ચહડાઈ.

અરબ એલચીઓનું યઝદઝર્દનો આ પેગાંમ લેઇ મદીના તરફ઼ નીકલી ગયું, અને યઝદઝર્દે લડાઇની તૈયારી કરવાનો એકદમ હુકમ કીધો. ખલીફ઼ ઓમરે પણ ઈરાંન ઉપર ચહડાઇ લેઇ જવાની તઇયારી કીધી. યઝદઝર્દે એક મોટું લશકર એકઠું કીધું, અને તે લશકરની સરદારી રૂસ્તંમ બીન હોરમઝદ નામના એક ઇરાંની પેહલવાંનને આપી, અરબોની સાંમે લડવા તેને જંગના મેદાંનમાં રવાના કીધો.

### જંગે કાદુસીયા.

( ઇરાંનીઓએ ત્રીસ મહીના સુધી ચલાવેલી જંગી લડાઈ. )

આ જંગી લડાઈ ઇરાંનની તવારીખમાં જંગે કાદુસીયા યાને કાદુસીયાની લડાઇને નામે જણાંઈ છે. કેહછે કે પેહલવાંન રૂસ્તંમ બીન હોરમઝદ, ત્રીસ મહીના સુધી એ લડાઇમાં રોકાઇ રહ્યો હતો.

### ઇરાંની સીપાહસાલાર રૂસ્તંમ બીન હોરમઝદે જંગના મેદાંનમાથી પોતાના ભાઈ ઉપર લખેલો પેગાંમ.

અંતે રૂસ્તંમ બીન હોરમઝદને જંગનું રૂપ કાંઇ જુદુજ દેખાવા લાગ્યું. તેણે પોતાની નજુમ જોઈ, પોતાના પાદશાહની જીંદગી માટે અફ઼સોસ કીધો, અને નાઉમેદીનો એક ઉંડો દમ ભરી જંગના મેદાંનમાંથી પોતાના ભાઇ ઉપર એક નામું લખી તેમાં તેણે સઘલી બીના જણાવી. તે નામા અંદર તેણે છેવટે લખ્યું કે:—

### જંગના મેદાનમાંથી પેગામ લખ્યો સીપાહસાલાર રૂસ્તંમ બીન હોરમઝદે, પોતાના ભાઈ ઉપર.

( ફ઼ીરદોસીના સખુનોમાં )

દેલે મન પોરઅઝ ખુંન શૉદો રૂઈ ઝર્દ,
દહૉન ખુશ્ક વ લબહા, પોરઅઝ બાદે સર્દ.
કે તા મન શુદમ પહેલવાંન અઝ મીઑન,
ચૂનીન તીરે શુદ બખ્તે સાસાંનીઆંન.
× × × × ×
ચૂનીન બીવફ઼ા ગશ્ત ગરદૉન સેપેહેર,
દેઝમ ગશ્તો ઝમા બેઑરીદ મેહેર,
એ રૉઝે સેપેહરી કસ ઑગાહા નીસ્ત,
ન દૉનંદ કે ઇન રંજે કુતહા નીસ્ત.
× × × × ×

તુરૉ અએ બીરૉદર તન ઑબૉદ બૉદ,
દૅલે શાહે ઇરૉન બેતો શૉદ બૉદ.
કે ઇન કૉદસી દખ્મ ગાહે મનઅસ્ત,
કફન જઉશનો ખુન કોલાહે મનઅસ્ત.

(અર્થ.)

આ આફતથી મારૂ લોહી ઉકળે છે, અને ચહેરો ઝર્દ થયો છે. મારૂ મોહડું સુકાઇ જાએ છે, અને મારા હોઠ ઠંડા થયા છે.

આ ફરતું આસમાંન આપણી તરફ બેવફા થયુ છે. તે આપણી ઉપર રૂઠયું છે, અને બેમરવત બન્યુ છે. આ આસમાંનના છુપા ભેદથી કોઇ વાકેફ નથી. ઇરાંનીઓ જાણુતા નથી કે આ આફત કેવી મોટી છે.

ઓ ભાઇ, તુ સુખ ચેનમાં રેહજે, અને ઇરાંનના શાહાને ખુશી રાખજે. આ કાદુસીઆનું મેદાંન મારૂ દોખમુ છે, અને લડાઇનુ બખ્તર મારૂ કફંન છે. અને મારૂં માથું ટોપીને બદલે લોહીથી ઢંકાશે.

લખું શું બિરાદર તું પર હેવાલ,
દિસે છે બૂરી બહુ સિતારાની ચાલ.
દિસે છે. ભયંકાર અંજાંમે જંગ,
થશે શાહી ઇરાંન બિલકુલ બતંગ.
બૂરજ શાહીનો છે અતી અંધકાર,
ઉભો જે રવી જંગે કરવા બિગાર.
સિતારો અરબનો દિસેછ આબદાર,
સાસાંની શાહીને કરશે ખૂવાર.
સાસાંની તોખ્મ ન જીતશે કદી–
ઇરાંનને ચાર બીજી સદી.

દિસે છે મને મામલો બહુ ખરાબ,
ખૂલ્લો થયો છે ભવિશનો નકાબ.
આજેજ થયું છે જીગર બેહિસાબ,
વતનને થકી હું કરૂં છું વિલાપ.
અફસોસ! વતંનનું હવે શું થશે,
સાસાંની શાહી હવે કહાં જશે.
અફસોસ જશે મારી કહાં અંન્જુમંન,
અફસોસ કહાં જઈ કરશે વતંન.
અફસોસ વતન થાશે મારૂં ખૂવાર,
જૂલમ તારો ગરદીશ છે હદ બહાર.

**અરબ સરદાર સાદ વકાસ ઉપર રૂસ્તંમનો પેગાંમ.**

એ પછી રૂસ્તમે એક બીજું નામું અરબ પેહલવાંન સાદ વકાસ ઉપર નીચે પ્રમાણે લખ્યું.

"મહેરબાંન વકાસ અરબ પહેલવાંન,
ઈરાંની રૂસ્તંમની તુજને સલાંમ.
લખુ શું હકીકત જીગરની તમાંમ,
મને કમપસંન્દ છે લડાઇનું કાંમ.

દુંનિયાંમે નાહક છે રંજો અલમ,
ઘડીમાં ખુશી 'ને ઘડી માહે ગમ.
ઘડીમા કરે છે બંન્દાને શાદ,
ઘડીમાં કરે છે ખૂશી બરબાદ.

એવો છે ગરદીશનો રંગ ઢંગ,
કરે છે ઇન્સાંનની ઉમેદો ભંગ.
કહે કોણ છે તારો શાહા નામવર,
કોણ તેનો અફસર કોણ છે નફર.
તમે મહમદી છો ધરમ પાલનાર,
તન પર ન વસ્તર, નહી ઘર બાર.
બૂરો છે જમાનો ઘુમ્યો તમ સર,
તમે બાંધી ઈરાંન સામે કંમર.
ચાહો છો કિયાંનીનું લેવા ચંમન,
ત્યાંનત છે તુંજ પર એ ચર્ખે કહુંન!
અગર દીલમે હોય કંઇ આરજુ,
જણાવો મને તે મળી રૂબરૂ.
કરસ દિલથી હરએક તમને મદદ,
જંગ દુર કરવા કરસ હું કસદ.
હમારો શાહા યઝદઝર્દ શહેરીયાર,
નિગાહબાંન છે તેનો પરવરદિગાર."

## જંગે કાદુસીયા.

આવી કીસમના કંઇએક સવાલ જવાબો અરસપરસ થયા પછી, અંતે એક રોજ મધ્યાંન બપોરે ૧,૨૦,૦૦૦ લશકર સાથ કાદુસીયાના મેદાંનમાં ઇરાંની સીપાહસાલાર રૂસતમ, અરબો સાથે લડવા મેદાંન પડયો. તે વખતે તેની સાથે બે બાહોસ ઇરાંની પેહલવાંન, જાલીનુસ અને બંદવાંન નાંમના હતા.

## જંગના મેદાંનમા ઇરાંની હાથીઓ છુટી ગયા.

એક મોટી લડાઇ મધ્યાંન બપોરે શરૂ થઇ. એ લડાઇમાં ઈરાંનીઓના હાથીઓ એકદમ મેદાંનમાં છુટવાથી આરબોમાં મોટો ગભરાટ ફેલાયો. આરબો ચોતરફ નાહસવા લાગ્યા, પણ પાછલથી આરબોએ એ છુટેલા હાથીની સુંઢ ઉપર જખમ કીધા, જેથી તે છુટેલા હાથીઓએ ઉલટી રાહ પકડી, અને ઇરાંની લશકર તરફ ધસ્યા. આ ફેરવાએલો માંમલો જોઇ ઇરાંનીઓએ તે જખમી થએલા હાથીઓને મદાયન તરફ નહસાડ્યા, અને પોતે આરબો ઉપર ધસી ગયા.

## જંગે રોજે અરમાસ.

આ ખુંખાર જંગની થોડાક દીવસ આગમચ, અબુ મોહજન નામના એક જવાન અરબ પેહલવાંનને, સાદ વકાસે શરાબ પીવાના વાંકને માટે કેદ કીધેલો હતો. તેણે જયારે પારસીઓના હાથ ઉપર જંગના મેદાંનમા મુસલમાનોની ખુવારી થતી જોઇ, ત્યારે તેણે વકાસની ઓરતને અરજ કીધી, કે મારી જંજીરને જો તું ખોલી નાખે, અને સાદનો અબલક ઘોડો અને બખ્તંર જો તુ મને તેની જાણ વગર આપે, તો પારસીઓને હું મારી મરદાંનગી દેખાડી, તે લોકને જાંનથી મારૂ. એટલુંજ નહી, પણ ખુદાના કસમ ખાઇ કેહું છું, કે જો હું જીવતો રેહ્યો, તો ફતેહ કરી પાછો મારી જંજીર પહેરી વકાસનો કેદી થઇશ."

સાદ વકાસની ઓરતને મોહજન ઉપર ભરૂસો આવ્યો. તેણીએ તેની જંજીર ખોલી નાંખી, અને વકાસનું બખતર, તેના હથીઆર અને તેનો અબલક ઘોડો વકાસની જાણ વગર મોહજનને આપી, તેને લડાઇના મેદાનમાં રવાના કીધો. મોહજન પોતાના બંદમાથી જેવો છુટો, તેવોજ વકાસના અબલક ઘોડા ઉપર સવાર થયો, અને પોતાનો ચેહરો છુપાવવા તેણે એક બુરખો પોતાના મોહડાં ઉપર બાંધી લીધો. મુસલમાનોની જબરી કતલ ચાલી રહી હતી. પારસીઓના જંગનું આવું ભયંકાર સેવટ જોઇ મુસલમાનો હાર ખાઇ જતા હતા. પણ તેવાંમા ગાલેબ-બીન-અબદલ્લા નામનો અરબ પહેલવાંન મેદાંનમાં દોડી ગયો, અને પારસીઓ ઉપર પુકાર કરી પોતાનો હમનબર્દ માંગવા લાગ્યો. મુસલમાનોને તેથી જીવ આવ્યો, અને ગાલેબ-બીન-અબદલ્લાની ફતેહ માટે સર્વ કોઈ મયદાંનમા દુવા ગુજારવા લાગ્યા.

યા અલ્લાહ! યા અલ્લાહ! દે ફતેહે પેહેલવાંન તું, ગાલેબ-બીન-અબદલ્લા.
યા અલ્લાહ! યા અલ્લાહ! તાર તું મુશ્કીલ હમારી, દુર કરીને આ બલા.
કંઈ મુવા! કંઇ મુવા! પારસીને હાથ ઇસ્લાંમી, હમારા ભલ ભલા.
નર ભલા! નર ભલા! તમ મુવા છો દીન થકી, જંનતમે મળશે ઝુલા.
યા ખુદા! યા ખુદા! દીન હમારી મહમદી, દાયમ રહો રસુલ-અલ્લા.

### જંગ થયું દરબંન્દના પાદશાહ હોરમઝદ અને ગાલેબ-બીન-અબદલ્લા વચે.

અબદલ્લાની સાંમે તેના હમનબર્દ તરીકે તુરતજ મયદાંનમાં દરબંન્દનો પાદશાહ હોરમઝદ નીકલ્યો. બંને પહેલવાંનો વચે જબરૂં જંગ ચાલી રહ્યું હતું, તેટલાંમા એક બુરખાવાલો અરબ, એક અબલક ઘોડા ઉપર સવાર થઇ મયદાંનમા બખતરબંધ બેધડક ધસી આવ્યો. આ બુરખાવાલા સવારને એકાએક મેદાંનમા આવેલો જોઈ અબદલ્લા ભારી ઉમંગ અને જોરથી હોરમઝદ ઉપર પોતાનુ જોર અજમાવવા લાગ્યો, અને કમનસીબે હોરમઝદ તેના હાથ ઉપર કેદ પકડાયો,

તે બુરખાવાલો પેહલવાંન, કોઇજ નહી પણ વકાસનો કેદી અબુ મોહજન હતો. તેણે છુટે હાથે ઇરાંની લશકર અંદર કતલ ચલાવી. ઇરાંનીઓ ગભરાટમા પડી વિખરાઇ જવા લાગ્યા. મેદાંનમાં ગભરાટ ફેલાઈ ગયો. મુસલમાનોએ તેમજ પારસીઓએ આ બુરખાવાલા પેહલવાંનને બીલકુલ ઓલખ્યો નહી. જંગનો આવો હાલ જોઇ, સાદ-બીન-વકાસે પોતાની જગ્યા ઉપરથી ઉંચે ચહડી મેદાંનમા જોઇ પોતાના નફરને પુછયું કે:—"આ સવાર કોણ છે, કે જે આવી રીતે પારસીઓની કતલ ચલાવી રેહો છે?"

નફરે જવાબ દીધો કે:—"ખુદા માલુમ એ કોણ છે?"

વકાસ વીચારમા પડી બોલ્યો કે:—"એનો ઘોડો મારા ઘોડા જેવા જ રંગનો છે, અને એના આંગ ઉપર પેહરેલુ બખ્તર પણુ મારા જેવુંજ છે."

સાંજ પડતાંજ અબુ મોહજન પોતાના વચન પ્રમાણે વકાસનો કેદી બનવા તુરતજ તેના મકાંનમા ગયો. અને પોતાના પગમા અને હાથમાં પાછી જંજીર ઘાલી વકાસનો તે પાછો બંદીવાંન થયો. જ્યારે રાત પડી ત્યારે સાદ વકાસની ઓરતે પોતાના ખાવિંદને સવાલ કીધો કે:-"આજની લડાઇની શું ખબર!"

વકાસે જવાબ દીધો કે:-"પારસીઓની ફતેહનો આજનો દીવસ હતો, પણુ તેવામાં પરવરદેગારે એક નેકાબદાર સવારને એક અબલક ઘોડા ઉપર મોકલી આપ્યો, અને તેણે પારસીઓમાં જબરી કતલ ચલાવી. હું જાંણુતો નથી કે તે સવાર કોણ હતો." વકાસની ઓરત બોલી કે:-"તે સવાર કોઇજ નહી, પણુ તારો કેદી અબુ મોહજન હતો. તે છુપી રીતે જંગમાં ગયો હતો, અને તારૂં બખ્તર અને અબલક ઘોડો મેં તેને જંગ જીતવા માટે તારી જાંણુ વગર આપ્યાં હતાં."[1]

આ ખબર સાંભલી સાદ-બીન-વકાસ ઘણોજ ખુશી થઇ ગયો, અને તેજ વખત તેણે અબુ મોહજનને કેદમાંથી છુટો કરી કહ્યું કે:-"હવેથી તુને જેટલો શરાબ પીવા ગમતો હોય, તેટલો પીવાની હું તુને રજા આપું છું."

* * * *

## લડાઇ ચાર દીવસ ચાલી.

ત્રણુ દીવસ અને રાત સુધી ઇરાંનીઓએ આરબોમા મોટી ખુનરેજી ચલાવી. પણુ ચોથે દીવસે આ ફરતાં આસ્માંને ઇરાંનીઓને દગો દીધો. આરબોથી ઇરાંનીઓ હારી ગયા નહી, આરબોની હિકમત કે જોરથી તેઓ હારી ગયા નહી, પણુ કુદરત તેમની સાંમે હતી, અને તેથીજ ઇરાનીઓએ હાર ખાધી.

## રેતીના વંટોળીઆએ ઇરાંનીઓને દીધેલો દગો.

ચોથે દીવસે લડાઇના મેદાંનમા એક જબરો તુફાંની રેતીનો વંટોળીઓ થઇ આવ્યો. રેતીના દાણા પવંનના જોરથી ઇરાંનીઓની આંખોમાં તીર મીસાલ ઉડીને વાગવા લાગ્યા. આ વંટોળીઆથી ઇરાંનીઓનેજ ખમવું પડયું, કેમકે અરબ લશકરની પવંન તરફ પીઠ હતી. આ સબબને લીધે લડાઇ બંધ પડી.

## ઇરાંની સીપાહસાલાર પેહલવાંન રૂસ્તંમ બીન હોરમઝદનું મરણુ.

ત્રણુ દીવસની થાકથી કંટાળેલો રૂસ્તંમ પોતાના તંબુમાં આસાએશ લેવા ગયો,

---

૧ આ જંગના દીવસને મુસલમાનો રોજે અરમાસને નામે ઓળખે છે.

પણ ત્યાં તેની સરજતે તેને ઘેરી લીધો. પોતાની આંખો ધોવા તેણે પાણી માગ્યું, પણ તેવામાં એક પવનનો જબરો સપાટો નીકલ્યો, અને રૂસ્તંમનો તંબુ તેની મેખમાથી ઉખડીને નદીમાં જઇ પડયો. એથી રૂસ્તંમે ખજાંનાથી લાધેલાં એક ઉંટના છાયા હેઠળ આસરો લીધો. લડાઇ જો કે બંધ પડી હતી, પણ તુફાંનની તક લેઇ આરબોએ પોતાનો લુટનો પેશો ચાલુ કીધો. અને તેઓ ઇરાંનીઓનો કિમતી અસબાબ લુટવા પડયા.

## પેહલવાંન રૂસ્તંમની કંમરનું ભાંગી જવું.

જે ઉંટને ઓથે રૂસ્તંમ સુનો હતો, તે ઉંટ ઉપર લાધેલો અસબાબ લુટવાની નેમથી એક આરબે તે ઉંટને બાંધેલાં દોરડાં કાપી નાખ્યાં, અને તેથી તે ઉંટની પીઠ ઉપર લાધેલા ખજાંનાની એક ભારી મોટી ઠેળી રૂસ્તંમની કંમર ઉપર પડી, જેના ભારથી રૂસ્તંમની કંમરનુ હાડકું ભાગી ગયું.

રૂસ્તંમે પોતાની સાંમે દુશમનોને જોઇ તેઓ સાથ લડવું સલામતી ભરયું નથી એમ જાંણી, પાસેની નદીમા તેણે નખાવી દીધું. પણ તેવામાં તેની ઉપર એક બીજા આરબની નજર પડી. તેણે રૂસ્તંમને તુરતજ ઓલખ્યો, અને તેજ વખ્તે તે તેની પાછલ નદીમા કુદી પડી, તેનો પગ પકડી તેને પાણીમાંથી બાહાર ઘસડી કાહડયો, અને તેજ વખતે તેનુ માથું કાપી બદનથી છુટું કરી, પોતાના ભાલાની ટોંચ ઉપર ઉઠાવી રૂસ્તંમના તખત ઉપર ચહડી ઉભો, અને પુકારી બોલ્યો કે:- "મે રૂસ્તંમને કતલ કીધો છે."

## ઇરાંનીઓની નાહસ ભાગ.

રૂસ્તંમના કતલ થવાની ખબર ઇરાંનીઓને કાંને પડતાં જ તેઓ દહેશત ખાઇ કાદુસીયાના મેદાંનમાંથી જીવ લેઇ નાહસવા લાગ્યા. તોપણ ૧૦,૦૦૦ ઇરાંનીઓએ હિંમતથી લડીને ૬૦૦૦ અરબોને કાપી નાખ્યા બાદ, તેઓ સઘળા કપાઇ મુવા. આ લડાઇમાં આસરે ૩૦,૦૦૦, ઇરાંનીઓ કપાઇ મુંવા. એ લડાઇ ઇ૦ સ૦ ૬૬૬ મા થઇ હતી. આજે તે લડાઇને લગભગ ૧૨૮૩ (યઝદઝર્દી ૧૨૮૩) વરશ થવા આવ્યાં છે.

## દરફ્સે કાવેઆંની. પારસી ઝુંન્ડાની પાયમાલી—તેનુ લુટાવું.

પારસી શહેનશાહતની લડાઇઓમાં આ લડાઇ જે ઘણી અગતયની ગણવામાં આવી છે, તેનુ કારણ એ, કે 'દરફ્સે કાવેઆંની' યાને પારસી શહેનશાહતનો ઝુંન્ડો એ જંગે કાદસીયામાં લુટાઇ ગયો હતો. આ ઝુંન્ડો એવા તો કિમતી હતો, અને તેને એવા તો ઉમદા સંણુગારથી સંણુગારેલો હતો, કે જયારે તેના હિસ્સા કરવામાં આવ્યા અને જેઓને તેમાંથી ભાગ મલ્યા, તેઓ ઘણાજ તવંગર થઇ ગયા હતા.

## કાવેઆની ઝુંન્ડાનું કદ.

લંબાઇમાં એ ઝુંન્ડાનું કદ ૨૨ ફીટ, અને પોહાળાઇમાં ૧૫ ફીટ જેટલુ હતું. એ ઝુંન્ડો ઇરાંનીઓના હાથમાથી જવા પછી પારસી શહેનશાહતની સરજત નક્કી થઇ ગઇ. આ લડાઇના સેવટની યઝદઝર્દને ખબર પડતાંજ જેટલું દ્રવ્ય પોતા સાથે લેવાય તેટલુ લઇ, તે 'હલવાંન' તરફ નાઠો, અને ઇરાંનીઓ દરફસે કાવેઆંની ખોવા માટે હા-વ-ઝારી કરવા લાગ્યા.[૧૫૮]

## યઝદઝર્દની નહાસ-ભાગ.

યઝદઝર્દના નાહસવાની જેવી ખબર અરબોને મલી, તેવાજ તેઓ મદાયન ઉપર હુમલો લઇ ગયા. યઝદઝર્દ ત્યાંથી પણ નાઠો, અને અરબોએ તેની પુઠ પકડી. પોતાનો જાંન બચાવવા તે કમ્બખત પાદશાહ શેહરે શેહરે ભટકવા લાગ્યો, અને તેનુ શાહી કુટુંબ નિરાધાર થઇ નાહસ ભાગમાં પડયું. યઝદઝર્દના કરમના લેખ ટળ્યા નહીં.[૧૫૯]

## યઝદઝર્દની દીકરીઓ અને બાંનુઓની હકકિત.[૧]

કહું શું હકિકત જમાનાની યાર,
નથી તે થયો કોઇનો દીલદાર.

ગજબ 'ને અલમ 'ને સિતમના પહાડ,
પડે છે ઈરાંન શાહા પર હજાર.

તજી મેહરો-મોહબત, તજી દેશખેશ,
તજી રાજધાંણી, તજી દઈ વેશ.

તજી બે દિકરીઓ નરગીસ સમાંન,
તજીને મદાયન, મંહેલો-અએવાંન.

તજી એશો અશરત, અમન ને ચમન,
વતંનથી થયો યઝદઝર્દ બેવતન.

રડે કુલ મદાયન, રડે મહેલ ઝાર,
રડે પ્યારી દીકરીઓ બે નવધાર.

કુટી સર પીખી બાલ કરતી પૂકાર,
જરા નહીં કરે રેહમ પરવરદેગાર.

બનવાની વાતો, બનીને રહે,
એ બન્દા ભવિશ તુજનુ કોણ કહે.

હવે જો જમાનો કરે છે કેમ,
નિરદોશો નાહક મરે છે કેમ.

થયા જયારે જંગમાં ઈરાંની ખૂવાર,
ગયો જ્યારે ન્હાસી શાહા શહેરિયાર.

હતી રંગ મહેલે બે ઈરાંની નાર,
અજીઝ દુખ્તરે યઝદઝર્દ શહેરિયાર.

હતાં નુર જેનાં ખુરશેદ સંમ,
દિઠો તો કદીબી ન નેનોએ ગંમ.

જોઇ ગુલબદન બે નિરાધાર નાર,
ઉઠાવી ગયા લઈ અરબ નાબકાર.

કરે કોણ મદદ ત્યાં હતાં સૌ તબાહ,
ગૂજારી પલીદોએ કંઇ કંઇ જફા.[૧૬૦]

૫૫૦૦

---

૧ યઝદઝર્દ શહેરીયાર જયારે તખત અને તાજ ખોઇ નાહસતો ભાગતો થયો, ત્યારે તેના કુટુંબની બાંનુઓ અને દીકરીઓના બાબમાં એક જાણવા જોગ દંતકથા ઇરાંનમાં વસતાં લોકોમાં આજ સુધી જાણીતી છે, અને આજ સુધી ત્યાંના લોકો તે દંતકથાને માને છે. "સાસાંની પાદશાહ યઝદઝર્દ શહેરીયાર

## તવારીખ એ વીશે ચુપ છે.

એ બાદશાહી ખાનદાનની બે બાનુઓના બાબમાં એવું કહે છે, કે "અબુ-બકર, અને અલીના છોકરા મહમદ તથા હસન, તે બંને નારો સાથ પાછલથી પરણી ગયા હતા. પણ તવારીખ એ બાબત ઉપર કાંઇ કહેતી નથી, એટલે એવું માનવાને કારણો છે, કે અરબ ગ્રંથકારો પોતાની વડાઇ માટે એવું લખી ગયા છે.

## જંગે નીહાવંદ. અરબોમાં ફાટફુટ.

### ( ઇ૦ સ૦ ૬૪૧ )

કાદુસીયાની લડાઇમાં અરબ પેહલવાંન સાદ વકાસે ફતેહ મેલવ્યા પછી, તે આપખુદી ચલાવવા લાગ્યો, અને તેની તેવી ચાલથી નારાજ થઇ તેના આદમીઓએ

---

જયારે નાહસ ભાગમાં પડયો, અને તેનું કુટુંબ જયારે બીલકુલ નિરાધાર થઇ પડયું, ત્યારે તેમના દુશમનો તેઓ ઉપર ભારે જુલમ ગુજારવા લાગ્યા. જ્યારે દુશમનથી તેઓ બીલકુલ બેજાર થઇ ગયાં, ત્યારે તેઓ વતન છોડી નાહસી ગયાં, અને પરવરદેગાર પાસ બંદગી કરી પોતાનો બચાવ કરવા અરજ ગુજારી. આ બંદગી પરવરદેગારની દરબારમાં મંજુર રહી, અને જે પાહાડ આગલ યઝદઝરદનુ કુટુંબ પડેલું હતું, તે પાહાડ તેજ વખત વચોવચમાંથી ફાટી ગયો, અને યઝદઝરદના કુટુંબીઓ તેમાં ભરાઇ ગયાં. જેવાં તેઓ તે પાહાડની ફાટમાં ભરાઇ ગયાં, તેવીજ તે પાહાડમાં પડેલી ફાટ પાછી જોડાઇ ગઈ. યઝદઝરદના કુટુંબીઓ હજી સુધી તે પાહાડમાં જીવતાં હોય, એમ ઇરાંનના લોકો આજેબી માને છે, અને આજેબી ઇરાંનના લોકો તેમને પીરને નામથી ઓળખાવે છે.

આ પાહાડી જગ્યા યઝદ શેહરની નજદીક થોડા થોડા માઇલને છેટે આવેલી કહેવાય છે. તે જગ્યાને પવીત્ર ગણવામાં આવે છે, અને તે જગ્યા "જીયારત ગાહ"ને નામે જણાયલી છે.

૧ પહેલી જીયારત ગાહ "સતી પીર"ને નામે જણાયલી છે. પાદશાહ યઝદઝર્દની મહોરદાર એ જગ્યાએ હોવાનું કહેવાય છે, અને એ જગ્યા તરફ પાક દીવસો ઉપર ઘણાક ઇરાંની જરથોસ્તીઓ આજે પણ જાય છે.

૨ બીજી જીયારત ગાહને "નારેસ્તાંન" કહે છે. હિયાં યઝદઝરદનો દીકરો અરદશીર હોવાનું કહેવાય છે. એ પવીત્ર જગ્યાએ સપંદારમંદ મહીનામાં ઇરાંની લોક આજેબી જીયારત કરવા જાય છે.

૩ ત્રીજી જીયારત ગાહને "પીર-એ-સબ્જ" કહે છે. પીર-એ-સબ્જ નામ એ જગ્યાને એટલાં માટેજ આપવામાં આવ્યુ છે, કેમકે ત્યાં બારે માસ ઝાડ પાંણ હંમેશાં સજીવન અને લીલોતરીથી ભરપુર રહે છે. યઝદઝરદની બેટી "હયાત બાંનુ" એ જગ્યામાં હોવાનું કહેવાય છે.

૪ ચોથી જયારત ગાહને "પીર-એ-હરીશત" કહે છે. હિયાં યઝદઝરદની બીજી બેટી મુરવારીદે રક્ષણ લીધું હતું, એમ કહે છે. કદમી આદર માસના જશનને દાહડે, એ જગ્યાની મુલાકાત લોકો લીએ છે.

૫ પાંચમી જીયારત ગાહ "બાનુ-પારસા"ની કહેવાય છે. કદમી માસ સપંદારમંદના દએપમહેર રોજે ઇરાંનીઓ એ જગ્યાએ જીયારત કરવા જાય છે.

૬ છઠી જીયારત ગાહને "પીર-એ-નારકી" કહે છે, જયાં નાજ બાનું એ રક્ષણ લીધું હતું. હિયાં ફરવરદીન માસના દએપમહેર રોજે યઝદના લોકો જાય છે.

૭ સાતમી જીયારત ગાહ "શેર બાંનુ"ની કહેવાય છે.

હર વરશે ઘણાક જરથોસ્તીઓ ઉપલી પવીત્ર જગ્યાની મુલાકાતે જાય છે, અને ત્યાં જઇ બંદગી કરી પોતાની અનેક ભલી મુરાદો પાર પાડવા દુવા ગુજારે છે, અને કેટલાંકો ખાણી પીણી માટે ત્યાં ઉતરી પડે છે.

ખલીફ ઓમર ઉપર લખાંણુ કીધાંથી, ઓમરે વકાસને મદીનામા પોતાની પાસે બોલાવી લેઇ તેના ઉપર મેલાએલા આરોપોની જાહેરમા તપાસ ચલાવવા માંડી.

### જંગે નીહાવંદની તૈયારી. નાહસતો ભાગતો યઝદઝર્દ.

કાદુસીયાની લડાઇ પછી યઝદઝર્દ જે પોતાનુ શેહેર મદાયન છોડી નાહસતો ફરતો હતો, તે સાદ વકાસના નામથી ધ્રુજ્યાજ કરતો હતો. વકાસને પાછો ઓમરે બોલાવી લીધો છે એવી ખબર યઝદઝર્દને પડતાંજ તેણે પોતાની પાદશાહી પાછી મેલવવાની કાંઇક આશા બાંધી. તેજ વખતે તેણે રએ શેહરથી ઇરફાંન, કુંમ, કાંસાન અને તબરીસ્તાંનના મુલકોના હાકેમો ઉપર નામાઓ લખી પોતાની પાદશાહી મેલવવા માટે, અને લુંટાઈ જતી જરથોશ્તી દીનને બચાવવા માટે મદદ માગી અરજ કીધી, કે તેઓએ પોતાની ફોજોને નીહાવંદના મેદાંનમાં મોકલી આપવી, કે જેથી આગલ વધતા અરબ દુશમનોને તે હરાવીને જેર કરે.

### ૧,૫૦૦૦૦ જરથોશ્તી લશકરનુ ભેગું થવું. પારસી સીપાહસાલાર ફીરૂજાંનનું નીહાવંદના મેદાંનમાં જવું.

યઝદઝર્દના એ ફરમાનને માન આપી, દેશે દેશ અને મુલકે મુલકના પારસી હાકેમોએ પોતાની શહેનશાહત અને ધરમને બચાવવા નીહાવંદના મેદાંનમાં પોતપોતાના લશકરને એકદમ રવાના કીધાં. આ રીતે એકઠી થએલી કુલ્લે ફોજ એક લાખ અને પચાસ હજાર પારસીઓની બની હતી. એ તમામ લશ્કરની સરદારી ફીરૂજાંન નામના પારસી પેહલવાનને આપવામાં આવી. આરબો આ જંગમાં લડવા પાછા તૈયાર થયા, અને તેમની સરદારી નોઅમાન નામના અરબ સરદારે લીધી.

### આતશપરસ્તી ઇરાંનમાંથી નાબુદ કરવાનો ઇસ્લામી હુકમ.

નોઅમાને પોતાના લશકરને ઉશ્કેરવા એક દીલ ઉશ્કેરનારૂ ભાશાંણુ કરી, ખાસ હુકમ કીધો કેઃ—"કોઇબી રીતે આતશપરસ્તી દીનને ઇરાંનમાથી હંમેશ સુધી નાબુદ કરવી."

### ઇરાંની કિલ્લેબંધી– ચર ખોદવી. ઇરાંનીઓના બચાવના બાંધકાંમ.

ફીરૂજાંન એક કુનેહબાજ સરદાર હતો. તેણે ઇરાંની લશકરનો બચાવ ઘણીજ બાહોશીથી કરવાની યોજના ઘડી. આરબોને જુદીજ રીતે જેર કરીને હફાવવાની તેણે તદબીર રચી. તેણે લડાઇમાં ઉતરવાને બદલે અરબોને ઠાકવીને તાબે કરવાની તજવિજ કીધી. ફીરૂજાંને પોતાના લશકરને એક સલામતી ભરી જગ્યા ઉપર રાખી, તેમના બચાવ

માટે લશકરની ચારે બાજુએ એક ઉંડી ફરતી ચર ખોદીને તે પાણીથી ભરી નાખી, અને ત્યાં પોતાના તમાંમ લશ્કર સાથે પોતે પડાવ નાખી પડયો.

## નોઅમાને નીહાવંદના મયદાંનમા પોતાના લશકર સાથ આવી પડાવ નાંખ્યો.

અરબ સરદાર નોઅમાને નીહાવંદના મેદાંનમાં પોતાના લશકર સાથ આવી પડાવ નાંખ્યો, અને ઈરાંનીઓને લડાઇમાં ઉતારવાની અનેક તદબીરો તે કરવા લાગ્યો, પણ ફીરૂજાંને તેને જરાબી મચક આપી નહી.

## નીહાવંદના મેદાંનમાં બે માસ પડી રહેવું.

બે માસ સુધી બંને બાજુના લશકર નીહાવંદના મેદાંનમાં પડી રેહ્યાં. આરબોની ખોરાકીનો અસબાબ ઘટી જવા લાગ્યો. તેઓમાં અસંતોશ ફેલાયો, અને તેમના લશકરમાં બેદીલી ચાલુ થઇ. સીપાહો નોઅમાનની વિરૂધ બકબકારો કરવા લાગ્યા, અને તેથી તે સરદાર ચીંતામાં પડ્યો.

## અરબ પેગાંમચીનુ ઇરાંની સીપાહસાલાર ફીરૂજાંન પાસે જવું.

એવે સમે નોઅમાને પોતાના એક જાસુસને ઇરાંની સીપાહસાલાર ફીરૂજાંન પાસ સુલેહની દરખાસ્ત આપી મોકલ્યો, અને એ બાંહાંણે ઇરાંનીઓના બચાવનાં બાંધ કામો કેવી કિસમના છે તે જોઇ લેવાની તેણે એક તદબીર રચી, કે જેથી અરબોને ઇરાંનીઓ ઉપર હુમલો કરવાને બની આવે.

## સીપાહસાલાર ફીરૂજાંને જાસુસની મુલાકાત લેવી.

પણ છાવણીમાં દાખલ થતાંજ તે જાસુસને અટકાવવામા આવ્યો, અને ફીરૂજાંને છાવણીની બાહાર આવીને તેની મુલાકાત લીધી. તેની સુલેહની દરખાસ્તને ફીરૂજાંને હસી કાહડી, અરબો સાથ લડવા માટે પોતાની મરજી દેખાડી, અને તે પેગાંમચીને નામોસી ભરયા સખુનો કહી બાહરોબાહરથીજ તેને પાછો રવાના કીધો.[૧૬૧]

## અરબોએ દગો કરવાના ઠરાવ ઉપર આવવું.

કોઇબી રીતે આ જંગે નીહાવંદનુ સેવટ લાવવાના વીચારથી એક અરબે પોતાના સરદારને એક ઠગાઇ કરવાની સુચના કીધી, અને તે સુચના તુરતજ અમલમાં મુકાઇ. તે સુચના પ્રમાણે નોઅમાને પોતાના તમામ લશકરને પોતાના વીસ્વાસમાં લીધું, અને એક ખોટું જાહેર નામુ લસ્કરમા બાગે બુલંદ એવું વંચાવ્યું, કે વડો ખલીફો ગુજરી ગયો છે, વાસ્તે લડાઇને પડતી મુકી તમાંમ લશ્કરે મદીના તરફ એકદમ વગર ઢીલે પાછું ફરવું.

## નીહાવંદના મેદાંનમાથી અરબ લશકરની મદીના તરફ કુચ.

આ ફરેબી હુકમને અનુસરી અરબ લશકરે નીહાવંદના મેદાંનમાંથી લડાઇનો તમામ અસબાબ ઉઠાવી મદીના તરફ કુચ કરવા માંડી. તેઓને નીહાવંદના મેદાંનમાંથી એવી રીતે ચાલી જતા જોઇ, ઇરાંની સરદાર ફીરૂજાંને ફરેબ ખાધો. તેણે દુશમનોને આવી રીતે મેદાંનમાંથી છટકી જોતા જોઇ પોતાના લશ્કરને જાગરૂત કરવા, અને દુશમનોની પુઠ પકડવા પુકાર મારી જાહેર કીધું.

## ઇરાંનીઓની ગફ્લત. પોતાના બચાવવાલાં બાંધકાંમમાથી ઇરાંનીઓનુ બાહાર નીકલવું.

નોઅમાન નીહાવંદનુ મેદાંન છોડી ચાલી ગયો. તે નાહસતા દુશમનોને મારવા, અને તેમને છેહલી શીકસ્ત આપવા ઇરાંનીઓ જોસમાં આવ્યા. તેઓ પોતાના હથીઆર સજી તઈયાર થયા, અને ફીરૂજાંન પોતાના તમામ લશ્કરને લઇ પોતાના બચાવ માટે બાંધેલા ચરની બાહાર નીકલી, તેણે અરબોનો કુંબાલો પકડયો.

બે દીવસ સુધી આરબોએ પાછું ફરી જોયુ નહી, પણ ત્રીજે દીવસે જયારે અરબોએ જોયું કે ઇરાંનીઓ પોતાના બચાવના બાંધ કાંમમાંથી બાહાર નીકલી તેમની પાછલ આવી લાગ્યા છે, અને હવે તેઓ આસાંનીથી તે તરફ પાછા ફરી શકશે નહી, ત્યારે તેઓ એકદમ પાછા ફરી ઇરાંનીઓની સાંમે થયા.

## જંગે નીહાવંદ. એક ખુંખાર લડાઇ. ૮૦૦૦૦ અરબો ચરમા ડુબા.

નીહાવંદના મેદાંનમા એક જબરી ખુંનખાર લડાઇ ચાલી. અરબ સરદાર નોઅમાન એક ઇરાંનીના તીરથી વિંધાઇ મરણ પામ્યો. નોઅમાનનું લશ્કર તેના મરણથી બેદીલ થાએ, માટે અરબો સમય સૂચકતા વાપરી લડાઇના મેદાંનમાથી તેજ વખ્તે તેની લાસ ઉઠાવી લઇ ગયા, અને તેનો પોશાક તેના ભાઇને પેહરાવી તેને લશ્કરમાં ઉભો કીધો, એવી મતલબથી કે નોઅમાન મારયો ગયો નથી એમ અરબો સમજે.

એ નીહાવંદની લડાઇમાં અરબો તેમજ ઇરાંનીઓની મોટી ખુવારી થઇ. હજારો કપાઇ મુવા, સેંહકડો તીરથી વિંધાઇ ગયા, અને જેઓ પાછા ફરયા તેઓમાથી ૮૦,૦૦૦, ચરમા પડી દબાઇ મુવા.

## અંતે ઇરાંનીઓ હારયા.

અંતે ઇરાંનીઓની હાર થઈ. તેઓનુ ગંજાવર લશકર પરાગંદે થયું, અને તેઓએ મેદાંનમાંથી નાહસવા માંડયું. આરબોએ નીહાવંદનું શેહર કબજે લીધું. ફીરૂજાંન

તીરથી વિંધાઈ મરણ પામ્યો. એ લડાઇ ઇ૦ સ૦ ૬૪૧ મા થઇ હતી. આજે તે લડાઇને ૧૨૮૪ (યઝદઝરદી ૧૨૯૪ મા) વરશ થયાં છે.

## વતન અને શાહી માટે પારસીઓનો વિલાપ

ગરદીશ આખર થઇ બેવફા,
પડી પારસીઓની ઉપર જફા.

પરાગંન્દે એક લાખ પચાસ હજાર,
રડે સર કુટીને શાહા શહેરિયાર.

જંગે નિહાવંદે કીધો અજાબ,
થયું પારસીઓનુ ખાંનુખરાબ.

બલા મહમદી ઘુંમતી કુલ ઇરાંન,
ખતમ થઇ ગઈ શાહી સાસાંનીયાંન.

ડરતા હતા જેથી શીરે-પીલંગ,
કિધી તેની હાલત જમાનાએ તંગ.

થયો ખ્વાર યઝદાંપરસ્તી ધરમ,
પડયો દીને જરથોશતી પર જુલંમ.

ખતંગ દીન રોશંન થયો હસ્તીનો,
ખતંમ થાયો અમલ જરથોશ્તીનો.

કિધાં કુલ વેરાંન આતશબ્હેરાંમ,
ગરજી રહી નોબતે ઇસલાંમ.

રડે કુલ ઇરાંની મારી પૂકાર,
ગયો તું કહાં યઝદઝર્દ શહેરિયાર.

દુનિયા દગલબાજ અરે નાબકાર,
કિધું કાં તેં ઇરાંનને ખાર-જાર.

મકરબાંજ છે તું અરે આસમાંન,
કિધી શાહી તારાજ તેં કિયાંનીઆંન.

લૂટાવી તૂએ પારસીની ધજા,
પામાલ કીધી પૂરાતન પ્રજા.

### નીહાવંદની લડાઇથી આવેલાં પરીણામ.

૧ એ લડાઇથી સાસાંની શહેનશાહતની સરજત નકી થઇ ગઈ

૨ એ લડાઇથી યઝદઝર્દ નાહસી ગયા, અને અરબોએ તેની પૂઠ પકડી.

૩ એ લડાઇથી યઝદાંપરસ્તી દીનની ખુવારી થઇ

૪ એ લડાઇથી આતશબેહરામો અને આતશકદેહો તારાજ થઇ ગયાં, અને જરથોશ્તી દીનની દુર દશા બેઠી.

### યઝદઝર્દની નાહાસ ભાગનુ પાછું શરૂ થવું.

કમનસીબ યઝદઝર્દ હવે પાછો નાહાસ ભાગમાં પડયો. નીહાવંદથી હમદાંન, હમદાનથી રએ, અને રેએથી ઇસ્પાંન, સેજીસ્તાંન, અને મરવમાં તે ભટકવા લાગ્યો.

### મરવમાં યઝદઝર્દનુ જઇ છુપાવું.

દેશે દેશ ભટકતો, રાતના મુસાફરી કરી દીવસના પાહાડો અને ઝાડો ઉપર છુપાતો, તે પારસી પાદશાહ પોતાની શહેનશાહી સરજતનો વીચાર કરી દુનીઆની બેવફાઇ માટે સંતાપ કરવા લાગ્યો.[૬૧]

## દુનીયાની બેવફાઇ ઉપર યઝદ-ઝર્દનો સંતાપ.

"અજબ છે નસીબાનો દોરે ગજબ,
ગઈ મારી શાહી, ગયો કુલ મહજબ.

ફરી કીસમતની હતી જે ગતી,
રહી નહી શાહી, રહી નહી મતી[1]

થયો મારો અમલ મિસલ એક ખાબ,
થયો અસ્ત સાસાંનીયંન આફતાબ.

અએ માદરેમંન, અજીજ મહેરબાંન,
જન્મ કાં મને આપીયો આ જેહાંન.

અગર આપ તે જો જન્મ તું નહી,
તો જોતે આ રંજે-મહન હું નહી.

એ બંન્દા છે દુનિયા દુખોથી ભરી,
દુખ જોઇ દુખી થતો ના જરી.

અગર તું બને જો ખલકનો શાહા,
ગગન તક ઉડે જો તહારી ધજા.

તોબી તું એક દંન ફના ખાક છે,
અમર નામ યઝદાંનનું પાક છે.

જરા કર જમાનાનો બંન્દા હિસાબ,
જમાનાથી જમશેદ થયો લાજવાબ.

ફરીદુન થાયો જગત આશકાર,
જમાનાથી તેબી થયો બેકરાર.

જરા નહિ હુતો કમ કાઉસ રૂબાબ,
ખતમ થાયો એક રોજ તેનોબી તાબ.

રહ્યો નહી અદીલ નાશીરવાંન,
રહ્યો નહી [2]પરવીઝ રોશંન રવાંન.

એક દીન જમાનાની છે મસ્તીનો,
એક દીન છે દુખની વૃસ્તીનો.

સિતારો ઉભો સર ખરોખસ્તીનો,
થયો રોજ રોશંન બરગશ્તીનો.

### યઝદઝર્દ તરફ મરવના હાકેમનુ બેવફા થવું.

અંતે ભટકતો યઝદઝર્દ મરવ મધે જઇ પુગ્યો તે શેહરનો હાકેમ માહુઈ સુરી, જે તેનો દોસત હતો, તેને યઝદઝર્દે પોતાની આફતની તમામ હકીકતથી વાકેફ કીધો. યઝદઝર્દને તારજ હાલતે પોતાની પનાહામાં આવેલો જોઇ, માહુઇ સુરી પોતાનો લોભ અટકાવી શકયો નહી. માહુઇએ તેનો દોસ્ત થઇ રેહવાનુ ખોટું ડોળ ઘાલ્યું, અને તેની પરોણાગત અને મદદ કરવાની કબુલાત આપી, યઝદઝર્દનો વીસ્વાસ તેણે મેલવી લીધો.

માહુઇએ યઝદઝર્દને મેજબાની આપવા એક ભપકાદાર મીજલસ બોલાવી. તે મીજલસમાં ઇરાંન વતન અને ઇરાંનીઓની અરબોએ કેવી રીતે પાયામાલી કીધી, તેનુ બયાંન કરવાની માહુઇએ યઝદઝર્દને ફરમાસ કીધી. તે ફરમાસને અનુસરી તે કમનસીબ પાદશાહે પોતાના કમનસીબ વતન અને કમનસીબ રઇઅત બાબે મીજલસ હજુર વીલાપ કીધો.[1][2]

---

[1] મતી યાને અકલ. [2] ખુશરો પરવીઝ.

## માહુઇનો દગો—યઝદઝર્દનું નાહસવું.

આ રંગભરી મીજલસની તકલીદી, અને ફીતુરી માહુઇની મેહમાનદારી કેટલી દગાભરી હતી, તેની કમનસીબ યઝદઝર્દને જરાબી ખબર હતી નહી. તેણે એક હાથ ઉપર યઝદઝર્દની પરોણાગત કરી તેને રાજી રાખ્યો, અને બીજા હાથ ઉપર તેણે તારતારના ખાકાંનને લખી જણાવ્યું કે યઝદઝર્દ મારે હાથ આવ્યો છે, માટે તેને પકડવા લશ્કરને મોકલવું. આ ખબર મલતાંજ ખાકાંને પોતાના લશ્કરની એક ટુકડીને યઝદઝર્દને પકડવા મરવ તરફ મોકલી. તે ટુકડીએ મરવ મધે જે મકાનમાં યઝદઝર્દ વસ્તો હતો, તે મકાંનને ઘેરી લીધું.

આ નવી આફત જોઈ યઝદઝર્દ તે મકાંનમાંથી એક છુપા લેબાસમા જીવ લઇ નાહસવા લાગ્યો, અને તેમ કરવામાં તે ફતેહ પામ્યો.

## યઝદઝર્દનું મરવના મેદાંનમાં રાતને સમે પવન ચક્કી પાસ જઇ પુગવું.

મરવથી તે જીવ લઇ નાહઠો. તે કયાં જતો હતો, તેની તેને ખબરબી નહી હતી. જયાંબી તેને એકાંત રસ્તો દેખાયો, ત્યા તેણે નાહસવા માંડયું. એવી રીતે નાહસતાં પુનમની એક ચાંદરણી રાતે, મરવ શેહરની સરહદની બાહાર, ખુશરો નામના એક પવન ચક્કીવાલાના ઝુપડાંમા બલતા ચેરાગની સરતે, પાણીની તરસથી તરસ્યો યઝદઝર્દ જઇ લાગ્યો, જયાં રાતની ચાંદણીમાં તે ઘંટીવાલાના બાળકોને નાચતાં ગાતાં જોઇ, પોતાની સરજત ઉપર વિચાર કરતો, તે ઝુંપડાંની બાહાર જમીન ઉપર ફસડાઈ બેઠો.

| | |
|---|---|
| ભટકીને વંનમા તે બનીયો ખરાબ, | સિકલ થાઇ સુંદર, અલમથી ઝર્દ, |
| ના રહી તાકત ના રહી તાબ. | કરતો તે અફસોસ કંમબખ્ત મર્દ. |
| ખોઈ અમીરી તે બનીયો ફકીર, | જંગે નિહાવંદથી થઇ ખતંમ, |
| માલેક શાહીનો રોશંનઝમીર. | સાસાંની શાહી બંધ એકદંમ. |

## ખુશરોના ઝુપડાંમાં યઝદઝર્દનું રાતને સમે ઘાસ ઉપર મુકાંમ કરવું.

એવામાં પેલાં ઝુપડાંનો માલેક ખુશરો બાહાર આવી લાગ્યો, અને યઝદઝર્દને જોતાંજ પોતાના મકાંનમાં તેને વીસામો આપવાની ખુશરોએ ખાએશ જણાવી. યઝદઝર્દે તે ખાએશ ઉપકાર સાથ કબુલી. યઝદઝર્દ ખુશરોની સાથ તેના ઝુપડાંમા ગયો, અને ત્યાં તે ઝુપડાંના એક

અધારાં ખુણામા, જમીન ઉપર બીછાવેલાં સુકાં ઘાસ ઉપર, રાતને વખત, તે ઇરાંનના પાદશાહે પોતાનું મુકામ કીધું.

આ ફરતાં આસમાંનની બેહુદી ચાલથી શાએર ફીરદોસી યઝદેઝર્દની હાલત માટે નીચે પ્રમાણે વીલાપ કરે છે.

## ફીરદોસીનો યઝદઝર્દની હાલત ઉપર વીલાપ.

* * *

ચૂનીન અસ્ત રસ્મે સેરાએ ફરીબ,
ફરાઝશ બુલંન્દઅસ્ત પસ્તશ નસીબ.
બેદાનનો કે બીદાર બદબખ્તે ઉઈ,
બેગરદુંન કશીદી ફલક તખ્તે ઉઈ.

* * *

અગર બેખુરદી દર જેહાં દેલમબંન્દ,
કે નાયદ બેફરજોમ અઝુ જોઝ ગઝંન્દ.
ચે બંન્દી દેલ અંદર સેરાયે ફસુસ,
કે હરઝમાન બેગુશ આએદ આવાએ કુસ.

* * *

( અર્થ )

આ દગલબાજ આસમાંનની એવી ચાલ છે, કે ઈનસાંનને ઘડીમાં તે ઉંચે ચહડાવે છે, અને ઘડીમાં તેને નીચે પાડી ખુવાર કરે છે.

યઝદઝર્દનો સીતારો જ્યારે બુલંન્દ હતો, ત્યારે તેના નસીબને ફલકે તખતે ચહડાવ્યું હતું. હવે જ્યારે તેનુ બદબખત થયું, ત્યારે ચક્કી પીસનારના છાપરાંમાં તેણે આસરો લીધો છે.

જો બંન્દા તું અકલમંદ હોય, તો આ દુનીઆ સાથે દીલદારી કરતો ના, કારણ આખર તુ એનાથી દુખ જોશે.

આ ઠગારી ધરતી સાથ તું તારૂં દીલ બાંધતો ના, કારણ એમા તું હર વખતે અજલની નોબતનો અવાજ સાંભલસે.

## ખુરાશેદનુ યઝદઝર્દને પીછાંનણું.

પ્રભાત પડતાંજ પેલા ચક્કીવાલાએ પોતાના રાતના પરોણાનો ખુબસુરત ચેહરો, તેનો પોશાક અને તેનુ જરીઆંન જોતાંજ યઝદઝર્દ તરીકે તેને પીછાની લીધો.

## એ ખબર માહુઇને પડી.

કમનસીબ યઝદઝર્દની ખબર મસુસાથી માહુઇને પડતાંજ, તેણે ગુપચુપ ખુશરોને બોલાવી મંગાવ્યો, અને યઝદઝર્દનુ માથું કાપી લાવવાનો તેને હુકમ કીધો, અને નહી તો તેનો તેમજ તેના કુટુંબનો જાંન લેવાની માહુઇએ તેને ધમકી આપી.

## યઝદઝર્દની કતલ.

ખુશરોનુ પેલા જુલમગાર માહુઇ આગલ કાંઇ ચાલ્યું નહી. યઝદઝર્દનું ખુન કરવા ખુશરોની હિમત ચાલતી નહી. પણ રાતને વખત જ્યારે ખુશરોના મકાંનમાં યઝદઝર્દ એક જવનું નાન ખાતો બેઠા હતો, તેવામાં ખુશરોએ તેના જીગરમાં ખંજર ભોકી તેને બેજાંન કીધો. એ પછી તેની લાસ માહુઇને સ્વાધીન કીધી.

આ બનાવ તારીખ ૨૩ મી આગસ્ટ ઇ. સ. ૬૫૧, ને દીને બન્યો હતો. મરણ વખતે યઝદઝર્દની ઉંમર ૩૫ વરસની હતી. ૧૫ વરસની ઉંમરે ઇરાંનની જરથોસ્તી અંનજુમને તેને તખતે લાવી બેસાડ્યો હતો. સુરજ જેમ ઉગે છે અને અસ્ત પામે છે, તેવીજ હાલત રાજપાતની થાએ છે. તેજ હાલત જરથોસ્તી રાજપાતની થઇ, અને તેજ રીતે પારસી સલતનત સદાની અસ્ત પાંમી.

## આખરી ટીકા.

મહાંન પ્રજાઓનું ચહડવું અને પડવું, તેમના રીતી અને નીતી ઉપર મોટો આધાર રાખે છે. જે પ્રજા મોજ અને શોખમાં લીન થઈ પડે છે, તે અંતે પરાજય થવાને સરજાએલીજ છે. યઝદઝર્દ એજ સબબથી પારસી શહેનશાહતને સદાની ગુમ કીધી છે.

જો ઇરાંની-એરીઅંનોએ કાદુસીયાની લડાઇમા પોતાનો ઝુંન્ડો ગુમાવ્યો નહી હોતે, અને એ કોમ મોજીલા શોખમાં પડી નહી હોતે, તો આજે તમામ યુરપ ખંડના એરીઅંન દેશોમાં 'જેહોવાને' બદલે 'અહુરામઝદા'ના નામની પરસ્તેશ થઇ હોતે, અને દેવલોને બદલે આતશકદેહમાં રોશન આતશનો કાબલો બીરાજી રહેતે.

થયો એ મુજબ પારસી શાહા કતલ,
રહી નહી તેની અસલ કે નસલ.

અજબ છે જફા તારી ચર્ખે બુલંન્દ,
પિછાને નહિ તુંજ ફંન્દ હોશમંન્દ.

અરે ગોળ ગૂમ્બજ ફિતુરી કુહંન,
કિધો પારસી શાહ કહાં તેં દફંન.

ગજબ છે ચલન તારી આ આસમાંન,
કિધાં તુએ તારાજ જરથોશ્તીયાંન.

ખલક થાઈ તાજૂબ હયરત રહે,
મલકની પલક ના એ દુખો સહે.

જગત જોઈ આફત સિહા-અંધકાર,
કજાની રડે જોઇને શેહરિયાર.

એક રોજ છે જીંદગી આ તમામ,
તજી ફાંની જઇશું મિનોઇ મુકાંમ.

એક રોજ છે જીંદગી આ ખતંમ,
નહી સંગ કોઇ સિવાએ [1]કરમ.

સિતારો થયો યઝદઝર્દનો અસ્ત,
થઈ તેની અવલાદ નાબૂદ નષ્ટ.

કિધી પારસી શાહી તેણે ખતંમ,
પડયો પારસીઓની ઉપર જૂલંમ.

રિજાલા અરબ જે હતા બહુ બતંગ,
થયા રાજ કર્તા, બનિયા મલંગ.

કીધાં આસમાંને છે સઉને ફના,
આ ફાંનીમાં નહી કોઇને મલતી પનાહ.

થયા પારસીઓ પરાગંન્દ તમાંમ,
ઈરાંન છોડી ગયા ગાંમેગાંમ.

હતા બળ કળમા બિલ્કુલ પુર,
રંગે રૂપાલા, વિપતીથી ચુર.

કદમા કદાવર, બુલંન્દ તંનના,
તકદિરના ફુટા, વતંન વંનના.

અકળે પુરા, દિલથી દલેર,
દિલમાં સખાવત, માયા ને મહેર.

હજારોએ છોડી દિધાં રેહઠાંણ,
નિકલિયા આવવાને હિંન્દુસથાંન.

તજી શહેર આબાદ કીધી સફર,
ઉતરિયા પ્રથમ 'દીવ' બંદર ઉપર.

વસી દીવમાં વીસ વરશ, એક કંમ,
ગયા ત્યાંથી પાછા સંજાંન ગંમ.

વસી ત્યાં વતંન તે કિધું ગાંમને,
સ્થાપ્યું ત્યાં [2]આતશ-બહેરાંમને.
૫૬૦૦

રહી રીત નહિ કંઇ, રહી નહી ભાત,
રહ્યા નહી પોશાક, રહિ નહી વાત.

રહિ નહિ જીંદગીની રાહાને રસંમ,
ફકત રાખીયો એક કાયેંમ ધરંમ.

હતા નહી ત્યારે 'કોલર' ને 'ટાઇ',
હતી પારસી જાંગલાની નવાઈ.

હતી પારસી નારો હિંમતે પુર,
નીતી અશોઇથી હતી ભરપુર.

હતો નહી પોલકાન સેહંતા પર માર,
હતો નહી ચસ્માની ઉપર સુમાર.

હતાં નહી 'ઇન્સર્શન' 'રીબંન' ને 'લેસ,'
હતા નહી ત્યારે વસણાએલા કેસ.

હતા નહી બાળકને 'સેલરના સુટ,'
પપ્પા નહી ફુંકતા'તા લાંબી 'ચીરૂટ.'

પારસીની શાહીનો એ છે ચીતાર,
કથ્યું મે કથંન યઝદઝર્દ શહેરિયાર.
૫૬૧૬

પારસીઓની શહેનશાહત પડી ભાગ્યા પછી, તેમની નાહાસભાગની વીગતવાર નોધ, તવારીખની શાહાદત સિકકે આજે નીચે પ્રમાણે રજુ થઇ શકે છે.

ઇ૦ સ૦ ૬૪૧, માં નીહાવંદની લડાઇ થઇ હતી.

ઇ૦ સ૦ ૬૫૧, માં એટલે નીહાવંદની લડાઇ પછી દસ વરશ વિત્યા બાદ યઝદઝર્દ કતલ થયો હતો.

---

૧ કરમ-કર્મ યાને કરણી. ૨ પારસીઓએ ઇરાંનથી હિંદુસ્થાંનમાં આવ્યા પછી પેહલવેહલુ જે હિન્દુસ્થાંનમા આતશ-બેહરાંમ બંધાયું હતું, તે એજ હતું.

ઇ૦ સ૦ ૬૫૧ થી ઇ૦ સ૦ ૭૫૧ } એટલે ૧૦૦, વરશ સુધી પારસીઓએ નાહસીને કોહિસ્તાંનના પાહાડી મુલકોમા આસરો લીધો.

ઇ૦ સ૦ ૭૫૧ મા પારસીઓ મકરાંનની દક્ષીણે ઓરમઝ નામના ટાપુ તરફ ગયા હતા.

ઇ૦ સ૦ ૭૬૬ એટલે ૧૫ વરશ સુધી પારસીઓ ઓરમઝના ટાપુમાં રેહા હતા.

ઇ૦ સ૦ ૭૬૬ ઇ૦ સ૦ ૭૮૫ } પારસીઓ ઓરમઝના ટાપુમાથી નીકલી પ્રથમ દીવ બંદરે ગયા, અને દીવમાં તેઓ ૧૯ વરશ સુધી રેહ્યા હતા.

ઇ૦ સ૦ ૭૮૫. પારસીઓ દીવમાં ૧૯ વરશ રહ્યા પછી, તેઓ ત્યાંથી ઇ૦ સ૦ ૭૮૫ માં નીકલીને સંજાંન મધે આવી રેહ્યા હતા.

ઇ૦ સ૦ ૭૯૦ ના સાલમા પારસીઓએ સંજાંન મધે પેહલવેહલ્લુ આતશ બેહરાંમ બાંધ્યું હતું. (હીન્દુસ્થાનમાં પેહલ્લું આતશબેહરાંમ એજ બંધાયું હતું.)

ઇ૦ સ૦ ૭૯૦ થી ઇ૦ સ૦ ૧૦૯૦ } એ પછી લગભગ ૩૦૦ વરશથી વધુ પારસીઓ સંજાંનમાં વસી, ત્યાંથી ગુજરાતમાં ચોતરફ તેઓ વસવાટ કરતા થયા હતા.

ઇ૦ સ૦ ૧૪૯૦ } એ પછી મહમદ બેગડાએ સંજાંન ફતેહ કરવા સંજાંનના હિન્દુ રાજા સાંમે ચહડાઇ કીધી હતી, જે પ્રસંગે અરદશીર નામના પારસીની સરદારી હેઠળ, પારસીઓ સંજાંનના રાજા તરફથી મુસલમાનોની સાંમે લડી. તેઓએ પોતાની બહાદુરી દેખાડી આપી હતી, અને ત્યાર પછી તેઓ બાંરોટના પાહાડ ઉપર જઇ વસ્યા હતા.

એ પછીના પારસીઓને લગતા બનાવો ઘણા જાણીતા છે, અને તે અતરે દરશાવવાની કાંઇ જરૂર રહી નથી.

(ભાગ ૧ લો.)

અસમાપ્ત.



# એજ લખનારની કલમથી લખાયલાં બીજાં પુસ્તકો.

## By The Same Author.

### નવલ કથા.

૧ લૈલા યાને તીલેસમાતી બાગ.

૨ કેનેથ, યાને દુખના પાહડ ઉપર ચહડતો મુસાફર.

૩ કલીયોપેત્રાં. મીસરની રાણી.

૪ વેલાતનાં કાળાં મેંઢાં. ચાર ભાગમાં સંપુર્ણ.

### પારસી સંસારી વારતાઓ.

૫ ગંગાબાંણુ યાને ત્રીયા તેજ.

૬ ઓરતના ગુલાંમ.

૭ ચશંમના ખસંમ.

૮ અનારકલી.

### સંગીત શાસ્ત્ર સંબંધી પુસ્તકો.

૯ હિન્દુસ્થાંની રાગ વિદ્યા.

૧૦ કળાવંત યાને આર્ય સંગીત કળા. (જ્ઞાંન પ્રસારક ભાશણો અને સંગીત દંતકથા.)

### જીવન વૃતાંત.

૧૧ વીકટર આલબમ. પ્રીન્સ વીકટર (પ્રીન્સ ઑફ વેલ્સ) ની જીંદગીનો ચીત્રયુક્ત હેવાલ. મુંબઇના ગવરનર લાર્ડ સેન્ડહરસ્ટને અર્પણ કરેલું પુસ્તક. (બીજી આવૃતી.)

### પારસી સાહીત્ય. (તમામ ગીત અને સંગીતમાં)

૧૨ રૂસ્તમ અને સોહરાબ.

૧૩ જમશેદ અને ઝોહાક.

૧૪ ઝોહાક અને એબ્લીસ.

૧૫ શાહજાદો શિયાવક્ષ.

૧૬ યઝદઝર્દ શહેરીઆર. પારસીઓનો છેલ્લો પાદશાહ. પારસી સહેનશાહતનું પડી ભાગવું.

૧૭ આતશ પરસ્ત યાને ગુહે-ગબ્ર. બાબાફરૂખના દાસ્તાંનનો એક સફો. (યઝદઝર્દ દાસ્તાનનો ઉત્તર ભાગ.)

૧૮ ઝાલ અને રોદાબે.

૧૯ દારા અને સીકન્દર. ( હખાંમની વંશનો એક સફો. )

૨૦ બેજન અને મનીજેહ. ( કિયાંની મોહબતનો એક સફો. )

૨૧ રૂસ્તમ અને અસ્ફન્દીયાર.

૨૨ જરથુસ્ત્રા. પારસી પેગમ્બરની જીંદગી અને જમાનો.

૨૩ પવીત્ર જરથોસ્તી લડાઇઓ. ( ગુસ્તાસ્પ અને અસ્ફન્દીયાર. )

૨૪ શાહજાદો એરચ. ( ઇરાંન અને તુરાંન વચ્ચેના કીનાકેસાની શરૂઆત. )

૨૫ ફરીદુન અને ઝોહાક.

## સંસાર ઉપયોગી વૈદક પુસ્તકો.

૨૬ સ્ત્રીનો સાચો સલાહકાર. ( ચોથી આવૃતી. )

૨૭ સ્ત્રી ભવસાગર. ( બીજી આવૃતી. ) Ladies' Vadmecum.

૨૮ સ્ત્રી–દર્પણ. Ladies' Mirror.

૨૯ જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદ. The Great Art Of Living.

૩૦ સ્ત્રી શાસ્ત્ર. Feminology.

## નાટકો અને ઑપેરો.

૩૧ ખસ્લતે શયતાંન.

૩૨ રૂસતમ અને સોહરાબ. ( ઑપેરા )

૩૩ લૈલા યાને તીલેસમાતી બાગ.

૩૪ ફેરાઉન.

૩૫ તુશ્રાંન. ( ઑપેરા )

૩૬ હાબીલ.

૩૭ કલીયોપેત્રા.

## છપાય છે.

૩૮ પારસી શાહનામું. ( તમામ ચીત્રોથી ભરેલું. ) ( બેતબાજીમાં. )

૩૯ મરદનો મદદગાર. ( પુરૂષાસ્ત્ર ) The Mysteries Of Man.

૪૦ સંગીત શાસ્ત્ર. Science Of Aryan Music.